# સમાધિ વિચાર



સંગ્રાહક: સંપાદક:

પૂજ્ય મુનિરાજશ્રી કુંદકુંદવિજયજી મહારાજ

પ્રકાશક:
શ્રી નમસ્કાર આરાધના કેન્દ્ર
વ્ય. કાંતિલાલ સોમચંદ ગાંધી
પો. બો નં. ૧૫ પાલિતાણા (સૌરાષ્ટ્ર)

વીર સં. ૨૫૦૨
વિ. સં. ૨૦૩૨
દીપોત્સવી
તા. ૨૨-૧૦-૧૯૭૬
શુક્રવાર

કિંમત છ રૂપીયા

મુદ્રક:
મહેતા ભાનુચંદ નાનચંદ
શ્રી બહાદુરસિંહજી પ્રિં. પ્રેસ
પાલિતાણા (સૌરાષ્ટ્ર)

પરમ પ્રભાવક—પાટણવિભૂષણ



શ્રી પંચાસરા પાર્શ્વનાથ ભગવાન

# ✻ સ મા ધિ વિ ચા ર ✻

## (પ્રાસ્તાવિકમ્)

'સમાધિ વિચાર' નામના આ પુસ્તકમાં સમાધિ ભાવને-પ્રશાંત ભાવને પુષ્ટ કરનાર પૂર્વના મહાપુરુષોની અનુભવસિદ્ધવાણીનો સંગ્રહ કરવામાં આવ્યો છે.

સમાધિભાવનો મહિમા અપાર છે. પ્રભુશાસનમાં થયેલા પ્રારંભથી માંડી આજસુધીના તમામ પ્રતિભા સંપન્ન મહાપુરુષોએ સમાધિ ભાવનો મહિમા એકી અવાજે શાસ્ત્રોમાં ઠેર ઠેર વર્ણવ્યો છે. અને ધર્મનો સર્વશ્રેષ્ઠ સાર કોઈ હોય તો તે સમાધિ-સમતાભાવ છે એમ કહ્યું છે.

આ પુસ્તકમાં કેટલાંક સુભાષિતો સીધે સીધા સમાધિભાવના મહિમાને દર્શાવનારાં છે અને કેટલાંક વચનો સમતાભાવની પુષ્ટિમાં પરંપરાએ અસાધારણ કારણભૂત બને તેવાં છે. અર્થાત્ પરંપરાએ સમાધિભાવની પુષ્ટિ કરનારાં છે. ટુંકમાં વિવિધ રીતિએ સમાધિભાવને પુષ્ટ કરનારી સામગ્રી આમાં રજુ કરવામાં આવી છે.

જે વાંચન-મનનથી સમાધિભાવ ઉત્પન્ન થાય, તથા ઉત્પન્ન થયેલો સમાધિભાવ ટકી રહે અને દિનપ્રતિદિન વૃદ્ધિ પામતો રહે, તે માટે તેને અનુકુલ વચનામૃતોનો સંચય આમાં જોવા મળશે. આ અંગે વિશેષ જે કાંઇ કહેવા જેવું છે, તે જુદા જુદા પ્રકરણોના આરંભમાં અવતરણિકા મૂકવામાં આવી છે, તેમાં જરૂરી વિગત જણાવવામાં આવી છે. સૌ કોઇ આમાં રજુ થયેલ સમતા-અમૃત રસનું પરિશીલન કરી નિરાબાધ અમરપદને-મોક્ષપદને પ્રાપ્ત કરનારા બનો એ જ મંગલ મનોકામના.

સિદ્ધક્ષેત્ર વિ. ૨૦૩૨ દીપોત્સવી —મુનિ કુંદકુંદવિજય

# ❀ સ મા ધિ વિ ચા ર ❀



## અ...નુ...ક્ર...મ...ણિ...કા




| વિષય | પૃષ્ઠ |
|---|---|
| ૦ સમાધિ વિચાર | ૧ થા ૮૬ |
| ૦ પરમાત્મ પ્રાર્થના | ૮૭ |
| ૦ શ્રી પંચ પરમેષ્ઠિ નમસ્કાર મહામંત્ર સ્વાધ્યાય પ્રાકૃત-સંસ્કૃત ૨૧૧ શ્લોકો તથા તેનો સરળ અનુવાદ | ૧૦૬ થી ૧૬૭ |
| ૦ મૈત્રી આદિ ભાવના ગર્ભિત શ્લોકો અર્થસહિત | ૧૬૮ |
| ૦ ભક્તિ સુધા બિન્દુ ભક્તિ ગર્ભિત ૨૫૪ સુભાષિતો | ૧૭૯ થી ૨૩૧ |
| ૦ સમતાનો પ્રભાવ સમતા ભાવ દર્શક ૪૭૨ વચનામૃતો | ૨૫૧ થી ૩૫૦ |
| ૦ અનેકાંત-સ્યાદ્વાદ વિષયક ૪૧ વચનામૃતો (૪૭૩ થી ૫૧૩) | ૩૫૦ થી ૩૬૦ |
| ૦ સમતા શતક અર્થસહિત | ૩૬૧ |
| ૦ સમાધિ શતક અર્થસહિત | ૩૯૨ |




# સંસ્કારપોષક સાહિત્ય

## સંસ્કારપોષક ઉત્તમ વાંચનના ફાયદા

જ્ઞાન એ દીવો છે. દીપકની હાજરીમાં જેમ અંધકાર ટકી શકે નહિ, તેમ જ્ઞાનરૂપી દીપક જેમના અંતઃકરણમાં વિદ્યમાન છે, તેમના અંતઃકરણમાં અજ્ઞાન, રાગ, દ્વેષ, મોહ, ક્રોધ, દ્રોહ, ઇર્ષા અને અસૂયારૂપી અંધકાર તથા તે અંધકારથી ઉત્પન્ન થનારા અશાન્તિ, દુઃખ, ખેદ કે શોક રૂપી દુર્ગુણો ટકી શકતા નથી.

વળી જ્ઞાનપ્રકાશની હાજરીમાં મનુષ્યના અંતઃકરણમાં નિર્મળતા, પ્રસન્નતા, શાન્તતા, મૈત્રી પ્રમોદ, કારુણ્ય, પ્રેમ, વાત્સલ્ય આદિ સાત્ત્વિક સદ્દગુણોની હારમાળા સ્વાભાવિક રીતે પ્રગટ થતી જ રહે છે અને આ બધા સદ્દગુણો ચિત્તમાં સંતોષજનિત નિરુપાધિક સુખનો અનુભવ કરાવે છે. પરંતુ આ બધાનું રહસ્યભૂત કારણ તો સદ્દગુણોનું જ્ઞાન પ્રાપ્ત કરી જીવનમાં જાગૃતિપૂર્વક કરેલો સદ્દગુણોનો અભ્યાસ છે.

જીવનમાં નિયમિત સદ્દગુણોના અભ્યાસ દ્વારા બહારની દૃષ્ટિએ નિર્ધનમાં નિર્ધન ગણાતો પણ મનુષ્ય જે સુખ, શાન્તિ અને સમાધિ અનુભવી શકે છે, તે સુખ, શાન્તિ અને સમાધિનો એક અંશ પણ સદ્દગુણ વિનાના મોટા ધનાઢયને પણ પ્રાપ્ત થઇ શકતો નથી.

સદ્દગુણપોષક સાત્ત્વિક વાંચનમાં અનેક ફાયદાઓ છુપાયેલા છે. જો ટૂંકમાં કહેવું હોય, તો તે મનુષ્યની સત્કાર્યો માટેની આશા, હિંમત અને શ્રદ્ધાને જગાડે છે, દુઃખ મટાડે છે; તુચ્છ આનંદનો મોહ ઓછો કરે છે, વિચાર,



વાણી અને જીવનને ઉજ્જવળ બનાવે છે અને પરંપરાએ મનુષ્યને દેવ બનાવે છે.

પ્રત્યેક ધર્મપ્રેમી આત્મા, કે જેમને પોતાના પરિવારમાં ધર્મસંસ્કારોનું સિંચન કરવાની ઇચ્છા હોય, તેમણે સંસ્કાર-પોષક સાત્ત્વિક સાહિત્યને અવશ્ય પોતાના ઘરમાં વસાવવું જોઇએ અને જ્યારે જ્યારે સમય મળે ત્યારે ત્યારે પોતે તેને મનનપૂર્વક વાંચવું જોઈએ. તેમજ બીજા પણ યોગ્ય જીવોને તે સંભળાવવું જોઇએ. જો બરાબર સ્થિર ચિત્તથી ઉત્તમ સાહિત્યનો અભ્યાસ કરવામાં આવે, તો અભ્યાસી તેમાંથી ઘણું મેળવી શકે છે. જીવનમાં ધર્મને ઓતપ્રોત કરવા માટે સર્વ અવસ્થાના જીવોને એમાંથી કાંઇક ને કાંઈક જરૂર મળી રહે છે. જો ધર્મભાવના પ્રગટ થઇ હોય તો તે સ્થિર બને છે અને જો તે ન પ્રગટી હોય તો નવી પ્રગટે છે.

ધર્મમાર્ગમાં શરૂઆતના જીવો તથા ઓછું ભણેલા ભાઇ-બહેનો પણ સહેલાઇથી સમજી શકે. તેવી રીતે સાદી સરલ અને ભાવવાહી ભાષામાં જુદી જુદી કક્ષાના જીવોને પોતપોતાની ભૂમિકા અનુસાર ઉપયોગી બની શકે, તેવું આચાર, વિચાર, યોગ, અધ્યાત્મ, ભક્તિ અને દૃષ્ટાંતો આદિ વિવિધ વિષયક સંસ્કારપોષક સાહિત્ય પ. પૂ. પં.શ્રી ભદ્રં-કરવિજયજી ગણિવરશ્રીના શિષ્ય પૂ. મુનિરાજશ્રી કુંદકુંદ-વિજયજી મહારાજશ્રીએ સરલ ભાષામાં તૈયાર કરી આપ્યું છે, જે ધર્મપ્રેમી આત્માઓ માટે ખાસ વાંચવા યોગ્ય છે. તેની વિશેષ માહિતી માટે નીચેના સરનામે પૂછાવવું.

**શ્રી નમસ્કાર આરાધના કેન્દ્ર**

વ્યવસ્થાપક: કાંતિલાલ સોમચંદ ગાંધી

પો. બો. નં. ૧૫ પાલીતાણા (સૌરાષ્ટ્ર)

|| शिवमस्तु सर्वजगतः ||

# ચિત્તપ્રસન્નતાનો ઉપાય

| કલ્યાણ કામના | મંગલ કામના |
| --- | --- |
| જગતના સર્વ જીવોનું કલ્યાણ થાઓ: સૌ પારકાનું હિત કરવાની ભાવનાવાળા બનો: સર્વના સર્વ દોષો નાશ પામો: જગતના સર્વ જીવો સુખી થાઓ: સર્વ રોગી નિરોગી બનો: સર્વના રાગ દ્વેષ શમી જાઓ: સર્વત્ર મૈત્રીભાવ વિકાસ પામો: સર્વ જીવોને સમ્યગ્જ્ઞાન, દર્શન અને ચારિત્રની પ્રાપ્તિ થાઓ: બધાને સમત્વ મહા અમૃતની પ્રાપ્તિ થાઓ. | વિશ્વના કોઇ પણ જીવો પાપ ન કરો: વિશ્વના કોઇ પણ જીવો દુઃખી ન થાઓ: આખું જગત કર્મથી મુક્ત થઇ મોક્ષાનંદને પ્રાપ્ત કરો: જગતના સર્વ જીવોને હું ખમાવું છું: સર્વ જીવો મને ક્ષમા આપો: મારે સર્વ જીવોની સાથે મૈત્રીભાવ છે: કોઇની સાથે મારે વૈર-વિરોધ નથી: કોઇ મારો અપરાધી નથી: બધા મારા મિત્ર છે: હું સર્વનો મિત્ર છું. |

દરરોજ થોડો સમય નિયમિત રીતે ઉપરની ભાવનાઓથી મનને ભાવિત કરીને પરમાત્માનું સ્મરણ કરવાથી માનસિક સંક્લેશો, ચિંતાઓ અને ઉપાધિઓ નાશ પામે છે, તેમજ મન પ્રસન્ન થાય છે અને જીવને પરમ શાંતિનો -નિરુપાધિક આનંદનો અનુભવ થાય છે. કરી જુઓ અને અનુભવો. આ વિષયને વધુ સ્પષ્ટતા પૂર્વક સમજવા માટે સંસ્કારપોષક સાહિત્યનું વારંવાર પરિશીલન કરતા રહો.

# ❋ સમાધિ વિચાર ❋



'સમાધિ વિચાર' નામનું આ પ્રકરણ ૩૮૨ શ્લોક પ્રમાણ છે. આરાધનામાં અત્યંત ઉપયોગી અને અતિ મહત્ત્વની સામગ્રી તે પૂરી પાડે છે. ભવભ્રમણથી થાકેલા અને આત્મામાં જ વિશ્રાંતિ પામવાની ઇચ્છાવાળા ભવ્ય આત્માને પરમ શાંતિ આપી શકે તેવી ઘણી ઘણી સામગ્રી તેમાં સંગૃહીત થયેલી છે. આ કૃતિ નિત્ય સ્વાધ્યાય કરવા યોગ્ય છે. બાળ જીવોના હિતને માટે તે સમગ્ર કૃતિને અહીં તેના સામાન્ય અર્થ સહિત આપવામાં આવી છે. તેનું વિશેષ વર્ણન કરવા જઇએ તો તેમાંથી એક મહાન ગ્રન્થ બની શકે તેટલી બધી સામગ્રી એમાં રહેલી છે. પ્રમાદ-નિદ્રામાં સૂતેલા આત્માને જાગૃત કરી તેનામાં શૂરાતન જગાડે એવા વેધક શબ્દોમાં આરાધનાની શાસ્ત્રીય પ્રક્રિયાને તેમાં સુંદર રીતે ગુંથી ગ્રન્થ કર્તાએ ભવ્ય જીવો ઉપર મહાન ઉપકાર કર્યો છે.



# સમાધિ—વિચાર

## ૧ મંગલાચરણ

પરમાણંદ પરમપ્રભુ, પ્રણમું પાસ જિણંદ;
વંદું વીર આદે સહુ, ચઉવીશે જિનચંદ. ૧

ઇન્દ્રભૂતિ આદે નમું, ગણધર મુનિ પરિવાર;
જિનવાણી હિડે ધરું, ગુણવંત ગુરુ નમું સાર. ૨

## ૨. વિષયનિર્દેશ

આ સંસાર અસારમાં, ભમતાં કાલ અનંત;
અસમાધે કરી આતમા, કિમહિ ન પામ્યા અંત. ૩

ચઉગતિમાં ભમતાં થકાં, દુઃખ અનંતાનંત;
ભોગવીયાં એણે જીવડે, તે જાણે ભગવંત. ૪

---

પરમ આનંદરૂપ, પરમ પ્રભુશ્રી પાર્શ્વનાથ જિનેંદ્રને પ્રણામ કરું છું, અને વીરજિન વગેરે ચોવીશે જિનચંદ્રને વંદન કરું છું. ૧

ઈન્દ્રભૂતિ ગણધર આદિ મુનિ પરિવારને નમું છું, શ્રી જિનવાણીને હૃદયમાં ધારણ કરું છું અને ગુણવંત શ્રેષ્ઠ ગુરુને નમું છું. ૨

આ અસાર સંસારમાં અનંતકાલ ભ્રમણ કરવા છતાં અસમાધિને લીધે આત્મા કેમ કરીને સંસારના અંતને પામ્યા નથી. ૩

આ જીવે ચારે ય ગતિમાં ભ્રમણ કરતાં થકાં અનંતાનંત દુઃખો ભોગવ્યાં છે, તે જ્ઞાની ભગવંત જાણે છે. ૪

કોઈ અપૂરવ પૂન્યથી, પામ્યો નર અવતાર;
ઉત્તમકુલ ઉત્પન્ન થયો, સામગ્રી લહી સાર. ૫

જિનવાણી શ્રવણે સુણી, પરિણમી તે શુભ ભાવ;
તિણથી અશુભ ટલ્યાં ઘણાં, કાંઈક લહી પ્રસ્તાવ. ૬

વિરૂવાં ભવદુ:ખ ભાખીયાં, સુખ તો સહજ સમાધિ;
તેહ ઉપાધિ મિટે હુએ, વિષય કષાય અગાધ. ૭

વિષય કષાય ટલ્યા થકી, હોય સમાધિ સાર;
તિણ કારણ વિવરી કહું, મરણ સમાધિ વિચાર. ૮

---

કોઈ અપૂર્વ પુન્યથી આ જીવ મનુષ્યનો અવતાર પામ્યો. અને ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયો અને ધર્મની શ્રેષ્ઠ સામગ્રી મેળવી. ૫

શ્રી જિનેશ્વરની વાણી શ્રવણે સાંભળી અને શુભભાવથી તે પરિણમી, ઉત્તમ સામગ્રીનો સંયોગ થવાથી ઘણાં પાપ-કર્મ નાશ પામ્યા. ૬

સંસારનાં દુ:ખો ભયંકર કહ્યાં છે, આત્માનું સહજ સમાધિરૂપ જે સુખ છે, તે તો અગાધ (જેનો પાર નથી એવા) વિષય-કષાયરૂપ ઉપાધિ દૂર થવાથી મળે છે. ૭

વિષય-કષાય દૂર થવાથી શ્રેષ્ઠ સમાધિ પ્રાપ્ત થાય છે, તે માટે સારભૂત એવી મરણ-સમાધિ વિવેચન કરીને હું કહું છું. ૮

## ૩ સમાધિ–વિચાર સાંભલવાના અધિકારી.

મરણ સમાધિ વરણવું, તે નિસુણો ભવી સાર;
અંત સમાધિ આદરે, તસ લક્ષણ ચિત્ત ધાર. ૯
જે પરિણામ કષાયના, તે ઉપશમ જબ થાય;
તેહ સરૂપ સમાધિનું, એ છે પરમ ઉપાય. ૧૦
સમ્યગ્દષ્ટિ જીવ જે, તેહનો સહજ સ્વભાવ;
મરણ સમાધિ વંછે સદા, થિર કરી આતમભાવ. ૧૧
અરુચિ ભઇ અસમાધિકી, સહજ સમાધિસું પ્રીત;
દિન દિન તેહની ચાહના, વરતે એહીજ રીત. ૧૨
કાલ અનાદિ અભ્યાસથી, પરિણતિ વિષય-કષાય;
તેહની શાંતિ જબ હુએ, તેહ સમાધિ કહાય. ૧૩

---

હવે હું મરણ–સમાધિ વર્ણવું છું. હે ભવ્ય જીવો સારભૂત એવી તે સમાધિને સાંભળો. જે અંતિમ સમાધિને આદરે છે, તેના લક્ષણો ચિત્તમાં ધારણ કરો. ૯

જે કષાયના પરિણામો છે, તે જ્યારે ઉપશાંત થાય છે, તે સમાધિનું સ્વરૂપ છે, કષાયના પરિણામોનો ઉપશમ થવો તે સમાધિનો શ્રેષ્ઠ ઉપાય છે. ૧૦

જે સમ્યગ્દષ્ટિ જીવ છે, તે સહજ સ્વભાવે આત્મભાવને સ્થિર કરી હંમેશા મરણ સમયે સમાધિને ઇચ્છે છે. ૧૧

તે જીવને અસમાધિની અરુચિ થાય છે, સહજ સમાધિ સાથે પ્રીતિ જાગે છે, દિવસે દિવસે તેને ચાહે છે અને એ રીતે વર્તન કરે છે. ૧૨

અનાદિકાળનાં અભ્યાસથી જે વિષય–કષાયની પરિણતિ છે, તે જ્યારે શાંત થાય છે, ત્યારે તે સમાધિ કહેવાય છે. ૧૩

## ૪ મરણ પ્રસંગે જાગૃતિની વિશેષ જરૂર

અવસર નિકટ મરણતણો, જબ જાણે મતિવંત;
તવ વિશેષ સાધનભણી, ઉલ્લસિત ચિત્ત અત્યંત. ૧૪
જૈસે શાર્દૂલ સિંહકું, પુરુષ કહે કોઈ જાય;
સૂતે ક્યું નિર્ભય હુઈ, ખબર કહું સુખદાય. ૧૫
શત્રુકી ફોજાં ઘણી, આવે છે અતિ જોર;
તુમ ઘેરણ કે કારણે, કરતી અતિ ઘણો શોર. ૧૬
કિત્તેક તુમસેં દૂર હે, તે વૈરીકી ફોજ;
ગુફા થકી નિકસો તુરત, કરો સંગ્રામકી મોજ. ૧૭
તુમ આગે સબ રંક હે, શત્રુકો પરિવાર;
પરાક્રમ દાખો આપણું, તુમ બલ શક્તિ અપાર. ૧૮

---

હવે મરણનો સમય નજીક છે એમ જ્યારે બુદ્ધિશાળી જીવ જાણે છે, ત્યારે સમાધિના વિશેષ સાધનો તરફ તેનું ચિત્ત ઘણું ઉલ્લસિત થાય છે. ૧૪

જેવી રીતે કોઇ પુરુષ કેસરી સિંહને જઇને કહે કે- 'તું નિર્ભય થઈને કેમ સૂતો છે ? તને સુખદાયક સમાચાર હું કહું છું.' ૧૫

'તને ઘેરવા માટે શત્રુઓનું ઘણું સૈન્ય ઘણો શોર-બકોર કરતું ઘણા જોરપૂર્વક આવી રહ્યું છે.' ૧૬

'તારા તે શત્રુઓનું સૈન્ય થોડેક દૂર છે, માટે જલદી ગુફામાંથી નીકળો, અને યુદ્ધની મોજ કરો.' ૧૭

'બધો શત્રુઓનો પરિવાર તમારી આગળ રંક છે,

જહંત પુરુષકી રીત એ, શત્રુ આવે જાંહી;
તવ તતખિણ સન્મુખ હુઇ, જીત લીયે ખિણમાંહી. ૧૯

વચન સુણી તે પુરુષકા, ઉઠ્યો શાર્દૂલ સિંહ;
નિકસ્યો બાહિર તતખિણે, માનુ અકલ અબીહ. ૨૦

ગર્જારવ કરે એહવો, મહાભયંકર ઘોર;
માનું માસ અશાઢકો, ઇન્દ્ર ધડુકયો જોર. ૨૧

શબ્દ સુણી કેસરીતણો, શત્રુકો સમુદાય;
હસ્તિ તુરંગમ પાયદલ, ત્રાસ લહે કંપાય. ૨૨

---

પાંગળો છે, તમે તમારું પરાક્રમ બતાવો. તમારા બળ-શક્તિ અપાર છે, ઘણાં છે. ૧૮

'મોટા પુરુષની એ રીત છે કે જ્યારે શત્રુ આવે ત્યારે તેની સન્મુખ થઇને ક્ષણવારમાં શત્રુને જીતી લે છે.' ૧૯

આ પ્રમાણે તે પુરુષનાં વચનો સાંભળી તે કેસરીસિંહ ઉભો થાય છે, અને ન કળી શકાય એવી નિર્ભયતાપૂર્વક તે જ વખતે તે ગુફામાંથી બહાર નીકળે છે. ૨૦

ગુફામાંથી બહાર નીકળીને તે એવો મહાભયંકર ઘોર ગર્જારવ કરે છે કે જાણે જોરદાર અષાઢ મહિનાનો મેઘ-વરસાદ ગર્જારવ કરતો ન હોય ! ૨૧

તે કેસરી સિંહનો અવાજ સાંભળી શત્રુઓનો સમુદાય, હાથી, ઘોડા અને પાયદલ કંપાયમાન થઇને ત્રાસ પામે છે. ૨૨

શત્રુ હૃદયમાં સંક્રમ્યો, સિંહતણો આકાર;
તેણે ભયભીત થયા સહુ, ડગ ના ભરે લગાર. ૨૩

સિંહ પરાક્રમ સહનકું, સમરથ નહીં તિલમાત્ર;
જીતણ કી આશા ગઈ, શિથિલ ભયાં સવિ ગાત્ર. ૨૪

### ૫. સિંહના ઉપનયની ઘટના.

સમ્યગ્દૃષ્ટિ સિંહ છે, શત્રુ મોહાદિક આઠ;
અષ્ટકર્મકી વર્ગણા, તે સેનાનો ઠાઠ. ૨૫

દુઃખદાયક એ સર્વદા, મરણ સમય સુવિશેષ;
જોર કરે અતિ જાલમી, શુદ્ધિ ન રહે લવલેશ. ૨૬

---

શત્રુઓના હૃદયમાં સિંહની આકૃતિ સંક્રમણ પામી-પેસી ગઈ, તેથી બધા ઘણા ભયભીત થયા અને આગળ એક ડગલું પણ ભરતા નથી. ૨૩

તે શત્રુઓ સિંહનું પરાક્રમ સહન કરવામાં તલમાત્ર-જરાપણ સમર્થ નથી. તેઓની જીતવાની આશા ચાલી ગઈ, અને તેઓનાં બધાં અવયવ શિથિલ-ઢીલાં થઈ જાય છે. ૨૪

અહિં તેનો ઉપનય બતાવતા કહે છે કે-સમ્યગ્દૃષ્ટિ જીવ એ સિંહ છે, તેના મોહ વગેરે આઠ શત્રુઓ છે. આઠ કર્મની વર્ગણા તે તેની સેનાનો દેખાવ છે. ૨૫

એ શત્રુની સેના હંમેશા દુઃખદાયક છે, મરણ વખતે તે અતિવિશેષ અતિશયંકર જોર કરે છે, જેથી જીવને જરા માત્ર પણ શુદ્ધિ રહેતી નથી. ૨૬

કરમોં કે અનુસાર એમ, જાણી સમકિતવંત;
કાયરતા દૂરે કરે, ધીરજ ધરે અતિ સંત. ૨૭

સમકિતદૃષ્ટિ જીવકું, સદા સરૂપકો ભાસ;
જડ પુદ્ગલ પરિચય થકી, ન્યારો સદા સુખવાસ. ૨૮

નિશ્ચે દૃષ્ટિ નિહાલતાં, કર્મ કલંક ના કોય;
ગુણ અનંતકો પિંડ એ, પરમાણંદમય હોય. ૨૯

અમૂર્તિક ચેતન દ્રવ્ય એ, લખે આપકું આપ;
જ્ઞાનદશા પ્રગટ ભઇ, મિટ્યો ભરમકોં તાપ. ૩૦

---

આ સર્વ કર્મોને અનુસારે થાય છે એમ જાણીને સમકિતવંત આત્મા કાયરતાને દૂર કરે છે, અને તે સંતઆત્મા ઘણી ધીરજ ધારણ કરે છે. ૨૭

સમકિતદૃષ્ટિ જીવને હંમેશાં પોતાના સ્વરૂપનો ખ્યાલ હોય છે, સુખના સ્થાનભૂત એવો તે આત્મા હંમેશા જડ એવા પુદ્ગલના પરિચયથી ન્યારો-અલગ-ભિન્ન રહે છે. ૨૮

નિશ્ચયદૃષ્ટિથી જોતાં આત્માને કોઈ કર્મરૂપ કલંક નથી, આત્મા અનંતગુણનો પિંડ છે. અને પરમ આનંદમય હોય છે. ૨૯

આ ચેતન દ્રવ્ય-આત્મા અરૂપી છે, આત્મા પોતે પોતાને જાણે છે. જ્યારે જ્ઞાનદશા પ્રગટ થાય છે ત્યારે ભ્રમનો તાપ મટે છે. ૩૦

આતમ જ્ઞાનકી મગનતા, તિનમેં હોય લયલીન;
રંજત નહીં પરદ્રવ્યમેં, નિજ ગુણમેં હોય પીન. ૩૧

વિનાશિક પુદ્‌ગલ દશા, ક્ષણભંગુર સભાવ;
મેં અવિનાશી અનંત હું, શુદ્ધ સદા થિરભાવ. ૩૨

નિજ સરૂપ જાણે ઇસો, સમકિતદૃષ્ટિ જીવ;
મરણતણો ભય નહિ મને, સાધ્ય સદા છે શિવ. ૩૩

૬. જ્ઞાની પુરુષના અંતરના વિચાર

ઐસે જ્ઞાની પુરુષકે, મરણ નિકટ જબ હોય;
તબ વિચાર અંતરંગમેં, કરે તે લખીએ સોય. ૩૪

---

આત્મજ્ઞાનની મગ્નતા તેમાં-આત્મામાં લયલીન થાય છે ત્યારે તે પરદ્રવ્યમાં રાગ કરતો નથી અને પોતાના ગુણમાં જ પુષ્ટ બલવાન થાય છે. ૩૧

આ પુદ્‌ગલદશા વિનાશી છે-ક્ષણભંગુર સ્વભાવવાળી છે, હું આત્મા અવિનાશી છું, અનંત છું, શુદ્ધ છું અને સદા સ્થિરભાવવાળો છું. ૩૨

સમકિતદૃષ્ટિ જીવ આવી રીતે પોતાનું સ્વરૂપ જાણે છે, તેમ જ જેને હંમેશા મોક્ષ સાધ્ય છે એવા મને મરણનો ભય નથી. ૩૩

આવા જ્ઞાની પુરુષને જ્યારે મરણ નજીક હોય છે, ત્યારે તે હૃદયમાં કેવા વિચાર કરે છે, તે લખીએ છીએ. ૩૪

થિરતા ચિત્તમેં લાયકે, ભાવના ભાવે એમ;
અથિર સંસાર એ કારમો, ઇણસું મુઝ નહિ પ્રેમ. ૩૫
એહ શરીર શિથિલ હુઆ, શક્તિ હુઇ સબ ખીણ;
મરણ નજીક અબ જાણીએ, તેણ નહિ હોણા દીન. ૩૬
સાવધાન સબ બાતમેં, હુઇ કરું આતમકાજ;
કાલ કૃતાંતકું જીતકે, વેગે લહું શિવરાજ. ૩૭
રણભંભા શ્રવણે સુણી, સુભટ વીર જે હોય;
તે તતખિણ રણમેં ચડે, શત્રુ જીતે સોય. ૩૮
એમ વિચાર હઇડે ધરી, મૂકી સબ જંજાલ;
પ્રથમ કુટુંબ-પરિવારકું, સમજાવે સુ-રસાલ. ૩૯

---

તે જ્ઞાની પુરુષ ચિત્તમાં સ્થિરતા લાવી આ પ્રમાણે ભાવના ભાવે છે કે-આ સંસાર ભયંકર છે, એની સાથે મારે રાગ નથી. ૩૫

આ શરીર શિથિલ થયું છે, સર્વ શક્તિ ક્ષીણ થઇ છે, હવે મરણને નજીક આવેલું જાણીએ છીએ. તેથી દીન થવું નહિ. ૩૬

સર્વ બાતમાં સાવધાન થઇને હું આત્મકાર્ય કરું. મરણ રૂપ યમરાજાને જીતીને વેગથી-જલદીથી હું મોક્ષનું રાજ મેળવું. ૩૭

યુદ્ધની ભંભા-ઢોલ શ્રવણથી સાંભળીને જે વીર સુભટ હોય છે, તે તરત જ યુદ્ધમાં ચડે છે, અને તે શત્રુને જીતે છે. ૩૮

આ પ્રમાણે હૃદયમાં વિચાર ધારણ કરીને સર્વ જંજાળને મૂકીને સારી રીતે પોતાના કુટુંબ-પરિવારને પ્રથમ નીચે મુજબ સમજાવે. ૩૯

## ૭. કુટુંબ-પરિવારને સુંદર સમજાવટ

સુણો કુટુંબ પરિવાર સહુ, તુમકું કહું વિચિત્ર;
એહ શરીર પુદ્ગલતણો, કૈસો ભયો ચરિત્ર. ૪૦

## ૮ પુદ્ગલના ખેલ

દેખત હિ ઉત્પન્ન ભયા, દેખત વિલય તે હોય;
તિણ કારણ એ શરીરકા, મમત ન કરણા કોય. ૪૧

એહ સંસાર અસારમેં, ભમતાં વાર અનંત;
નવ નવ ભવ ધારણ કર્યા, શરીર અનંતાનંત. ૪૨

જન્મ-મરણ દોય સાથ છે, છિણ છિણ મરણ તે હોય;
મોહ-વિકલ એ જીવને, માલમ ના પડે કોય. ૪૩

---

હે સર્વ કુટુંબ-પરિવાર! તમે સાંભળો. આ શરીર અને પુદ્ગલનું વિચિત્ર ચરિત્ર કેવી રીતે થયું? તે તમને કહું છું. ૪૦

જોતાં જોતાં આ શરીર ઉત્પન્ન થયું છે, અને જોતાં જોતાં તે નાશ પામે છે. તેથી આ શરીરની મમતા કોઈ કરશો નહિ. ૪૧

આ અસાર સંસારમાં ભ્રમણ કરતાં અનંતી વખત નવા નવા ભવ ધારણ કર્યા છે અને અનંતાનંત શરીર ધારણ કર્યા છે. ૪૨

જન્મ અને મરણ એ બંને સાથે હોય છે, ક્ષણે ક્ષણે તે મરણ થાય છે, પણ મોહથી વિકળ એવા આ જીવને તે કાંઈ ખબર પડતી નથી. ૪૩

મેં તો જ્ઞાનદૃષ્ટિ કરી. જાણું સકલ સરૂપ;
પાડોશી મેં એહકા, નહીં મારું એ રૂપ. ૪૪
મેં તો ચેતન દ્રવ્ય હું, ચિદાનંદ મુજ રૂપ;
એ તો પુદ્‌ગલપિંડ હે, ભરમજાલ અંધકૂપ. ૪૫
સડણ પડણ વિદ્ધંસણો, એહ પુદ્‌ગલકો ધર્મ;
થિતિ પાકે ખિણ નવિ રહે, જાણો એહિજ મર્મ. ૪૬
અનંત પરમાણુ મિલી કરી, ભયા શરીર પરજાય;
વરણાદિક બહુવિધ મિલ્યા, કાલે વિખરી જાય. ૪૭
પુદ્‌ગલમોહિત જીવકું, અનુપમ ભાસે એહ;
પણ જે તત્ત્વવેદી હોયે, તિનકું નહિ કછુ નેહ. ૪૮

---

હું તો જ્ઞાનદૃષ્ટિએ કરીને સર્વ પુદ્‌ગલનું સ્વરૂપ જાણું છું. આ શરીરનો હું પાડોશી (પડખે રહેનાર) છું, શરીર એ મારું રૂપ નથી. ૪૪

હું તો ચેતન દ્રવ્ય છું, જ્ઞાન અને આનંદ એ મારું સ્વરૂપ છે, આ શરીર તો પુદ્‌ગલનો પિંડ છે. ભ્રમજાળ એ અંધકૂપ છે. ૪૫

સડવું, પડવું અને નાશ પામવું એ પુદ્‌ગલનો ધર્મ–સ્વભાવ છે, સ્થિતિ પાકે ત્યારે એ ક્ષણવાર રહેતું નથી, એ રહસ્ય તમે સમજો. ૪૬

અનંતા પરમાણુ ભેગા થઈને આ શરીરનો પર્યાય થયો છે, વર્ણ આદિ ઘણા પ્રકારે મળ્યા છે તે કાળે કરીને વિખરાઈ જાય છે. ૪૭

પુદ્‌ગલથી મોહ પામેલા જીવને એ અનુપમ લાગે છે, પણ જે તત્ત્વજ્ઞાની છે, તેને શરીરની સાથે કોઈ જાતનો મિથ્યાસ્નેહ હોતો નથી. ૪૮

## ૯. તત્ત્વવેદીની સમજ

ઉપની વસ્તુ કારમી, ન રહે તે થિર વાસ;
એમ જાણી ઉત્તમ જના, ધરે ન પુદ્ગલ આશ. ૪૯

મોહ તજી સમતા ભજી, જાણો વસ્તુ સ્વરૂપ;
પુદ્ગલરાગ ન કીજીએ, નવિ પડીએ ભવકૂપ. ૫૦

વસ્તુ સ્વભાવે નીપજે, કાલે વિણસી જાય;
કરતા ભોકતા કો નહિ, ઉપચારેં કહેવાય. ૫૧

તેહ કારણ એ શરીરશું, સંબંધ ન આહરે કોય;
મેં ન્યારા એહથી સદા, એ પણ ન્યારો જોય. ૫૨

---

આ ભયંકર વસ્તુ ઉત્પન્ન થઇ છે, તે સ્થિરવાસ કરીને રહેતી નથી, આ પ્રમાણે જાણીને ઉત્તમ પુરુષો પુદ્ગલની આશા ધારણ કરતા નથી. ૪૯

મોહનો ત્યાગ કરી, સમતાનું સેવન કરી વસ્તુનું સ્વરૂપ જાણો, હે જીવ! પુદ્ગલનો રાગ ન કરીએ અને સંસાર-રૂપી કૂવામાં ન પડીએ. ૫૦

વસ્તુ સ્વભાવથી ઉત્પન્ન થાય છે, કાળે કરીને વિનાશ પામે છે, તેનો કોઈ કર્તા કે ભોક્તા વાસ્તવિક નથી, ઉપ-ચારથી-આરોપથી-કલ્પનાથી કર્તા કે ભોક્તા કહેવાય છે. ૫૧

તે કારણથી આ શરીર સાથે મારે કોઇ સંબંધ નથી, હું તે શરીરથી હંમેશા ન્યારો-જુદો છું, એ શરીર પણ મારાથી જુદું છે. ૫૨

એહ જગતમાં પ્રાણિયા, ભરમે ભૂલ્યા જેહ;
જાણી 'કાયા આપણી' મમત ધરે અતિ તેહ. ૫૩

જબ થિતિ એહ શરીરકી, કાલ પહોંચે હોય ખીણ;
તવ ઝુરે અતિ દુઃખભરે. કરે વિલાપ એમ દીન. ૫૪

## ૧૦. દીનપુરુષના વિલાપ

હા ! હા ! પુત્ર ! તું કયાં ગયો ?, મૂકી એ સહુ સાથ;
હા ! હા ! પતિ ! તુમે કયાં ગયા ? મુજકું મૂકી અનાથ. ૫૫

હા ! પિતા ! તુમ કિહાં ગયા ? અમ કુણ કરશે સાર;
હા ! બંધવ ! તુમ કિહાં ગયા ? શૂન્ય તુમ વિણ સંસાર. ૫૬

---

આ જગતમાં જે પ્રાણીઓ ભ્રમથી ભૂલા પડ્યા છે, તે 'આ કાયા મારી પોતાની છે' એમ જાણી તેના ઉપર ઘણી મમતા ધારણ કરે છે. ૫૩

જ્યારે આ શરીરની સ્થિતિ તેનો કાલ પૂર્ણ થવાથી ક્ષીણ થાય છે, ત્યારે ઘણા દુઃખના સમૂહથી તે ઝુરે છે, અને દીન થઈને આ પ્રમાણે વિલાપ કરે છે. ૫૪

હે પુત્ર ! તું આ સર્વ સાથને મૂકીને કયાં ગયો ? હે પતિ ! મને અનાથ મૂકી તમે કયાં ગયા ? ૫૫

હે પિતા ! તમે કયાં ગયા ? હવે અમારી સાર-સંભાળ કોણ કરશે ? હે બાંધવ ! તમે કયાં ગયા ! તમારા વિના આ સંસાર શૂન્ય છે. ૫૬

હા ! માતા ! તું કિહાં ગઇ ?, અમ ઘરની રખવાલ;
હા ! બેની ! તું કિહાં ગઇ ? રોવત મૂકી બાલ. ૫૭

મોહવિકલ એમ જીવડા, અજ્ઞાને કરી અંધ;
મમતાવશ ગણી "માહરા", કરે ક્લેશનો ધંધ. ૫૮

ઇણુવિધ શોકસંતાપ કરી, અતિ સંકલેશ પરિણામ;
કર્મબંધ બહુવિધ કરે, ના લહે ખિણ વિશ્રામ. ૫૯

## ૧૧. જ્ઞાની પુરુષના સંકલ્પ

જ્ઞાનવંત ઉત્તમ જના, ઉનકા એહ વિચાર;
જગમાં કોઇ કિસીકા નહિ, સંજોગિક હુસ ધાર. ૬૦

---

હે માતા ! તું ક્યાં ગઈ ? તું અમારા ઘરનું રક્ષણ કરનાર હતી, હે બેન ! તું આ બાળકોને રોતા મૂકી ક્યાં ગઈ ? ૫૭

આ રીતે મોહથી વિકળ અને અજ્ઞાને કરીને અંધ એવા જીવો મમતાને આધીન થઈ 'આ મારા-આ મારા' એમ ગણીને ક્લેશનો ધંધો-ખેદ કરે છે. ૫૮

આ રીતે શોક-સંતાપ કરી અત્યંત કષાયના પરિણામથી ઘણો કર્મબંધ કરે છે, ક્ષણવાર વિસામો લેતા નથી. ૫૯

જે જ્ઞાની ઉત્તમ લોક હોય છે, તે આવો વિચાર કરે છે કે-જગતમાં કોઇ કોઇનું નથી. આ સર્વ કર્મના સંયોગથી ભેગા થયા છે એમ ધારો. ૬૦

ભવમાં ભમતાં પ્રાણિયા, કરે અનંત સંબંધ;
રાગ-દ્વેષ-પરિણતિ થકી, બહુવિધ બાંધે બંધ. ૬૧
વેર વિશેષ બહુવિધ કરે, તિમ પ્રીત પરસ્પર હોય;
સંબંધે આવી મલે, ભવ ભવકે બિચ સોય. ૬૨
વનકે બિચ એક તરુ વિષે, સંધ્યા સમય જબ હોય;
દશ દિશાથી આવી મલે, પંખી અનેક તે જોય, ૬૩
રાત્રે તિહાં વાસો વસે, સવિ પંખી સમુદાય;
પ્રાતઃકાલ ઉઠી ચલે, દશે દિશ તેહુ જાય. ૬૪
ઇણુવિધ એહ સંસારમેં, સવિ કુટુંબ પરિવાર;
સંબંધે સહુ આવી મલે, થિતિપાકે રહે ન કેવાર. ૬૫

---

આ સંસારમાં ભ્રમણ કરતાં પ્રાણી અનંત સંબંધો કરે છે અને રાગ-દ્વેષના પરિણામથી ઘણા પ્રકારે કર્મનો બંધ કરે છે. ૬૧

ઘણા પ્રકારે વિશેષ વૈર કરે છે, તેમ એક-બીજા સાથે પ્રીતિ કરે છે, કર્મના સંબંધથી ભવો ભવની વચ્ચે તે આવી મળે છે. ૬૨

જેવી રીતે વનની વચ્ચે રહેલા એક વૃક્ષને વિષે જ્યારે સંધ્યાસમય થાય છે ત્યારે દશે દિશામાંથી આવીને અનેક પક્ષીઓ ભેગા મળે છે. ૬૩

અને ત્યાં રાત્રિએ નિવાસ કરીને તે સર્વ પક્ષીનો સમુદાય પ્રાતઃકાળ થતાં ઉડીને દશે દિશામાં ચાલ્યા જાય છે. ૬૪

તેવી રીતે આ સંસારમાં સર્વ કુટુંબ પરિવાર કર્મના સંબંધથી સર્વ આવી મળે છે અને સ્થિતિ પાકી જતાં-પૂર્ણ થતાં કોઈવાર રહેતા નથી. ૬૫

કિસકા બેટા ? બાપ હૈ ?, કિસકા માત ? ને ભ્રાત ?
કિસકા પતિ ? કિસકી પ્રિયા ? કિસકી ન્યાત ? ને જાત ?. ૬૬

કિસકા મંદિર માલિયા ?, રાજ્ય-ઋદ્ધિ-પરિવાર;
ખિણ વિનાશી એ સહુ, એમ નિશ્ચે ચિત્ત ધાર. ૬૭

ઇંદ્રજાલ સમ એ સહુ, જૈસો સુપનકો રાજ;
જૈસી માયા ભૂતકી, તૈસો સકલ એ સાથ. ૬૮

મોહ-મદિરાના પાનથી, વિકલ ભયા જે જીવ;
તિનકું અતિ રમણિક લગે, મગન રહે સદૈવ. ૬૯

મિથ્યામતિના જોરથી, નવિ સમજે ચિત્તમાંય;
કોડ જતન કરે બાપડા, એ રહવેકો નાંહી. ૭૦

---

કોનો પુત્ર ? કોના પિતા ? કોની માતા ? કોનો ભાઈ ? કોનો પતિ ? કોની સ્ત્રી ? કોની ન્યાત ? અને કોની જાત ? ૬૬

આ મંદિર અને માળ કોના ? આ રાજ્ય, ઋદ્ધિ અને પરિવાર કોના ? 'આ સર્વ ક્ષણવિનાશી છે.' એમ નિશ્ચયથી પોતાના ચિત્તમાં તું ધારણ કર. ૬૭

આ સર્વ ઇંદ્રજાળ સમાન છે, સ્વપ્નમાં મળેલા રાજ્ય સરખું છે, જેવી ભૂતની માયા છે તેવો આ સર્વ સ્વજનોનો સાથ છે. ૬૮

મોહરૂપ મદિરાનું પાન કરવાથી જે જીવો વિકળ થયા છે. ઉન્મત્ત થયા છે, તેને આ બધું સુંદર લાગે છે અને તેમાં તે હંમેશા મગ્ન રહે છે. ૬૯

મિથ્યામતિના પ્રબળપણાથી તે જીવો ચિત્તમાં સમ-

## ૧૨. બારી ભાવનાઓ

એમ જાણી ત્રણ લોકમાં, જે પુદ્‌ગલ પર્યાય;
તિનકી હું મમતા તજું, ધરું સમતા ચિત્ત લાય. ૭૧
એહ શરીર નહીં માહરું, એ તો પુદ્‌ગલ ખંદ;
હું તો ચેતન દ્રવ્ય છું, ચિદાનંદ સુખકંદ. ૭૨
એહ શરીરકા નાશથી, મુજકું નહિ કાંઇ ખેદ;
હું તો અવિનાશી સદા, અવિચલ અકલ અભેદ. ૭૩
દેખો મોહ-સ્વભાવથી, પ્રત્યક્ષ જુઠો જેહ;
અતિમમતા ધરી ચિત્તમાં, રાખણ ચાહે તેહ. ૭૪

---

જતા નથી, એ બિચારા ક્રોડો ગમે યત્નો કરે પણ આ શરીર રહેવાનું નથી.-નાશ પામનાર છે. ૭૦

આ પ્રમાણે જાણી-બરાબર સમજી ત્રણે લોકમાં જે પુદ્‌ગલના પર્યાયો છે, તેના મમત્વનો હું ત્યાગ કરું અને મનમાં સમતાને લાવીને ધારણ કરું. ૭૧

આ શરીર મારું નથી, એ તો પુદ્‌ગલનો સ્કંધ છે હું તો ચેતન દ્રવ્ય છું, જ્ઞાન, આનંદ અને સુખનો કંદ છું. ૭૨

આ શરીરના નાશથી મને કોઈ જાતનો ખેદ નથી, હું તો હંમેશા અવિનાશી છું, અવિચળ છું, અકળ-અગમ્ય છું, અને પોતાના પર્યાયોથી અભિન્ન છું. ૭૩

તમે જુઓ, મોહ સ્વભાવથી પ્રત્યક્ષ જુઠો છે, એવા મોહને આધીન થયેલા જીવો અતિ મમતા ધારણ કરીને આ શરીરને રાખવા ઇચ્છે છે. ૭૪

પણ તે રાખી નવિ રહે, ચંચલ જેહ સ્વભાવ;<br>
દુઃખદાયી એ ભવવિષે, પરભાવ અતિ દુઃખદાય. ૭૫

એસા સ્વભાવ જાણી કરી, મુજકું નહિ કછુ ખેદ;<br>
શરીર એહ અસારકા, ઇણવિધ લહે સહુ ભેદ. ૭૬

સડો પડો વિધ્વંસ હો, જલો ગલો હુઓ છાર;<br>
અથવા થિર થઇને રહો, પણ મુજકું નહીં પ્યાર. ૭૭

જ્ઞાનદૃષ્ટિ પ્રગટ ભઇ, મિટ ગયા મોહ-અંધાર;<br>
'જ્ઞાનસરૂપી આતમા, ચિદાનંદ સુખકાર.' ૭૮

---

પણ જે શરીર ચંચળ સ્વભાવવાળું છે, તે ગમે તે રીતે રાખવા છતાં રહેતું નથી. એ શરીર સંસારમાં દુઃખને આપે છે, બીજાની વસ્તુને પોતાની માનવી તે ઘણું દુઃખદાયક છે. ૭૫

આ રીતે પદાર્થના સ્વભાવને જાણીને મને કોઈ જાતનો ખેદ નથી, આ અસાર શરીરનો આ રીતે સર્વ ભેદ જાણે.-ભેદજ્ઞાન પ્રાપ્ત કરે. ૭૬

આ શરીર ભલે સડી જાય, પડી જાય, નાશ પામે, રાખ બની જાય અથવા સ્થિર થઇને રહે પણ મને તેની સાથે પ્યાર-પ્રેમ નથી. ૭૭

આ રીતે જ્ઞાનદૃષ્ટિ જ્યારે પ્રગટ થાય છે, ત્યારે મોહરૂપ અંધકાર નાશ પામે છે અને આ આત્મા જ્ઞાનસ્વરૂપ છે, જ્ઞાન અને આનંદ સ્વરૂપવાળો તથા સુખકારક છે. એવું ભાન થાય છે. ૭૮

નિજસરૂપ નિરધારકે, મેં ભયા ઇનમેં લીન;
કાલકા ભય મુજ ચિત્ત નહીં, ક્યા કર સકે એ દીન? ૭૯

ઇનકા બલ પુદ્ગલ વિષે, મોં પર ચલે ન કાંય;
મેં સદા થિર શાસ્વતા, અક્ષય આતમરાય. ૮૦

આત્મજ્ઞાન વિચારતાં, પ્રગટયો સહજ સ્વભાવ;
અનુભવ અમૃતકુંડમેં, રમણ કરું લહી દાવ. ૮૧

આતમ અનુભવ જ્ઞાનમાં, મગન ભયા અંતરંગ;
વિકલ્પ સવિ દૂરે ગયા, નિર્વિકલ્પ રસરંગ. ૮૨

આતમ સત્તા એકતા, પ્રગટયો સહજ સરૂપ;
તે સુખ ત્રણ જગમેં નહિં, ચિદાનંદ ચિદ્રૂપ. ૮૩

---

પોતાના સ્વરૂપનો નિશ્ચય કરીને હું તેમાં લીન-મગન થયો છું, મારા મનમાં મરણનો ભય નથી. દીન એવો તે કાળ (મરણ) મને શું કરી શકશે? ૭૯.

એ કાળનું બળ પુદ્ગલની ઉપર ચાલે છે, મારા ઉપર તેનું કંઈપણ ચાલતું નથી, હું તો સદા સ્થિર, શાશ્વત, અક્ષય એવો આત્મરાજા છું. ૮૦

આત્મજ્ઞાનનો વિચાર કરતાં આત્માનો સહજ સ્વભાવ પ્રગટ થયો. તેથી અનુભવરૂપી અમૃતના કુંડમાં લાગ મેળવીને રમણ કરું-ક્રીડા કરું. ૮૧

જ્યારે આત્માના અનુભવજ્ઞાનમાં ચિત્ત મગન થયું ત્યારે સર્વ વિકલ્પો દૂર ગયા, અને નિર્વિકલ્પદશાના રસનો આનંદ થયો. ૮૨

આત્માની એકતા પ્રગટ થવાથી અર્થાત્ આત્મામાં જ આત્માની રતિ પ્રગટ થવાથી જે સહજ સ્વરૂપ આત્માનો

સહજાનંદ સહજ સુખ, મગન રહું નિશદિશ;
પુદ્ગલ પરિચય ત્યાગકે, મેં ભયા નિજ ગુણ ઈશ. ૮૪

દેખો મહિમા એહકો, અદ્ભુત અગમ અનૂપ;
તીન લોકકી વસ્તુકા, ભાસે સકલ સરૂપ. ૮૫

જ્ઞેય વસ્તુ જાણે સહુ, જ્ઞાન ગુણે કરી તેહ;
આપ રહે નિજ ભાવમેં, નહીં વિકલ્પકી રેહ. ૮૬

એસા આતમરૂપમેં, મેં ભયા ઇણવિધ લીન;
સ્વાધીન એ સુખ છોડકે, વંછું ન પર આધીન. ૮૭

---

જ્ઞાનાનંદ પ્રગટે છે તેવો આનંદ આ ત્રણે ભુવનમાં નથી. અર્થાત્ તેવો આનંદ ત્રણે ભુવનના બાહ્ય કોઈ પણ પદાર્થમાં નથી. ૮૩

હું આત્માના સહજ-સ્વાભાવિક આનંદરૂપ સહજ સુખમાં રાતદિવસ મગ્ન રહું છું. પુદ્ગલનો પરિચય છોડીને હું પોતાના ગુણનો સ્વામી થયો છું. ૮૪

તે આત્મસ્વરૂપનો મહિમા જુઓ. તે મહિમા અદ્ભુત, અગમ્ય અને અનુપમ છે. તેનાથી ત્રણેય લોકની દરેક વસ્તુનું સમગ્ર સ્વરૂપ દેખાય છે. ૮૫

આત્મા પોતાના જ્ઞાનગુણે કરીને સર્વ જ્ઞેય-જાણવા લાયક વસ્તુઓને જાણે છે. પોતે પોતાના સ્વભાવમાં રહે છે, તેનામાં કોઈ વિકલ્પની રેખા પેદા થતી નથી. ૮૬

આવા આત્મસ્વરૂપમાં આ રીતે હું લીન થયો છું. સ્વાધીન એવા આત્મસુખને છોડીને પરાધીન એવા પૌદ્ગલિક સુખને હું ઇચ્છતો નથી. ૮૭

એમ જાણી નિજ રૂપમેં, રહું, સદા હુશિયાર;
બાધા પીડા નહીં કછુ, આતમ અનુભવ સાર. ૮૮

જ્ઞાન-રસાયણ પાયકે, મિટ ગઈ પુદ્‌ગલ આશ;
અચલ અખંડ સુખમેં રમું, પુરણાનંદ પ્રકાશ. ૮૯

ભવઉદધિ મહા ભયંકરુ, દુઃખજલ અગમ અપાર;
મોહે મૂછિત પ્રાણીકું, સુખ ભાસે અતિસાર. ૯૦

અસંખ્ય પ્રદેશી આતમા, નિશ્ચે લોક પ્રમાણ;
વ્યવહારે દેહમાત્ર છે, સંકોચથકી મન આણ. ૯૧

---

આ પ્રમાણે જાણીને હું હંમેશા આત્મસ્વરૂપમાં હોશીયાર-સાવધાન રહું, તેનાથી કોઈ જાતની બાધા કે પીડા ન થાય. અને શ્રેષ્ઠ આત્મ-અનુભવ થાય. ૮૮

જ્ઞાનરૂપ રસાયણનું પાન કરવાથી પુદ્‌ગલ સંબંધી આશા મટી ગઈ. પૂર્ણ આનંદના પ્રકાશરૂપ અચલ અને અખંડ આત્મસુખમાં રમણતા કરું છું. ૮૯

આ સંસારસમુદ્ર મહાભયંકર છે, તેમાં અગમ્ય-ન જાણી શકાય એવું અને અપાર-જેનો પાર ન પામી શકાય એવું દુઃખરૂપી પાણી છે. છતાં મોહથી મૂર્છિત થયેલા જીવને તેમાં અતિશ્રેષ્ઠ સુખ ભાસે છે! ૯૦

નિશ્ચયનયથી આ આત્મા ચૌદરાજ લોકના આકાશપ્રદેશ પ્રમાણ અસંખ્યપ્રદેશવાળો છે. પણ એ આત્મપ્રદેશોનો સંકોચ થયેલ હોવાથી વ્યવહારનયથી દેહમાત્ર છે એમ તું મનમાં જાણ. ૯૧

સુખ વીરજ જ્ઞાનાદિગુણ, સર્વાંગે પ્રતિપૂર;
જૈસે લુણ સાકર દલી, સરવાંગે રસભૂર. ૯૨
જૈસે કંચુકત્યાગથી, વિણસત નાહીં ભુજંગ;
દેહત્યાગથી જીવ પણ, તૈસે રહત અભંગ. ૯૩
એમ વિવેક હૃદયે ધરી, જાણી શાશ્વત રૂપ;
થિર કરી હુઆ નિજરૂપમેં, તજી વિકલ્પ ભ્રમકૂપ. ૯૪
સુખમય ચેતન પિંડ હૈ, સુખમેં રહે સદૈવ;
નિર્મલતા નિજરૂપકી, નિરખે ખિણ ખિણ જીવ. ૯૫
નિર્મલ જેમ આકાશકું, લગે ન કિણવિધ રંગ;
છેદ ભેદ હુએ નહિં, સદા રહે તે અભંગ. ૯૬

---

સુખ, વીર્ય અને જ્ઞાનાદિકગુણો આત્માના સર્વ પ્રદેશે પ્રતિપૂર્ણ છે. જેવી રીતે નીમક અગર દળેલી સાકર (જે પદાર્થમાં મેળવવામાં આવે તેમાં) સર્વ અંગે રસથી ભરેલા છે. ૯૨

જેવી રીતે સર્પ કાંચળીનો ત્યાગ કરવાથી વિનાશ પામતો નથી તેવી રીતે આ જીવ પણ દેહનો ત્યાગ કરવાથી વિનાશ પામતો નથી. પણ તે તો દેહ પડવા છતાં અભંગ-અખંડ રહે છે. ૯૩

આવી રીતે વિવેકી આત્મા હૃદયમાં વિવેક ધારણ કરી, પોતાના શાશ્વત-નિત્ય સ્વરૂપને જાણી, વિકલ્પરૂપી ભ્રમકૂપનો ત્યાગ કરી આત્મસ્વરૂપમાં સ્થિર થાય છે. ૯૪

આ ચૈતન્યપિંડ સુખમય છે. હંમેશ સુખમાં રહે છે, આ જીવ ક્ષણે ક્ષણે આત્મસ્વિરૂપની નિર્મળતા જુવે છે. ૯૫

જેવી રીતે નિર્મળ એવા આકાશને કોઇ પ્રકારે રંગ

તેસે ચેતન દ્રવ્યમેં, ઈનકો કબહુ ન નાશ;
ચેતન જ્ઞાનાનંદમય, જડભાવી આકાશ. ૯૭

દર્પણ નિર્મળને વિષે, સબ વસ્તુ પ્રતિભાસ;
તિમ નિર્મલ ચેતન વિષે, સબ વસ્તુ પરકાસ. ૯૮

ઇણ અવસર એમ જાણકે, મેં ભયા અતિ સાવધાન;
પુદ્‌ગલ મમતા છાંડકે, ધરું શુદ્ધ આતમધ્યાન. ૯૯

૧૩. શુદ્ધ આત્મરમણતા.

આતમજ્ઞાનકી મગનતા, એહી જ સાધનમૂલ;
એમ જાણી નિજ રૂપમેં, કરું રમણ અનુકૂલ. ૧૦૦

---

લાગતો નથી, તેનો છેદ કે ભેદ થતો નથી અને હંમેશા તે અભંગ-અખંડ રહે છે. ૯૬

તેવી રીતે આ ચેતન દ્રવ્યનો કોઈ રીતે નાશ થતો નથી વળી ચેતન તો જ્ઞાન અને આનંદમય છે તેથી એ દૃષ્ટિએ જડ સ્વભાવી આકાશ કરતાં તેની વિશેષતા છે. ૯૭

નિર્મળ આરીસામાં સર્વ વસ્તુઓનું પ્રતિબિંબ પડે છે, તેવી રીતે આ નિર્મળ ચૈતન્યમા-આત્મામાં સર્વ વસ્તુઓનો પ્રકાશ થાય છે. ૯૮

આ અવસરે ( મરણ સમયે ) એવી રીતે જાણીને હું ઘણો સાવધાન થયો છું. પુદ્‌ગલની મમતા દૂર કરીને શુદ્ધ આત્મધ્યાન ધારણ કરું છું. ૯૯

સર્વ સાધનાનું મૂળ આત્મજ્ઞાનની મગ્નતા છે. આ પ્રમાણે જાણી પોતાના-આત્માના સ્વરૂપમાં અનુકૂળપણે રમણતા કરું છું. ૧૦૦

નિર્મલતા નિજ રૂપકી, કિમહિ કહી ન જાય;
તીન લોકકા ભાવ સબ, ઝલકે જિનમેં આય. ૧૦૧

ઐસા મેરા સહજ રૂપ, જિનવાણી અનુસાર;
આતમજ્ઞાને પાયકે, અનુભવમેં એક તાર. ૧૦૨

આતમ અનુભવ જ્ઞાન જે, તેહી જ મોક્ષસ્વરૂપ;
તે છંડી પુદ્ગલદશા, કુણ ગ્રહે ભવકૂપ ? ૧૦૩

આતમ અનુભવ જ્ઞાનતેં, દુવિધા ગઈ સબ દૂર;
તબ થિર થઈ નિજ રૂપકી, મહિમા કહું ભરપૂર. ૧૦૪

## ૧૪. નિશ્ચયનયથી આત્મસ્વરૂપ.

શાંતસુધારસ કુંડ એ, ગુણ-રત્નોંકી ખાણ;
અનંતઋદ્ધિ આવાસ એ, શિવમંદિર સોપાન. ૧૦૫

---

પોતાના આત્મસ્વરૂપની નિર્મળતા કેમે કરીને કહી શકાય એવી નથી. તેનામાં ત્રણેય લોકના સર્વભાવો આવીને પ્રકાશે છે. ૧૦૧

શ્રી જિનેશ્વરદેવની વાણી પ્રમાણે આવું મારું આત્માનું સહજ રૂપ છે. અનુભવમાં પરમલીન થઈ આત્મજ્ઞાનથી તે પ્રાપ્ત થાય છે. ૧૦૨

આત્માનું જે અનુભવજ્ઞાન તે જ મોક્ષસ્વરૂપ છે, તે અનુભવજ્ઞાનને છોડી સંસારના કૂપ સમાન પુદ્ગલદશાને કોણ ગ્રહણ કરે ? ૧૦૩

આત્માના અનુભવજ્ઞાનથી સર્વ પ્રકારનો દ્વૈધીભાવ-મુંઝવણ-દ્વંદ્વો તરફનું લક્ષ્ય દૂર થયું. તેથી સ્થિર થઈને પોતાના આત્મસ્વરૂપનો ભરપૂર મહિમા વર્ણવું છું. ૧૦૪

આ આત્મા શાંતરસરૂપી અમૃતરસનો કુંડ છે, ગુણરૂપી

પરમદેવ પણ એહ છે, પરમગુરુ પણ એહ;
પરમધર્મ-પ્રકાસકો, પરમતત્ત્વ ગુણગેહ. ૧૦૬

એસો ચેતન આપકો, ગુણ અનંત ભંડાર;
અપની મહિમા બિરાજતો, સદા સરૂપ આધાર. ૧૦૭

ચિદ્રૂપી ચિન્મય સદા, ચિદાનંદ ભગવાન;
શિવ શંકર સ્વયંભૂ નમું, પરમ બ્રહ્મ વિજ્ઞાન. ૧૦૮

ઇણવિધ આપ-સરૂપકી, લખી મહિમા અતિસાર;
મગન ભયા નિજ રૂપમેં, સબ પુદ્ગલ પરિહાર. ૧૦૯

---

રત્નોની ખાણ છે, અનંત આત્મઋદ્ધિનો આવાસ છે, અને તે મોક્ષમંદિરના પગથિયા સમાન છે. ૧૦૫

આ આત્મા એ પરમદેવ છે, પરમગુરુ પણ એ જ છે, પરમધર્મનો પ્રકાશક પણ આત્મા છે, પરમતત્ત્વ પણ તે છે અને ગુણનું ઘર પણ આત્મા છે. ૧૦૬

આવો આપણો આત્મા છે, અનંતગુણનો ભંડાર છે, પોતાના મહિમાથી બિરાજે છે, અને હંમેશા પોતાના સ્વરૂપનો તેને આધાર છે. ૧૦૭

આ આત્મા જ્ઞાનરૂપ છે, જ્ઞાનમય છે, ચિદાનંદ છે, ભગવાન છે, શિવ-શંકર અને સ્વયંભૂરૂપ તેમજ પરમ બ્રહ્મ અને વિજ્ઞાનમય આ આત્માને હું નમું છું. ૧૦૮

આ રીતે આત્મસ્વરૂપનો અતિશ્રેષ્ઠ મહિમા કહ્યો છે. તેને જાણી હું સર્વ પુદ્ગલભાવનો ત્યાગ કરી પોતાના આત્મ-સ્વરૂપમાં મગ્ન થયો છું. ૧૦૯

ઉદધિ અનંતગુણે ભર્યો, જ્ઞાન-તરંગ અનેક;
મર્યાદા મૂકે નહીં, નિજ સરૂપકી ટેક. ૧૧૦

અપની પરિણતિ આદરી, નિર્મલ જ્ઞાનતરંગ;
રમણ કરું નિજ રૂપમેં, અબ નહીં પુદ્દગલ રંગ. ૧૧૧

## ૧૫. પુદ્દગલરૂપ શરીરથી આત્મા જુદો છે.

પુદ્દગલપિંડ શરીર એ, મેં હું ચેતનરાય;
મેં અવિનાશી એહ તો, ખિણમેં વિણસી જાય. ૧૧૨

અન્ય સભાવે પરિણમે, વિણસંતા નહીં વાર;
તિણસું મુજ મમતા કિસી ? પાડોશી વ્યવહાર. ૧૧૩

---

આ આત્મા અનંતગુણોથી ભરેલો સમુદ્ર છે, તેમાં અનેક જ્ઞાનરૂપી તરંગો છે, તે પોતાના સ્વરૂપની ટેકરૂપી મર્યાદાને ઓળંગતો નથી. ૧૧૦

આત્મપરિણતિનો આદર કરી, નિર્મળ જ્ઞાનરૂપી તરંગોથી યુક્ત આત્મસ્વરૂપમાં રમણ કરું છું. હવે મને પુદ્ગલસંબંધી રંગ-આનંદ નથી. ૧૧૧

આ શરીર એ પુદ્ગલોનો પિંડ છે, હું તો ચેતનરાજ છું. હું તો અવિનાશી છું અને આ શરીર તો ક્ષણ-વિનાશી છે. ૧૧૨

આ શરીર એ અન્ય સ્વભાવે પરિણમે છે, તેને વિનાશ પામતાં વાર લાગતી નથી. તેની સાથે મારે મમતા કેવી ? તેની સાથે મારે પાડોશીનો વ્યવહાર છે. ૧૧૩

ઇણુકી સ્થિતિ પૂરણ ભઇ, રહેણુકી નહીં આસ;
વર્ણ રસ ગંધ ફરસ સહુ, ગિલન લગા ચિહું પાસ. ૧૧૪
એહ શરીરકી ઉપરે, રાગ-દ્વેષ મુજ નાંહી;
રાગ-દ્વેષકી પરિણતિસેં, ભમીએ ચિહું ગતિમાંહી. ૧૧૫

## ૧૬ રાગ-દ્વેષની લીલા.

રાગ-દ્વેષ પરિણામથી, કર્મબંધ બહુ હોય;
પરભવ દુઃખદાયક ઘણા, નરકાદિગતિ જોય. ૧૧૬
મોહે મૂર્છિત પ્રાણીકું, રાગ-દ્વેષ અતિ થાય;
અહંકાર મમકાર પણ, તિણથી શુધ બુધ જાય. ૧૧૭
મહિમા મોહ અજ્ઞાનથી, વિકલ ભયા સવિ જીવ;
પૌદ્ગલિક વસ્તુ વિષે, મમતા ધરે સદૈવ. ૧૧૮

---

આ શરીરની સ્થિતિ પૂર્ણ થઇ છે, હવે તેની રહેવાની આશા નથી. તેના વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ એ ચારે બાજુથી ગળવા લાગ્યા છે. ૧૧૪

આ શરીરની ઉપર મારે રાગ-દ્વેષ નથી. રાગ-દ્વેષના પરિણામથી ચારે ગતિમાં ભ્રમણ કરવું પડે છે. ૧૧૫

રાગ-દ્વેષના પરિણામથી ઘણો કર્મબંધ થાય છે, અને પરભવમાં ઘણાં દુઃખને આપનારી નારક આદિ ગતિ થાય છે. ૧૧૬

મોહથી મૂર્છિત પ્રાણીઓને ઘણા રાગ-દ્વેષ થાય છે, તેમજ અહંકાર અને મમતા પણ થાય છે, તેનાથી પ્રાણીની શુદ્ધિ અને બુદ્ધિ ચાલી જાય છે. ૧૧૭

મહામોહ અને અજ્ઞાનથી સર્વ જીવો વ્યાકુલ થવાથી પૌદ્ગલિક પદાર્થોને વિષે હંમેશા મમત્વ ધારણ કરે છે. ૧૧૮

પરમેં નિજપણું માનકે, નિવડ મમત ચિત્ત ધાર;
વિકલ દશા વરતે સદા, વિકલ્પનો નહીં પાર. ૧૧૯
'મેં' 'મેરા' એ ભાવથી, ફિર્યો અનંતો કાલ;
જિનવાણી ચિત્ત પરિણમે, છૂટે મોહ-જંજાલ. ૧૨૦
મોહ વિકલ એહ જીવકું, પુદ્ગલ મોહ અપાર;
પણ ઇતની સમજે નહીં, ઇણમે કછુ નહીં સાર. ૧૨૧
ઇચ્છાથી નવિ સંપજે, કલ્પે વિપત ના જાય;
પણ અજ્ઞાની જીવકું, વિકલ્પ અતિશય થાય. ૧૨૨
એમ વિકલ્પ કરે ઘણા, મમતા અંધ અજાણ;
મેં તો જિનવચને કરી, પ્રથમ થકી હુઓ જાણ. ૧૨૩

---

પરપદાર્થમાં પોતાપણું માનીને જીવ પોતાના ચિત્તમાં ઘણી મમતા ધારણ કરે છે અને વ્યાકુલ દશામાં હંમેશા વર્તે છે અને તેથી પાર વગરના વિકલ્પો થાય છે. ૧૧૯

'હું' અને 'મારું' એવા ભાવથી જીવે અનંતકાળ સંસારમાં પરિભ્રમણ કર્યું છે પણ જો જિનેશ્વરની વાણી ચિત્તમાં પરિણમે તો મોહ-જંજાળ છૂટી જાય છે. ૧૨૦

મોહથી વિકળ આ જીવને પુદ્ગલ પ્રત્યેનો મોહ પાર વગરનો છે, પણ એ એટલું સમજતો નથી કે તે પુદ્ગલમાં કોઈ સાર નથી. ૧૨૧

કોઈ વસ્તુ ઇચ્છાથી પ્રાપ્ત થતી નથી, કલ્પના કરવાથી વિપત્તિ દૂર થતી નથી. પણ અજ્ઞાની જીવને ઘણા વિકલ્પ થાય છે. ૧૨૨

આ રીતે મમતાથી અંધ થયેલ અજ્ઞાની ઘણા વિકલ્પો

મેં શુદ્ધાતમ દ્રવ્ય હું, એ સબ પુદ્‌ગલભાવ;
સડન પડન વિધ્વંસણો, ઈસકા એહ સ્વભાવ. ૧૨૪

પુદ્‌ગલ રચના કારમી, વિણસંતાં નહીં વાર;
એમ જાણી મમતા તજી, સમતાશું મુજ પ્યાર. ૧૨૫

જનની મોહ અંધારકી, માયા રજની કૂર;
ભવદુઃખકી એ ખાણ હે, ઇનસું રહીએ દૂર. ૧૨૬

એમ જાણી નિજ રૂપમેં, રહું સદા સુખવાસ;
ઓર સબ એ ભવજાલ હે, ઈણસું ભયા ઉદાસ. ૧૨૭

---

કરે છે, હું તો પ્રથમથી શ્રી જિનેશ્વરના વચનોથી જાણુ થયો છું. ૧૨૩

હું શુદ્ધાત્મદ્રવ્ય છું. આ બધો પુદ્‌ગલભાવ છે, તે પુદ્‌ગલનો સ્વભાવ સડી જવાનો, પડી જવાનો અને નાશ પામવાનો છે. ૧૨૪

આ પુદ્‌ગલની રચના ભયંકર છે, તેને વિનાશ પામતાં પણ વાર લાગતી નથી, એમ જાણી મમતાનો ત્યાગ કરી સમતા સાથે મને પ્રેમ છે. ૧૨૫

આ મમતા એ મોહરૂપી અંધકારની માતા છે, ભયંકર કૂર માયાની રાત્રિ છે, સંસારદુઃખની એ ખાણ છે, તે મમતાથી દૂર રહીએ. (તેમાંજ કલ્યાણ છે) ૧૨૬

આ પ્રમાણે જાણીને પોતાના આત્મસ્વરૂપમાં હું હંમેશા સુખે નિવાસ કરું છું, બાકીનું બધું સંસારજાળ છે, તેનાથી હવે હું ઉદાસ થયો છું. ૧૨૭

## ૧૭. આત્મા અને કાયાના સંબંધની મર્યાદા

ઇણુ અવસર કોઇ આયકેં, મુજકું કહે વિચાર;
'કાયાસું તુમ કછુ નહિ', એહ વાત નિરધાર. ૧૨૮

પણ એહ શરીર નિમિત્ત છે, મનુષ્યગતિ કે માંહ;
શુદ્ધ ઉપયોગકી સાધના, ઇણસું બને ઉછાંહ. ૧૨૯

એહ ઉપગાર ચિત્ત આણકે, ઇનકા રક્ષણ કાજ;
ઉદ્યમ કરના ઉચિત હે, એહ શરીરકે સાજ. ૧૩૦

ઇનમેં ટોટા નહિ કછુ, એહ કહેનેકી બાત;
તિનસુ ઉત્તર અબ કહું, સુણો સજ્જન ભલી ભાત. ૧૩૧

---

આ સમયે કોઇ આવીને મને પોતાનો વિચાર કહે છે, કે 'તમારે કાયાની સાથે કાંઈ નથી' એ વાતનો ભલે તમે નિર્ધાર કર્યો હોય. ૧૨૮

પણ આ શરીર મનુષ્યગતિમાં નિમિત્ત છે. તેના દ્વારા શુદ્ધ ઉપયોગની સાધના થાય છે. આ શરીરથી ઉત્સાહ થાય છે. ૧૨૯

એ શરીરના ઉપકારને મનમાં લાવી એ શરીરના રક્ષણ માટે ઉદ્યમ કરવો ઉચિત છે, માટે આ શરીરને સાજું-સાજું રાખો. ૧૩૦

'આ શરીરથી કાંઇ નુકશાન નથી. આ વાત તમને કહેવાની છે.' હવે આ વાતનો હું ઉત્તર કહું છું. હે સજ્જન ! તે તમે સારી રીતે સાંભળો. ૧૩૧

તુમને જો બાતાં કહી, અમ ભી જાણું સર્વ;
એહ મનુષ્ય પરજાયસેં, ગુણ બહુ હોત નિગર્વ. ૧૩૨

શુદ્ધ ઉપયોગ સાધન બને, ઓર જ્ઞાન અભ્યાસ;
જ્ઞાન વૈરાગ્યકી વૃદ્ધિ કો, એહી નિમિત્ત હે ખાસ. ૧૩૩

ઇત્યાદિક અનેક ગુણ, પ્રાપ્તિ ઇણથી હોય;
અન્ય પરજાયે એહવા, ગુણ બહુ દુર્લભ જોય. ૧૩૪

પણ એહ વિચારમેં, કહેણકા એ મર્મ;
એહ શરીર રહો સુખે, જો રહે સંજમ ધર્મ. ૧૩૫

અપના સંજમાદિક ગુણ, રખણા એહી જ સાર;
તે સંયુક્ત કાયા રહે, તિનમેં કો ન અસાર. ૧૩૬

---

તમે મને જે વાત કરી તે હું પણ સર્વ જાણું છું. આ મનુષ્યપર્યાયથી ગર્વ રહિતપણે ઘણા ગુણ થાય છે. ૧૩૨

આ શરીર શુદ્ધ ઉપયોગનું સાધન બને છે, તેનાથી જ્ઞાનનો અભ્યાસ થાય છે, જ્ઞાન અને વૈરાગ્યની વૃદ્ધિનું એ ખાસ નિમિત્ત છે. ૧૩૩

ઇત્યાદિ ઘણાં ગુણોની પ્રાપ્તિ આ મનુષ્ય શરીરના પર્યાયથી થાય છે. બીજા પર્યાયોમાં આ ગુણોની પ્રાપ્તિ થવી ઘણી દુર્લભ છે. ૧૩૪

પણ આ વિચારણામાં કહેવાનું તાત્પર્ય એ છે કે–જો આત્માનો સંયમ ધર્મ રહેતો હોય તો આ શરીર સુખેથી રહો. ૧૩૫

પોતાના સંયમ આદિ ગુણોનું રક્ષણ કરવું એ જ સાર છે. તે ગુણો સહિત કાયા રહેતી હોય તો તેમાં કાંઈ અસાર–ખરાબ નથી. ૧૩૬

મેરું એહ શરીરસું, વેરભાવ તો નાંહી;
એમ કરતાં જો નવિ રહે, ગુણ રખણા તો ઉચ્છાહીં. ૧૩૭

૧૮ ગુણોના રક્ષણની જરૂર

વિઘન રહિત ગુણ રાખવા, તિણ કારણ સુણ મિત્ત;
સ્નેહ શરીરકો છાંડીએ, એહ વિચાર પવિત્ત. ૧૩૮

એહ શરીર કે કારણે, જો હોય ગુણકા નાશ;
એહ કદાપિ ના કિજીએ, તુમકું કહું શુભ ભાષ. ૧૩૯

એહ સંબંધકે ઉપરે, સુણો સુગુણ દૃષ્ટાંત;
જિણથી તુમ મનકે વિષે, ગુણ બહુમાન હોય સંત. ૧૪૦

---

મારે આ શરીર સાથે મારે કોઈ વૈરભાવ તો નથી, પણ એમ કરતાં જો શરીર ન રહે, તો ઉત્સાહપૂર્વક ગુણોનું રક્ષણ તો કરવું જ જોઈએ. ૧૩૭

હે મિત્ર ! તું સાંભળ. વિઘ્ન રહિત ગુણોનું રક્ષણ કરવા માટે શરીર ઉપરનો મિથ્યા સ્નેહ છોડી દઈએ, એ વિચાર પવિત્ર છે. ૧૩૮

આ શરીરને કારણે જો ગુણોનો નાશ થતો હોય તો તેવું કામ ક્યારે ય કરવું નહિ, એ તમને હું સાચી વાણીથી કહું છું. ૧૩૯

આ સંબંધને અંગે હું એક સારા ગુણવાળું દૃષ્ટાંત કહું છું તે તમે સાંભળો. જેથી વિદ્યમાન ગુણો ઉપર તમારા મનમાં બહુમાન થશે. ૧૪૦

## ૧૯ ગુણુ બહુમાન ઉપર દ્રષ્ટાંત

કોઇ વિદેશી વણિકસુત, ફરતાં ભૂતલમાંહી;
રત્નદ્વીપ આવી ચઢ્યો, નિરખી હરખ્યો તાંહી. ૧૪૧

જાણ્યું રત્નદ્વીપ એહ છે, રત્ન તણો નહીં પાર;
કરૂં વ્યવસાય ઇહાં કણે, મેલવું રત્ન અપાર. ૧૪૨

તૃણકાષ્ઠાદિક મેલવી, કૂટી કરી મનોહાર;
તિણમેં તે વાસો કરે, કરે વણિજ વ્યાપાર. ૧૪૩

રતન કમાવે અતિ ઘણાં, કૂટીમેં થાપે તેહ;
એમ કરતાં કઇ દિન ગયા, એક દિન ચિંતા અછેહ. ૧૪૪

કૂટી પાસ અગ્નિ લગી, મનમેં ચિંતે એમ;
બૂઝવું અગ્નિ ઉદ્યમ કરી, કૂટી રતન રહે જેમ. ૧૪૫

---

કોઇ પરદેશી વણિકપુત્ર, પૃથ્વીતલ ઉપર ફરતાં રત્નદ્વીપમાં આવી પહોંચ્યો, રત્નદ્વીપને જોઇને તે ઘણો હર્ષિત થયો. ૧૪૧

તેણે જાણ્યું કે આ રત્નદ્વીપ છે, અહિં રત્નોનો પાર નથી. અહિં હું વ્યવસાય કરું અને ઘણાં રત્નો મેળવું. ૧૪૨

તે પછી તેણે ઘાસ અને લાકડાં ભેગાં કરી એક સુંદર ઝુંપડી બનાવી, તેમાં તે નિવાસ કરે છે અને વણિજ-વ્યાપાર કરે છે. ૧૪૩

તે વ્યાપાર કરતાં ઘણાં રત્નો કમાય છે અને તે ઝુંપડીમાં રાખે છે. એવી રીતે કરતાં ઘણા દિવસો વ્યતીત થાય છે. એક દિવસ ચિંતાનું કારણ ઉત્પન્ન થાય છે. ૧૪૪

તે રહેતો હતો તે ઝુંપડીની પાસે આગ લાગે છે, તે

કિણુવિધ અગ્નિ શમી નહીં, તવ તે કરે વિચાર;
ગાફેલ રહેણા અબ નહીં, તરત હુઆ હુશિયાર. ૧૪૬
એ તરણાદિક ઝુંપડી, અગ્નિતણે સંજોગ;
ખિણમેં એ જલી જાયગી, અબ કહા ઈસકા ભોગ? ૧૪૭
રતન સંભાલું આપણાં, એમ ચિંતી સવિ રતન;
લેઈ નિજપુર આવીઓ, કરતો બહુવિધ જતન. ૧૪૮
રતન વિક્રય તેણે પુરે, લક્ષ્મી લહી અપાર;
મંદિર મહેલ બનાવીયા, બાગ બગીચા સાર. ૧૪૯
સુખ વિલસે સબ જાતકા, કિસી ઊણપ નહીં તાસ;
દેવલોક પરે માનતો, સદા પ્રસન્ન સુખવાસ. ૧૫૦

---

વિચારે છે કે-પ્રયત્ન કરીને આ અગ્નિને બુઝાવી નાખું જેથી ઝુંપડી અને રત્નો એમના એમ રહે. ૧૪૫

ઘણો પ્રયત્ન કર્યો પણ કોઈ રીતે અગ્નિ શાંત થયો નહિ, ત્યારે તે વણિક વિચાર કરે છે કે-હવે ગાફેલ રહેવું યોગ્ય નથી, તરત એ હોશીયાર-સાવધાન થયો. ૧૪૬

આ ઘાસ વગેરેની બનેલી ઝુંપડી અગ્નિના સંયોગથી ક્ષણવારમાં બળી જવાની છે, હવે તેનો લોભ શા કામનો ? ૧૪૭

હું મારા રત્નો સંભાળી લઉં, એમ વિચારી બધાં રત્નો લઈ, તેનું ઘણાં પ્રકારે રક્ષણ કરતો તે પોતાના નગરમાં આવ્યો. ૧૪૮

તે નગરમાં રત્નોનો વિક્રય કરી તેણે પાર વગરની લક્ષ્મી મેળવી, અને મંદિરો અને મહેલો ચણાવ્યા તેમજ સુંદર બાગ-બગીચા કરાવ્યા. ૧૪૯

આ રીતે તે સર્વ પ્રકારનાં સુખોમાં વિલાસ કરે છે.

ભેદ વિજ્ઞાની પુરુષ જે, એહ શરીર કે કાજ;
દૂષણ કોઇ સેવે નહિ, અતિચાર ભી ત્યાજ. ૧૫૧
આત્મગુણ રક્ષણ ભણી, દઢતા ધરે અપાર;
દેહાદિક મૂર્છા તજી, સેવે શુદ્ધ વ્યવહાર, ૧૫૨
સંજમગુણ પરભાવથી, ભાવી ભાવ સંજોગ;
મહાવિદેહ ક્ષેત્ર વિષે, જન્મ હોવે શુભ જોગ. ૧૫૩

૨૦. મહાવિદેહક્ષેત્રમાં ઉત્પન્ન થવાથી આત્માની પ્રગતિ આગળ વધે.

જીહાં સીમંધરસ્વામીજી, આદે વીશ જિણંદ;
ત્રિભુવનનાયક સોહતા, નિરખું તસ મુખચંદ. ૧૫૪

---

તેની કોઈપણ જાતની ઉણપ–ઓછાશ નથી, તે પોતાને દેવલોકમાં રહેતો હોય તેમ માને છે. અને સુખમાં નિવાસ કરતો તે સદા પ્રસન્ન રહે છે. ૧૫૦

આ રીતે જે પુરુષ ભેદજ્ઞાનવાળો હોય છે તે પુરુષ આ શરીર માટે કોઈ દૂષણ સેવતો નથી વ્રતમાં અતિચારોનો પણ ત્યાગ કરે છે. ૧૫૧

આત્માના ગુણોનું રક્ષણ કરવા માટે અપાર દઢતા ધારણ કરે છે, શરીર આદિની મૂચ્છાંનો ત્યાગ કરી શુદ્ધ વ્યવહારનું સેવન કરે છે. ૧૫૨

સંયમગુણના પ્રભાવે ભાવીભાવના સંયોગથી શુભયોગે મહાવિદેહક્ષેત્રમાં જો જન્મ થાય તો.–૧૫૩

જ્યાં સીમંધરસ્વામીજી વગેરે વીશ તીર્થંકરો વિચરી રહ્યા છે, જેઓ ત્રણ ભુવનના નાયક તરીકે શોભી રહ્યા છે, તેમના મુખચંદ્રના દર્શન કરું. ૧૫૪

કેવલજ્ઞાન દિવાકરુ, બહુ કેવલી ભગવાન;
વલી મુનિવર મહાસંજમી, શુદ્ધ ચરણ-ગુણવાન. ૧૫૫

એહવા ઉત્તમ-ક્ષેત્રમાં, જો હોય મહારો વાસ;
તો પ્રભુ-ચરણ-કમલ વિષે, નિશદિન કરું નિવાસ, ૧૫૬

અતિ ભક્તિ-બહુમાનથી, પૂજી પદ-અરવિંદ;
શ્રવણ કરું જિનવર-ગિરા, સાવધાન ગત દ્વંદ. ૧૫૭

સમવસરણ સુરવર રચે, રતન સિંહાસન સાર;
બેઠા પ્રભુ તસ ઉપરે, ચોત્રીશ અતિશય ધાર. ૧૫૮

વાણી ગુણ પાંત્રીશ કરી, વરસે અમૃતધાર;
તે નિસુણી હૃદયે ધરી, પામું ભવજલપાર. ૧૫૯

---

ત્યાં કેવળજ્ઞાને કરીને સૂર્ય સમાન ઘણાં કેવળી ભગવંતો છે, વળી મહાસંયમધારી શુદ્ધ ચારિત્ર ગુણવાળા ઘણા મુનિવરો છે. ૧૫૫

આવા ઉત્તમ ક્ષેત્રમાં જો મારો વાસ થાય તો તો પ્રભુના ચરણકમળની પાસે હું રાત-દિવસ નિવાસ કરું. ૧૫૬

ઘણાં ભક્તિ અને બહુમાનપૂર્વક તે પ્રભુનાં ચરણકમળની પૂજા કરીને રાગ-દ્વેષરૂપી દ્વંદ્વથી રહિત થઈ સાવધાન થઈને શ્રી જિનેશ્વરની વાણી શ્રવણ કરું. ૧૫૭

ત્યાં દેવતાઓ સમવસરણની રચના કરે છે. શ્રેષ્ઠ રત્નમય સિંહાસન સ્થાપે છે, ચોત્રીશ અતિશયને ધારણ કરતા શ્રી જિનેશ્વરપ્રભુ તે સિંહાસન ઉપર બેસે છે. ૧૫૮

પાંત્રીશ ગુણયુક્ત વાણીએ અમૃતની ધારાની જેમ વરસાવે છે, તે પ્રભુની વાણી સાંભળી, હૃદયમાં ધારણ કરી સંસારસમુદ્રનો પાર પામું. ૧૫૯

નિબિડ કર્મ મહારોગ જે, તિણકું ફેડણહાર;
પરમ રસાયણ જિનગિરા, પાન કરું અતિપ્યાર. ૧૬૦

ક્ષાયિક સમકિત શુદ્ધતા, કરવાનો પ્રારંભ;
પ્રભુ-ચરણ-સુપસાયથી, સકલ હોવે સારંભ. ૧૬૧

એમ અનેક પ્રકાર કે, પ્રશસ્ત ભાવ સુવિચાર;
કરકે ચિત્તપ્રસન્નતા, આણંદ લહું અપાર. ૧૬૨

ઓર અનેક પ્રકાર કે, પ્રશ્ન કરું પ્રભુ પાય;
ઉત્તર નિસુણી તેહના, સંશય સવિ દૂર જાય. ૧૬૩

નિઃસંદેહ ચિત્ત હોય કે, તત્ત્વાતત્ત્વ સરૂપ;
ભેદ યથાર્થ પાયકે, પ્રગટ કરું નિજ રૂપ. ૧૬૪

---

ગાઢ કર્મોરૂપી જે મહારોગ છે તેનો નાશ કરવામાં શ્રેષ્ઠ રસાયણ જેવી શ્રી જિનેશ્વરની વાણીનું ઘણા પ્રેમથી પાન કરું. ૧૬૦

પ્રભુના ચરણના સુપ્રસાદથી શુદ્ધ ક્ષાયિક સમકિત પ્રાપ્ત કરવાનો સર્વ પ્રારંભ સાધન સહિત થાય છે. ૧૬૧

આવી રીતે અનેક પ્રકારના પ્રશસ્તભાવવાળા સુવિચારોથી ચિત્તની નિર્મળતા કરીને ઘણા આનંદને મેળવું. ૧૬૨

વળી શ્રી જિનેશ્વરનાં ચરણો પાસે બેસી અનેક પ્રકારના પ્રશ્નો કરી તેના ઉત્તરો સાંભળી મારા બધા સંશયોને દૂર કરું. ૧૬૩

સંદેહ રહિત ચિત્ત થવાથી તત્ત્વ અને અતત્ત્વનું સ્વરૂપ યથાર્થભેદે મેળવીને હું પોતાનું સ્વરૂપ પ્રગટ કરું. ૧૬૪

રાગ-દ્વેષ હોય દોષ એ, અષ્ટ કરમ જડ એહ;
હેતુ એહ સંસારકા, તિનકો કરવો છેહ. ૧૬૫
શીઘ્રપણે જડમૂલથી, રાગ-દ્વેષકો નાશ;
કરકે શ્રી જિનચંદકું, નિરખું શુદ્ધ વિલાસ. ૧૬૬
પરમદયાલ આણંદમય, કેવલશ્રી સંયુક્ત;
ત્રિભુવનમેં સૂરજપરે, મિથ્યા તિમિર હરંત. ૧૬૭
એહવા પ્રભુકું દેખકે, રોમ રોમ ઉલસંત;
વચન સુધારસ શ્રવણતે, હૃદય વિવેક વધંત. ૧૬૮
શ્રી જિન-દરિશન-જોગથી, વાણી ગંગપ્રવાહ;
તિણથી પાતિક મલ સવે, ધોઇશ અતિ ઉચ્છાહ. ૧૬૯

---

રાગ અને દ્વેષરૂપી મહાદોષો છે. તે આઠેય કર્મની જડ (મૂળ) છે, એ જ સંસારનો હેતુ છે, તેનો નાશ કરવો જરૂરી છે. ૧૬૫

જલદીથી એ રાગ-દ્વેષનો જડમૂળથી નાશ કરીને શુદ્ધ વિલાસ કરતા શ્રી જિનચંદ્રનાં દર્શન કરું. ૧૬૬

તે પરમાત્મા પરમદયાળુ છે, આનંદમય છે, કેવળજ્ઞાન રૂપી લક્ષ્મીથી સંયુક્ત છે, ત્રણેય ભુવનમાં સૂર્યની જેમ મિથ્યાત્વરૂપ અંધકારને દૂર કરનારા છે. ૧૬૭

એવા પ્રભુનું દર્શન કરવાથી રોમેરોમ ઉલ્લાસ પામે છે, તેમના વચનોરૂપી સુધારસનું શ્રવણ કરવાથી હૃદયમાં વિવેક વધે છે. ૧૬૮

શ્રી જિનેશ્વરના દર્શનના યોગથી, તેઓની વાણીરૂપ ગંગાના પ્રવાહથી બધાં ય પાપરૂપી મળોને અતિ ઉત્સાહપૂર્વક ધોઇ નાંખીશ. ૧૬૯

પવિત્ર થઇ જિનદેવકે, પાસે લેશું દીખ;
દુર્ધર તપ અંગીકરું, ગ્રહણ આસેવન શીખ. ૧૭૦

ચરણ ધરમ પરભાવથી, હોશે શુદ્ધ ઉપયોગ;
શુદ્ધાતમકી રમણતા, અદ્ભુત અનુભવ જોગ. ૧૭૧

૨૧. અનુભવજ્ઞાનની ધારાનું પરિણામ.

અનુભવ અમૃત પાનમેં, આતમ ભયે લયલીન;
ક્ષપકશ્રેણી સનમુખે, ચઢણ પ્રયાણ તે કીન. ૧૭૨

આરોહણ કરી શ્રેણીકું, ઘાતી કરમકો નાશ;
ઘનઘાતી છેદી કરી, કેવલજ્ઞાન પ્રકાશ. ૧૭૩

એક સમય ત્રણ કાલકે, સકલ પદારથ જેહ;
જાણે દેખે તત્ત્વથી, સાદિ અનંત અછેહ. ૧૭૪

---

આ રીતે પવિત્ર થઈને શ્રી જિનદેવની પાસે દીક્ષા લઈશ, અને દુર્ધર તપ અંગીકાર કરીને ગ્રહણ અને આસેવન એ બે શિક્ષા મેળવીશ. ૧૭૦

ચારિત્ર ધર્મના પ્રભાવથી શુદ્ધ ઉપયોગ થશે, શુદ્ધાત્મામાં રમણતા થશે અને અદ્ભુત અનુભવયોગની પ્રાપ્તિ થશે. ૧૭૧

આત્મા અનુભવરૂપ અમૃતપાનમાં લયલીન થવાથી ક્ષપકશ્રેણીની સન્મુખ ચઢવા માટે પ્રયાણ કરે છે. ૧૭૨

શ્રેણી ઉપર આરોહણ કરીને ઘાતીકર્મનો નાશ કરે છે. ઘનઘાતી કર્મોનો નાશ કરીને કેવળજ્ઞાનરૂપી પ્રકાશ પ્રાપ્ત કરે છે. ૧૭૩

જેથી આત્મા એક જ સમયમાં ત્રણે ય કાળના સર્વ પદાર્થોને તત્ત્વથી સાદિ-અનંત ભાગે જાણે છે-જુવે છે. ૧૭૪

ઓહ પરમપદ જાણીએ, સો પરમાતમરૂપ;
શાશ્વત પદ થિર એહ છે, ફિરી નહીં ભવજલકૂપ. ૧૭૫

અવિચલ લક્ષ્મીકો ધણી, ઓહ શરીર અસાર;
તિનકી મમતા કિમ કરે? જ્ઞાનવંત નિરધાર. ૧૭૬

સમ્યગ્દૃષ્ટિ આતમા, એણુવિધ કરી વિચાર;
થિરતા નિજ સ્વભાવમેં, પરપરિણતિ પરિહાર. ૧૭૭

## ૨૨. જીવવા કે મરવામાં તેને સરખો આનંદ થાય છે.

મુજકું દોનું પક્ષમેં, વરતે આણંદ ભાય;
જો કદી એહ શરીરકો, રેહેણો કાઉક થાય. ૧૭૮

---

એ જ પરમપદ-મોક્ષ જાણીએ, તે જ પરમાત્માનું સ્વરૂપ છે, એ જ સ્થિર શાશ્વતપદ છે, તેનાથી ભવસાગરરૂપી કૂવામાં ફરીથી પતન થતું નથી. ૧૭૫

આત્મા અવિચળ લક્ષ્મીનો સ્વામી છે, આ શરીર અસાર છે, જ્ઞાની પુરુષ નિશ્ચે તેવા શરીરની મમતા કેમ કરે? ન જ કરે. ૧૭૬

સમ્યગ્દૃષ્ટિ આત્મા આ રીતે વિચાર કરી, પરપરિણતિનો ત્યાગ કરી પોતાના આત્મસ્વભાવમાં સ્થિરતા ધારણ કરે છે. ૧૭૭

હે ભાઇ! મને તો જીવવા અને મરવા એમ બંને ય પક્ષમાં સરખો આનંદ છે. જો કદાચ આ શરીર રહેવાનું હોય-ટકવાનું હોય તો પોતાના શુદ્ધ ઉપયોગનું શ્રેષ્ઠ આરા-

તો નિજ શુદ્ધ ઉપયોગકો, આરાધન કરું સાર;
તિનમેં વિઘન દીસે નહીં, નહીં સંક્લેશકો ચાર. ૧૭૯

જો કદી થિતિ પૂરણ ભઇ, હોયે શરીરકો નાસ;
તો પરલોક વિષે કરું, શુદ્ધ ઉપયોગ અભ્યાસ. ૧૮૦

## ૨૩ શુદ્ધ ઉપયોગની અવિચલતા.

મેરે શુદ્ધ ઉપયોગમેં, વિઘન ન દીસે કોય;
તો મેરે પરિણામમેં, હલચલ કાંહસું હોય. ૧૮૧

મેરે પરિણામકે વિષે, શુદ્ધ સરૂપકી ચાહ;
અતિ આસક્તપણે રહે, નિશદિન એહિ જ રાહ. ૧૮૨

એ આસક્તિ મિટાવવા, બ્રહ્મા વિષ્ણુ મહેશ;
આદિ કોઇ સમરથ નહિ, તેણે કરી ભય નહીં લેશ. ૧૮૩

---

ધન કરું, તેમાં કોઇ જાતનું વિઘ્ન દેખાતું નથી તેમાં કષાયનો ચાર (=ફરવું) પણ નથી. ૧૭૮–૧૭૯

જો આ શરીરની સ્થિતિ પૂર્ણ થઇ હોય અને શરીરનો નાશ થાય તો પરલોકમાં શુદ્ધ ઉપયોગનો અભ્યાસ કરું. ૧૮૦

જો મારા શુદ્ધ ઉપયોગમાં કોઇ વિઘ્ન ન દેખાય તો મારા પરિણામમાં હલનચલન ક્યાંથી હોય? ૧૮૧

મારા પરિણામમાં તો શુદ્ધ સ્વરૂપ મેળવવાની ચાહના-ઇચ્છા છે, અને રાતદિવસ એજ રસ્તે ચાલવાની અતિ તમન્ના રહે છે. ૧૮૨

મારી એ તમન્ના દૂર કરવા માટે બ્રહ્મા, વિષ્ણુ કે મહેશ

ઇન્દ્ર ધરણેન્દ્ર નરેન્દ્રકા, મુઝકું ભય કછુ નાહીં;
યા વિધ શુદ્ધ સરૂપમેં, મગન રહું ચિત્તમાંહી. ૧૮૪

૨૪ મોહસુભટના પ્રાબલ્યનો ભંગ થવાથી નિર્ભયતા

સમરથ એક મહાબલી, મોહસુભટ જગ જાણ;
સવિ સંસારી જીવકું, પટકે ચિહું ગતિ ખાણ. ૧૮૫

દુષ્ટ મોહ ચંડાલકી, પરિણતિ વિષમ વિરૂપ;
સંજમધર-મુનિ શ્રેણીગત, પટકે ભવજલકૂપ. ૧૮૬

મોહ કરમ મહાદુષ્ટકું, પ્રથમ થકી પહિછાણ;
જિનવાણી મહામોગરે, અતિશય કીધ હેરાન. ૧૮૭

---

આદિ કોઇ સમર્થ નથી, તેથી કરીને મને કોઈ જાતનો ભયનો લેશ પણ નથી. ૧૮૩

ઇંદ્ર, ધરણેંદ્ર કે રાજા આદિનો મને જરાપણ ભય નથી. આ રીતે મારા શુદ્ધ સ્વરૂપમાં મારા મનદ્વારા હું મગ્ન રહું છું. ૧૮૪

આ જગતમાં એક મોહરૂપી સુભટ એ સમર્થ અને મહાબળવાન છે એમ તું જાણ. એ સર્વ સંસારી જીવોને ચાર ગતિરૂપ ખાણમાં પટકી દે છે-ફેંકે છે-નાંખે છે. ૧૮૫

દુષ્ટ મોહરૂપ ચંડાળનો પરિણામ વિષમ અને વિરૂપ છે, જે શ્રેણીમાં રહેલા સંયમધરમુનિઓને સંસારજળરૂપી કૂવામાં પટકી દે છે ૧૮૬

એ મહાદુષ્ટ મોહનીય કર્મને પ્રથમ ઓળખી લઇને શ્રી જિનવાણીરૂપી મહામુદ્ગરે મારી તેમે ઘણો હેરાન કર્યો. ૧૮૭

જરજરીભૂત હુઇ ગયા, નાઠા મુઝસું દૂર;
અબ નજીક આવે નહીં, દુરપે મુઝસું ભૂર. ૧૮૮
તેણુ કરી મેં નચિંત હું, અબ મુઝ ભય નહીં કોય;
ત્રણુ લોક પ્રાણી વિષે, મિત્રભાવ મુઝ હોય. ૧૮૯

## ૨૫. હવે મરણુનો પણુ ભય નથી

સુણો સજ્જન પરિવાર તુમ, સભાલોક સુણો બાત;
મરણુકો ભય મુઝ નહીં, એહ નિશ્ચે અવદાત. ૧૯૦
અવસર લહી અબ મેં ભયા, નિર્ભય સર્વ પ્રકાર;
આત્મસાધન અબ કરું, નિઃસંદેહ નિરધાર. ૧૯૧
શુદ્ધ ઉપયોગી પુરુષકું, ભાસે મરણુ નજીક;
તવ જંજાલ સબ પરિહરી, આપ હોવે નિરભીક. ૧૯૨

---

જર્જરીભૂત થયેલ તે મારાથી દૂર ભાગી ગયા અને ભયંકર સ્વરૂપવાળો તે મોહ મારાથી દૂર થયો તે હવે નજીક આવે તેમ નથી. ૧૮૮

તેથી કરી હવે હું નિશ્ચિંત છું. હવે મને કોઇનો ભય નથી. ત્રણુ લોકના જીવો સાથે મારે મૈત્રીભાવ છે. ૧૮૯

હવે સર્વ સજ્જન પરિવાર ! અને સર્વ સભાલોક ! મારી વાત સાંભળો, હવે મને મરવાનો ભય નથી એ હકીકત નિશ્ચયથી છે. ૧૯૦

અવસર મેળવીને હવે હું સર્વપ્રકારે નિર્ભય થયો છું. હવે તો હું સંદેહરહિતપણે નિશ્ચે આત્મસાધના કરું. ૧૯૧

શુદ્ધ ઉપયોગવાળા પુરુષને જ્યારે પોતાનું મરણુ નજીક

ઇણુવિધ ભાવ વિચારકે, આણંદમય રહે સોય;
આકુલતા કિણુવિધ નહીં, નિરાકુલ થિર હોય. ૧૯૩

૨૬. આકુલતા જ ભય અને સંસારનું કારણુ છે.

આકુલતા ભવબીજ છે, ઈણુથી વધે સંસાર;
જાણી આકુલતા તજે, એ ઉત્તમ આચાર. ૧૯૪

સંજમધર્મ અંગીકરે, કિરિયા કષ્ટ અપાર;
તપ જપ બહુ વરસાં લગે, કરી ફલસંચય સાર. ૧૯૫

આકુલતા પરિણામથી, ખિણુમેં હોય સહુ નાશ;
સમકિતવંત એમ જાણીને, આકુલતા તજે ખાસ. ૧૯૬

---

દેખાય છે ત્યારે સર્વ જંજાળનો ત્યાગ કરી પોતે નિર્ગ્રંથ થાય છે. ૧૯૨

આવી રીતે હૃદયમાં વિચારી તે આનંદમય રહે છે, તેને કોઈ જાતની આકુળતા હોતી નથી તે આકુળતા રહિત સ્થિર હોય છે. ૧૯૩

આકુળતા એ સંસારનું બીજ છે, તેનાથી સંસાર વધે છે, એમ સમજી જીવ આકુળતાનો ત્યાગ કરે તે ઉત્તમ આચાર છે. ૧૯૪

ભલે આ જીવ સંયમધર્મ અંગીકાર કરે, પાર વગરનાં ક્રિયાકષ્ટ કરે-કષ્ટદાયી ક્રિયાઓ કરે, ઘણા વર્ષો સુધી તપ-જપ કરે અને તેનાથી શ્રેષ્ઠ ફળનો સંચય કરે. ૧૯૫

પણ આકુળતાના પરિણામથી તે બધું ય ક્ષણુભરમાં નાશ પામે છે, આ રીતે સમકિતવંત આત્મા જાણીને આકુળતાને ખાસ તજે છે. ૧૯૬

નિરાકુલ થિર હોય કે, જ્ઞાનવંત ગુણજાણ;
હિતશિખ હૃદય ધરી તજે, આકુલતા દુઃખખાણ. ૧૯૭

આકુલતા કોઇ કારણે, કરવી નહીં લગાર;
એ સંસાર દુઃખકારણો, ઇણકું દૂર નિવાર. ૧૯૮

## ૨૭. શુદ્ધ સ્વરૂપનું ધ્યાન.

નિશ્ચે શુદ્ધ સરૂપકી, ચિંતન વારંવાર;
નિજ સરૂપ વિચારણા, કરવી ચિત્ત મઝાર. ૧૯૯

નિજ સરૂપકો દેખવો, અવલોકન પણ તાસ;
શુદ્ધ સરૂપ વિચારવો, અંતર અનુભવ ભાસ. ૨૦૦

---

ગુણનો જ્ઞાતા જ્ઞાની આત્મા આકુળતા રહિત સ્થિર થઇને હિતકારી શિખામણ હૃદયમાં ધારણ કરીને દુઃખની ખાણ સમાન આકુળતાનો ત્યાગ કરે. ૧૯૭

કોઇપણ કારણ આવી પડે તો પણ આકુળતા જરા ય કરવી નહિ. આ સંસાર દુઃખનું કારણ છે તેથી તેને દૂર નિવારો. ૧૯૮

નિશ્ચયથી આત્માના શુદ્ધ સ્વરૂપનું વારંવાર ચિંતન કરવું. આત્માના શુદ્ધ સ્વરૂપની મનમાં સતત વિચારણા કરવી. ૧૯૯

પોતાના શુદ્ધ સ્વરૂપને જોવું, તેનું અવલોકન કરવું, આત્માનું શુદ્ધ સ્વરૂપ વિચારવું, તેથી આત્માના અનુભવનો ભાસ થાય છે. ૨૦૦

અતિથિરતા ઉપયોગકી, શુદ્ધ સરૂપ કે માંહી;
કરતાં ભવદુઃખ સવિ ટલે, નિર્મલતા લહે તાંહી. ૨૦૧

૨૮. ચેતનની નિર્મલતા

જેમ નિર્મલ નિજ ચેતના, અમલ અખંડ અનુપ;
ગુણ અનંતનો પિંડ એહ, સહજાનંદ સ્વરૂપ. ૨૦૨

એહ ઉપયોગે વરતતાં, થિર ભાવે લયલીન;
નિર્વિકલ્પરસ અનુભવે, નિજ ગુણમાં હોય પીન. ૨૦૩

જબ લગે શુદ્ધ સરૂપમેં, વરતે થિર ઉપયોગ;
તબ લગે આતમજ્ઞાનમાં, રમણ કરણકો જોગ. ૨૦૪

૨૯ સંસારનું સ્વરૂપ

જબ નિજ જોગ ચાલત હોવે, તબ કરે એહ વિચાર;
એ સંસાર અનિત્ય છે, ઇણમેં નહીં કછું સાર. ૨૦૫

---

આત્માના શુદ્ધ સ્વરૂપમાં ઉપયોગ સારી રીતે સ્થિર કરવાથી સંસારનાં સર્વ દુઃખો નાશ પામે છે. અને તે વખતે આત્મા નિર્મળપણાને પામે છે. ૨૦૧

જેમ પોતાની ચેતના નિર્મળ છે, તેમ આત્મા અમલ છે, અખંડ છે, અનુપમ છે, અનંત ગુણોનો પિંડ છે, અને સહજાનંદ સ્વરૂપ છે, એમ ભાન થાય છે. ૨૦૨

આ રીતે આત્મા ઉપયોગમાં વર્તતા સ્થિરભાવે લય-લીન થાય છે, નિર્વિકલ્પરસને અનુભવે છે અને પોતાના ગુણોમાં પુષ્ટ થાય છે. ૨૦૩

જ્યાં સુધી શુદ્ધ સ્વરૂપમાં ઉપયોગ સ્થિર રહે ત્યાં સુધી આત્મજ્ઞાનમાં રમણતા કરવાનો યોગ છે. ૨૦૪

જ્યાં સુધી પોતાના મન-વચન્-કાયાના યોગ ચાલતા

દુ:ખ અનંતની ખાણુ એહ, જનમ-મરણુ ભય જોર;
વિષમ વ્યાધિ પૂરિત સદા, ભવસાયર ચિહું ઓર. ૨૦૬

## ૩૦ સંસારમાં ઉત્તમ આલંબન

એહ સરૂપ સંસારકો, જાણી ત્રિભુવનનાથ;
રાજઋદ્ધિ સબ છોડકે, ચલવે શિવપુર સાથ. ૨૦૭

નિશ્ચે દૃષ્ટિ નિહાલતાં, ચિદાનંદ ચિદરૂપ;
ચેતન દ્રવ્ય સાધર્મ્યતા, પૂરણાનંદ સરૂપ. ૨૦૮

પ્રગટ સિદ્ધતા જેહની, આલબંન લહી તાસ;
શરણુ કરું મહાપુરુષકો, જેમ હોય વિકલ્પ નાશ. ૨૦૯

---

હોય ત્યાં સુધી એ વિચાર કરો કે આ સંસાર અનિત્ય છે, એમાં કોઈ સાર નથી, ૨૦૫

આ સંસાર અનંતા દુ:ખોની ખાણુ છે, તેમાં જન્મ-મરણુના ભયોનું જોર છે, આ સંસારસમુદ્ર ચારે તરફથી વિષમ વ્યાધિઓથી હંમેશા ભરેલો છે. ૨૦૬

સંસારનું આવું સ્વરૂપ જાણીને ત્રણુ ભુવનના નાથ તીર્થંકરદેવો બધી રાજઋદ્ધિ છોડીને મોક્ષનગરનો સાર્થ ચલાવે છે. ૨૦૭

નિશ્ચયદૃષ્ટિથી જોતાં આ આત્મા ચિત્-જ્ઞાન અને આનંદમય છે, જ્ઞાનરૂપ છે, ચેતનદ્રવ્યના સાધર્મ્યવાળો છે અને પૂર્ણાનંદ સ્વરૂપ છે. ૨૦૮

જેઓની સિદ્ધતા પ્રગટ થઇ તે સિદ્ધ ભગવંતોનું આલંબન લઇ, મહાપુરુષોનું શરણુ સ્વીકારું કે જેથી વિકલ્પોનો નાશ થાય. ૨૦૯

અથવા પંચ પરમેષ્ઠી એ, પરમ શરણ મુજ એહ;
વલી જિનવાણી શરણ છે, પરમ અમૃતરસ મેહ. ૨૧૦

જ્ઞાનાદિક આતમગુણા, રત્નત્રયી અભિરામ;
એહ શરણ મુજ અતિભલું, જેહથી લહું શિવધામ. ૨૧૧

એમ શરણ દૃઢ ધારકે, થિર કરવો પરિણામ;
જબ થિરતા હોય ચિત્તમાં, તબ નિજરૂપ વિસરામ. ૨૧૨

આતમરૂપ નિહાલતાં, કરતાં ચિંતન તાસ;
પરમાણંદપદ પાસીએ, સકલ કર્મ હોય નાશ. ૨૧૩

પરમજ્ઞાન જગ એહ છે, પરમધ્યાન પણ એહ;
પરમબ્રહ્મ પરગટ કરે, પરમજ્યોતિ ગુણગેહ. ૨૧૪

---

અથવા શ્રી અરિહંતાદિ આ પંચ પરમેષ્ઠિ ભગવંતો મારે પરમ શરણ સ્વરૂપ છે, વળી પરમ અમૃતરસના મેઘ જેવી શ્રી જિનેશ્વરની વાણી એ પણ શરણરૂપ છે. ૨૧૦

જ્ઞાન-દર્શન-ચારિત્ર સ્વરૂપ આત્મગુણોરૂપ મનોહર રત્નત્રયી એ મારે ઉત્તમ શરણ છે. જેથી હું મોક્ષનું સ્થાન પામું. ૨૧૧

આવી રીતે શરણોને દૃઢ પણે ધારણ કરીને આત્મ-પરિણામને સ્થિર કરવો જ્યારે ચિત્તમાં સ્થિરતા થાય છે ત્યારે આત્મા પોતાના સ્વરૂપમાં વિસામો પામે છે-પોતાના સ્વરૂપમાં સ્થિર થાય છે. ૨૧૨

આત્મગુણોને જોતાં, તેનું ચિંતન કરતાં પરમાનંદ પદ પ્રાપ્ત થાય છે. અને સર્વ કર્મનો નાશ થાય છે. ૨૧૩

જગતમાં એ પરમજ્ઞાન છે, પરમધ્યાન પણ એ છે, તે

તિણુ કારણુ નિજરૂપમાં, ફિરી ફિરી કરી ઉપયોગ;
ચિહું ગતિ ભ્રમણુ મિટાવવા, એહ સમ નહીં કોઈ જોગ. ૨૧૫
નિજ સરૂપ ઉપયોગથી, ફિરી ચલિત જો થાય;
તો અરિહંત પરમાત્મા, સિદ્ધ પ્રભુ સુખદાય. ૨૧૬
તિનકો આત્મસરૂપકો, અવલોકન કરો સાર;
દ્રવ્ય-ગુણુ-પજ્જવ તેહના, ચિંતવો ચિત્ત મઝાર. ૨૧૭
નિર્મલ ગુણુ ચિંતન કરત, નિર્મલ હોય ઉપયોગ;
તવ ફિરી નિજ સરૂપકો, ધ્યાન કરો થિરજોગ. ૨૧૮

---

પરમબ્રહ્મને પ્રગટ કરે છે, તે પરમ જ્યોતિસ્વરૂપ અને ગુણના ઘરરૂપ છે. ૨૧૪

તે માટે પોતાના શુદ્ધસ્વરૂપમાં ફરી ફરી ઉપયોગ ધારણ કરી ચારગતિરૂપ સંસારનું ભ્રમણ દૂર કરવા એ સમાન (આત્મસ્વરૂપના ચિંતન સમાન) બીજો કોઈ જોગ નથી. ૨૧૫

પોતાના શુદ્ધ આત્મસ્વરૂપ ઉપયોગથી ફરી મન ચલિત થાય તો અરિહંત પરમાત્મા અને સુખદાયક શ્રી સિદ્ધ ભગવંતના સ્વરૂપનું ધ્યાન કરવું. ૨૧૬

તે અરિહંત અને સિદ્ધ ભગવંતોના સ્વરૂપનું શ્રેષ્ઠ અવલોકન કરવું અને તેમના દ્રવ્ય, ગુણુ અને પર્યાયોને મનની અંદર વિચારવા. ૨૧૭

નિર્મળ ગુણોનું ચિંતન કરવાથી ઉપયોગ નિર્મળ થાય છે, તેથી ફરી ફરી યોગને સ્થિર કરી આત્મસ્વરૂપનું ધ્યાન કરો. ૨૧૮

## ૩૧ અરિહંતપ્રભુ તથા સિદ્ધ પરમાત્મા સાથે ચેતનદ્રવ્યની સાધર્મ્યતા

જે સરૂપ અરિહંતકો, સિદ્ધ સરૂપ વલી જેહ;
તેહવો આતમરૂપ છે, તિણમેં નહીં સંદેહ. ૨૧૯

ચેતનદ્રવ્ય સાધર્મ્યતા, તેણે કરી એક સરૂપ;
ભેદભાવ ઈણમેં નહીં, એહવો ચેતન ભૂપ. ૨૨૦

ધન્ય જગતમેં તેહ નર, જે રમે આત્મસરૂપ;
નિજ સરૂપ જેણે નવિ લહ્યું, તે પડીયા ભવકૂપ. ૨૨૧

ચેતન દ્રવ્ય સભાવથી, આતમ સિદ્ધ સમાન;
પરજાયે કરી ફેર જે, તે સવિ કર્મ વિધાન. ૨૨૨

---

જેવું અરિહંત પરમાત્માનું સ્વરૂપ છે, જેવું સિદ્ધ ભગવંતનું સ્વરૂપ છે, તેવું મારા આત્માનું સ્વરૂપ છે, તેમાં કોઇ સંદેહ નથી. ૨૧૯

દરેકના ચેતન દ્રવ્યનું સરખાપણું છે, તેથી કરી દરેક એક સ્વરૂપ છે, તેમાં કોઈ ભેદભાવ નથી આવો ચેતનરૂપ રાજા છે. ૨૨૦

તે મનુષ્યો ધન્ય છે કે જેઓ પોતાના સ્વરૂપમાં રમે છે, જેઓએ પોતાનું સ્વરૂપ ઓળખ્યું નથી તેઓ સંસાર-રૂપ કૂવામાં પડેલા છે. ૨૨૧

ચેતન દ્રવ્યના સ્વભાવે કરીને આત્મા સિદ્ધ સમાન છે, પર્યાયમાં જે ફેરફાર છે, તે સર્વ કર્મના કારણે છે. ૨૨૨

તેણે કારણ અરિહંતકો, દ્રવ્ય-ગુણ-પરજાય;
ધ્યાન કરંતાં તેહનું, આતમ નિર્મલ થાય. ૨૨૩
પરમગુણી પરમાતમા, તેહના ધ્યાન પસાય;
ભેદભાવ દૂરે ટલે, એમ કહે ત્રિભુવનરાય. ૨૨૪
જેહ ધ્યાન અરિહંતકો, સોહિ આતમ ધ્યાન;
ફેર કછુ ઈણમેં નહીં, એહિજ પરમ નિધાન. ૨૨૫

### ૩૨. સમ્યગ્દૃષ્ટિની સાવધાનતા.

એમ વિચાર હિયડે ધરી, સમ્યગ્દૃષ્ટિ જેહ;
સાવધાન નિજરૂપમેં, મગન રહે નિત્ય તેહ. ૨૨૬
આતમ હિત સાધક પુરુષ, સમ્યગ્વંત સુજાણ;
કહા વિચાર મનમેં કરે? વરણવું સુણો ગુણખાણ. ૨૨૭

---

આ રીતે અરિહંતના દ્રવ્ય, ગુણ અને પર્યાયનું ધ્યાન કરવાથી આત્મા નિર્મળ થાય છે. ૨૨૩

પરમાત્મા પરમગુણી છે, તેના ધ્યાનના પસાથે ભેદભાવ દૂર થાય છે, આ પ્રમાણે ત્રણ ભુવનના રાજા પરમાત્મા કહે છે. ૨૨૪

જે અરિહંતનું ધ્યાન છે, તે જ આત્મધ્યાન છે, તેમાં કોઈ જાતનો ફેર નથી. અને તે જ પરમનિધિ છે. ૨૨૫

આ પ્રમાણે હૃદયમાં વિચાર કરીને સમ્યગ્દૃષ્ટિ જીવ સાવધાન થઈ હંમેશા પોતાના આત્મસ્વરૂપમાં મગ્ન રહે છે. ૨૨૬

આત્માના હિતની સાધના કરનાર સમ્યગ્દૃષ્ટિ જીવ મનમાં શું વિચારણા કરે છે, તે વર્ણવું છું. હે ગુણની ખાણ આત્માઓ! તેને તમે સાવધાન થઈને સાંભળો. ૨૨૭

## ૩૩. માત-પિતા આદિને સુંદર સમજાવટ

જેહ કુટુંબ પરિવાર સહુ, બેઠે હે નિજ પાસ;
તિનકો મોહ છોડાવવા, એણી પરે બોલે ભાસ. ૨૨૮

એહ શરીર આશ્રિત છે, તુમ મુઝ માત ને તાત;
તેણે કારણ તુમકું કહું, અબ નિસુણો એક વાત. ૨૨૯

એતાં દીન શરીર એહ, હોત તુમારા જેહ;
અબ તુમારા નાહીં હે, ભલી પરે જાણો તેહ. ૨૩૦

## ૩૪ શરીરની અનિત્યતા

અબ એહ શરીરકા, આયુ-બલ-થિતિ જેહ;
પૂરણ ભઈ અબ નવિ રહે, કિણવિધ રાખી તેહ. ૨૩૧

---

એ સમ્યગ્દૃષ્ટિ જીવ ત્યાં પોતાની પાસે બેઠેલા સર્વ કુટુંબ-પરિવારનો મોહ છોડાવવા આવી રીતે ભાષા બોલે છે. ૨૨૮

આ શરીરને આશ્રયીને તમે મારા માતા અને પિતા છો, તેથી કરીને હું તમને કહું છું. મારી એક વાત સાંભળો. ૨૨૯

આટલા દિવસ સુધી આ શરીર તમારું હતું હવે એ તમારું નથી એ સારી રીતે જાણો. ૨૩૦

હવે આ શરીરનું આયુષ્ય, બળ, સ્થિતિ વગેરે પૂર્ણ થવા આવેલ છે, હવે તે કોઈપણ પ્રકારે રાખવા જઈએ તો પણ હવે તે રહેવાના નથી. ૨૩૧

થિતિ પ્રમાણે તે રહે, અધિક ન રહે કેણી ભાત;
તો તસ મમતા છોડવી, એ સમજણકી બાત. ૨૩૨
જો અબ એહ શરીરકી, મમતા કરીએ ભાય;
પ્રીતિ રાખીએ, તેહસું, દુઃખદાયક બહુ થાય. ૨૩૩
સુર અસુરાકો દેહ એ, ઇન્દ્રાદિકકો જેહ;
સબહિ વિનાશિક એહ છે, તો કયું કરવો નેહ ? ૨૩૪
ઇન્દ્રાદિક સુર મહાબલી, અતિશય શક્તિ ધરંત;
થિતિ પૂરણ થયે તેહ પણ, ખિણ એક કોઉ ન રહંત. ૨૩૫
ઇન્દ્રાદિક સુર જેહ છે, તિણકી ઋદ્ધિ અપાર;
બત્રીશ લાખ વિમાનકે, સવિ સુર આણાકાર. ૨૩૬

---

જેટલી આયુષ્યની સ્થિતિ હોય તે પ્રમાણે આ કાયા રહે છે, તેનાથી વધારે કોઇ રીતે રહેતી નથી, માટે તેની મમતા છોડી દેવી એજ સમજણની વાત છે. ૨૩૨

હે ભાઈ ! જો હવે આ શરીરની મમતા કરીએ અને તેની સાથે પ્રીતિ રાખીએ તો તે ઘણું દુઃખ આપનાર થાય છે. ૨૩૩

દેવ, દાનવ કે ઇન્દ્રાદિકનું પણ જે શરીર છે, તેપણ સર્વ વિનાશ પામે છે, તો આ શરીર સાથે સ્નેહ શા માટે કરવો ? ૨૩૪

ઇન્દ્રાદિક દેવો કે જે મહાબળવાન છે, અતિશય શક્તિને ધારણ કરે છે, તેઓ પણ પોતાના આયુષ્યની સ્થિતિ પૂર્ણ થતાં એક ક્ષણ પણ વધારે રહી શકતા નથી. ૨૩૫

જે ઇન્દ્રાદિક દેવો છે, તેની ઋદ્ધિ પાર વગરની હોય

તિન લખ છત્રીશ સહસ છે, મહાબલવંત જુજાર;
આતમરક્ષક જેહના, અનિમિષ રહે હુશિયાર. ૨૩૭
સાત કટકબલનો ધણી, ઋદ્ધિતણો નહીં પાર;
સામાનિક સુરવર પ્રમુખ, જિહાં છે બહુ વિસ્તાર. ૨૩૮
એહવા પરાક્રમના ધણી, જબ થિતિ પૂરણ હોય;
કાલપિશાચ જબ સંગ્રહે, રાખી ન શકે કોય. ૨૩૯
કાલ કૃતાંતકે આગલે, કિસકા ચલે ન જોર;
મોહે મૂંઝયા પ્રાણિયા, ટલવલતા કરે સોર. ૨૪૦

---

છે, સૌધર્મ દેવલોકના ઇંદ્રની આજ્ઞાનું પાલન બત્રીશ લાખ વિમાનના બધા દેવો કરે છે. ૨૩૬

તે સૌધર્મેન્દ્રના ત્રણ લાખ છત્રીશ હજાર મહાબળવંત યોદ્ધા આત્મરક્ષક છે, અને તે હરેક ક્ષણે સાવધાન રહે છે. ૨૩૭

તે સૌધર્મેન્દ્ર સાત પ્રકારના સૈન્યના ધણી છે, તેની ઋદ્ધિનો પાર નથી, સામાનિક દેવો વગેરે તેનો ઘણો મોટો પરિવાર છે. ૨૩૮

આવા પરાક્રમના સ્વામી હોવા છતાં પણ જ્યારે આયુષ્યની સ્થિતિ પૂર્ણ થાય છે, અને કાળરૂપી પિશાચ જ્યારે પકડે છે, ત્યારે તેને કોઈ રાખી શકતું નથી–રક્ષણ કરી શકતું નથી. ૨૩૯

કાળરૂપી યમરાજાની આગળ કોઈનું જોર ચાલતું નથી. મોહથી મુંઝાયેલા જીવો તરફડતા ઘણો શોરબકોર કરે છે. ૨૪૦

## ૩૫. 'ધર્મ' એજ સાર છે, બાકી બધું અસાર છે.

તેણે કારણ માવિત્ર! તુમ, તજો મોહકું દૂર;
સમતાભાવ અંગીકરી, ધર્મ કરો થઇ શૂર. ૨૪૧

પુદ્ગલ રચના કારમી, વિણસંતાં નહીં વાર;
તે ઉપર મમતા કિસી, ધરમ કરો જગ સાર. ૨૪૨

જુઠા એહ સંસાર છે, તિણકું જાણો સાચ;
ભૂલ અનાદિ અજ્ઞાનકી, મોહ કરાવે નાચ. ૨૪૩

કરમ સંજોગ આવી મલે, થિતિપાકે સહુ જાય;
કોડ જતન કરીએ કદા, પણ ખિણ એક ન રહાય. ૨૪૪

---

હે માતાપિતા! તે માટે તમે મોહને દૂર કરો. સમતાભાવનો સ્વીકાર કરી, શૂરવીર થઇને ધર્મ કરો. ૨૪૧

આ પુદ્ગલની રચના ભયંકર છે, તેને વિનાશ પામતાં ાર લાગતી નથી, તેની ઉપર મમતા શા માટે કરવી? ґગતમાં સારભૂત એવા ધર્મને કરો. ૨૪૨

આ સંસારમાં જે ખોટું છે, તેને સાચું માનવું એ નાદિકાળથી અજ્ઞાનથી થતી ભૂલ છે અને મોહરાજા 'સારી જીવોને નાચ કરાવે છે. ૨૪૩

કર્મના સંયોગથી બધા પદાર્થો આવી ભેગા મળે છે, થિતિ પાકી જવાથી બધા ચાલ્યા જાય છે, કોડો ગમે ન કરવામાં આવે તો પણ ક્યારે ય એક ક્ષણ પણ તે તા નથી. ૨૪૪

સ્વપ્ન સરિખા ભોગ છે, ઋદ્ધિ ચપલા ઝબકાર;
ડાભઅણી જલબિંદુ સમ, આયુ અથિર સંસાર. ૨૪૫

તે જાણો તમે શુભ પરે, છંડો મમતા જાલ;
આતમહિત અંગીકરી, પાપ કરો વિસરાલ. ૨૪૬

## ૩૬. મારા ઉપર રાગ-મોહ નકામો છે.

રાગદશાથી જીવકું, નિબિડ કરમ હોય બંધ;
વલી દુર્ગતિમાં જઈ પડે, જિહાં દુઃખના બહુ ધંધ. ૨૪૭

મુજ ઉપર બહુ મોહથી, તુમકું અતિ દુઃખ થાય;
પણ આયુ પૂરણ થયે, કિસીશું તે ન રખાય. ૨૪૮

---

આ સંસારના ભોગો એ સ્વપ્ન સરખા છે, ઋદ્ધિ એ વિજળીના ચમકારા જેવી છે, આયુષ્ય એ ડાભની અણી ઉપર રહેલા પાણીના બિંદુની જેમ અસ્થિર છે. ૨૪૫

આ બધી હકીકત તમે સારી રીતે જાણો. મમતારૂપી જાળને દૂર કરો અને આત્મહિતને અંગીકાર કરી પાપને દૂર કરો. ૨૪૬

રાગદશાથી જીવને ચીકણાં કર્મોનો બંધ થાય છે, તેના લીધે જીવ દુર્ગતિમાં જઇ પડે છે, જ્યાં ઘણા દુઃખનો ધંધો છે. ૨૪૭

મારી ઉપર ઘણો મોહ રાખવાથી તમને ઘણું દુઃખ થાય છે. પણ આયુષ્ય પૂર્ણ થયે, કોઇથી કોઈને રોકી શકાતું નથી-કોઈ કોઇને બચાવી શકતું નથી. ૨૪૮

અલ્પ કાલ આયુ તમે, દેખો દૃષ્ટિ નિહાલ;
સંબંધ નહીં તુમ મુજ બિચે, મેં ફિરતા સંસાર. ૨૪૯

ભાવિ-ભાવ સંબંધથી, મેં ભયા તુમકા પુત્ર;
પંથી મેલાપ તણી પરે, એ સંસારહ સૂત્ર. ૨૫૦

એણિવિધ સવિ સંસારી જીવ, ભટકે ચિહું ગતિમાંહી;
કર્મસંબંધે આવી મલે, પણ ન રહે થિર કયાંહી. ૨૫૧

એહ સરૂપ સંસારકા, પ્રત્યક્ષ તુમ દેખાય;
તે કારણ મમતા તજી, ધર્મ કરો ચિત્ત લાય. ૨૫૨

પુન્યસંજોગે પામિયા, નરભવ અતિસુખકાર;
ધર્મસામગ્રી સવિ મલી, સફલ કરો અવતાર. ૨૫૩

---

તમે જ્ઞાનદૃષ્ટિથી જુઓ, મારું આયુષ્ય અલ્પકાળનું છે. તમારી અને મારી વચ્ચે કોઇ સંબંધ નથી. હું સંસારમાં ફર્યા કરું છું. ૨૪૯

ભાવિ-ભાવના સંબંધથી હું તમારો પુત્ર થયો છું. મુસાફરોના મેળા સમાન આ સંસારી જીવોના મેળાપની રચના છે. ૨૫૦

આવી રીતે સર્વ સંસારી જીવો ચારેય ગતિમાં ભટકે છે, કર્મના સંયોગે આવી મળે છે, પણ તે કોઇ જગ્યાએ સ્થિર રહેતા નથી. ૨૫૧

એ જાતનું સંસારનું સ્વરૂપ પ્રત્યક્ષ તમને દેખાય છે, તે માટે મમતાનો ત્યાગ કરી, ચિત્તમાં ધર્મને લાવીને તે ધર્મને કરો. ૨૫૨

પુન્યના સંયોગથી ઘણા સુખને કરનાર એવો મનુષ્ય-

કાલ આહેડી જગતમેં, ભમતો દિવસ ને રાત;
તુમકું પણ ગ્રહશે કદા, એ સાચો અવદાત. ૨૫૪

એમ જાણી સંસારકી, મમતા કીજે દૂર;
સમતાભાવ અંગીકરો, જેમ લહો સુખ ભરપૂર. ૨૫૫

## ૭૩. ધર્મનો મર્મ શો છે?

'ધરમ' 'ધરમ' જગ સહુ કરે, પણ તસ ન લહે મર્મ;
શુદ્ધ ધર્મ સમજ્યા વિના, નવિ મીટે તસ ભર્મ. ૨૫૬

ફટિક મણિ નિરમલ જિસ્યો, ચેતનકો જે સ્વભાવ;
ધર્મ વસ્તુગત તેહ છે, અવર સવે પરભાવ. ૨૫૭

---

ભવ પ્રાપ્ત થયો છે, સર્વ પ્રકારની ધર્મસામગ્રી મળી છે, તો મનુષ્યજન્મને સફળ કરો. ૨૫૩

કાલરૂપી શિકારી આ જગતમાં દિવસ-રાત ભમતો રહે છે, તમને પણ તે ક્યારેક ગ્રહણ કરશે એ એક નક્કર હકીકત છે. એમ જાણો. ૨૫૪

આ પ્રમાણે જાણીને સંસારની મમતાને દૂર કરો. સમતાભાવને અંગીકાર કરો, જેથી ભરપૂર સુખને મેળવો. ૨૫૫

જગતમાં બધાં ય 'ધર્મ, ધર્મ' કરે છે, પણ તે ધર્મના રહસ્યને પામતા નથી, શુદ્ધ ધર્મને સમજ્યા વિના તેનું સંસારભ્રમણ મટતું નથી. ૨૫૬

સ્ફટિકમણિ જેવો નિર્મળ જે આત્મસ્વભાવ તેજ વાસ્તવિક રીતે ધર્મ છે, બીજા બધા પરભાવ છે. ૨૫૭

રાગ-દ્વેષકી પરિણતિ, વિષય કષાય સંજોગ;
મલિન ભયા કરમે કરી, જનમ મરણ આભોગ. ૨૫૮

મોહ કરમકી ગ્હેલતા, મિથ્યાદષ્ટિ અંધ;
મમતાશું માચે સદા, ન લહે નિજ-ગુણ-સંગ. ૨૫૯

તિન કારણ તુમકું કહું, સુણો એક ચિત્ત લગાય;
મમતા છાંડો મૂલણી, જેમ તુમકું સુખ થાય. ૨૬૦

પરમ પંચ પરમેષ્ઠિ કો, સમરણ અતિ સુખદાય;
અતિ આદરથી કીજીએ, જેહથી ભવદુઃખ જાય. ૨૬૧

અરિહંત સિદ્ધ પરમાતમા, શુદ્ધ સરૂપી જેહ;
તેહના ધ્યાન-પ્રભાવથી, પ્રગટે નિજ ગુણ રેહ. ૨૬૨

---

વિષય અને કષાયના સંયોગથી રાગ-દ્વેષની પરિણતિ થાય છે, કર્મથી જીવ મલીન થાય છે અને તેથી જન્મ-મરણનો વિસ્તાર થાય છે. ૨૫૮

મોહનીય કર્મની ઘેલછા-ગાંડાઇથી મિથ્યાદષ્ટિથી અંધ બનેલો જીવ હંમેશા મમતામાં મગ્ન થાય છે પણ પોતાના આત્મગુણોના સંગમે પામતો નથી. ૨૫૯

તે માટે હું તમને આ હકીકત કહું છું તે ચિત્ત લગાવીને-સાવધાન થઈને સાંભળો, મૂલભૂત એવી મમતાનો ત્યાગ કરો, જેથી તમને સુખ થશે. ૨૬૦

પરમ-શ્રેષ્ઠ એવા અરિહંતાદિ પંચ પરમેષ્ઠિનું સ્મરણ ઘણું સુખ આપનાર છે, તે પંચ પરમેષ્ઠિનું સ્મરણ ઘણા આદરપૂર્વક કરીએ જેથી સંસારના દુઃખો નાશ પામે. ૨૬૧

જેઓ શુદ્ધ સ્વરૂપવાળા છે તે અરિહંત પરમાત્મા અને

શ્રી જિનધર્મ-પસાયથી, હુઈ મુજ નિર્મલ બુદ્ધ;
આતમ ભલી પરે ઓલખી, અબ કરું તેહની શુદ્ધ. ૨૬૩

તુમે પણ એહ અંગીકરો, શ્રી જિનવરકો ધર્મ;
નિજ આતમકું ભલી પરે, જાણી લહો સવિ મર્મ. ૨૬૪

ઓર સર્વ ભ્રમજાલ હૈ, દુઃખદાયક સવિ સાજ;
તિનકી મમતા ત્યાગકે, અબ સાધો નિજ કાજ. ૨૬૫

૩૮. અનંત ભવોમાં અનંત માતા-પિતા વગેરે મળ્યા

ભવ ભવ મેલી મૂકિયા, ધન કુટુંબ સંજોગ;
વાર અનંત અનુભવ્યા, સવિ સંજોગ વિજોગ. ૨૬૬

---

સિદ્ધ પરમાત્માના ધ્યાનના પ્રભાવથી પોતાના ગુણોની રેખાઓ પ્રગટ થાય છે. ૨૬૨

શ્રી જિનેશ્વરના ધર્મની કૃપાથી મારી બુદ્ધિ નિર્મળ થઇ છે, તેથી આત્માને સારી રીતે ઓળખીને, હવે તે આત્માની શુદ્ધિ કરું છું. ૨૬૩

તમે પણ તે જિનેશ્વર પરમાત્માના ધર્મને અંગીકાર કરો, સર્વ રહસ્યો સમજીને પોતાના આત્માને સારી રીતે ઓળખો. ૨૬૪

બાકીનું બધું ભ્રમજાળ છે, આ સર્વ સાજ-ઋદ્ધિ પરિવાર વગેરે દુઃખદાયક છે, તેની મમતા છોડી હવે પોતાનું કાર્ય સાધો. ૨૬૫

ધન અને કુટુંબના સંયોગ દરેક ભવે મેલીને મૂકી

અજ્ઞાની એ આતમા, જિસ જિસ ગતિમેં જાય;
મમતાવશ ત્યાં તેહવો, હુઈ રહી બહુ દુઃખ પાય. ૨૬૭

માહાત્મ્ય એ સવિ મોહકો, કિણવિધ કહ્યું ન જાય;
અનંતકાલ એણી પેરે ભમે, જન્મ-મરણ દુઃખદાય. ૨૬૮

એમ પુદ્ગલ-પરજાય જેહ, સર્વ વિનાશી જાણ;
ચેતન અવિનાશી સદા, એ ના લખે અજાણ. ૨૬૯

મિથ્યામોહને વશ થઇ, જુઠેકું ભી સાચ;
કહે તિહાં અચરિજ કિશો ? ભવમંડપકો નાચ. ૨૭૦

---

કીધાં છે, આ સર્વ સંયોગ-વિયોગો અનંતી વખત અનુભવ્યા છે ૨૬૬

આ અજ્ઞાની આત્મા જે જે ગતિમાં જાય છે, ત્યાં ત્યાં મમતાને આધીન બની તે તે ગતિને યોગ્ય કર્મબંધન કરી ઘણાં દુઃખ પામે છે. ૨૬૭

એ સર્વ મોહનું માહાત્મ્ય છે, તે કોઈ રીતે કહી શકાય એવું નથી. આ રીતે અનંતકાળ સુધી ભ્રમણ કરી, દુઃખદાયક જન્મ-મરણો પામે છે. ૨૬૮

આ રીતે જે પુદ્ગલના પર્યાયો છે, એ સર્વ વિનાશી છે એમ જાણો. આ ચેતન-આત્મા હંમેશા અવિનાશી છે. અજ્ઞાની જીવ એ જાણતો નથી. ૨૬૯

મિથ્યાત્વમોહનીયને વશ થઈ થઈને જુઠાંને પણ સાચું માને તેમાં આશ્ચર્ય શું ? એ તો સંસારરૂપી મંડપમાં નાચ સમાન છે. ૨૭૦

જિનકો મોહ ગલી ગયો, ભેદજ્ઞાન લહી સાર;
પુદ્ગલકી પરિણતિ વિષે, નવિ રાચે નિરધાર. ૨૭૧

ભિન્ન લખે આતમથકી, પુદ્ગલકી પરજાય;
કિમહિ ચળાવ્યો નવિ ચલે, કહી પરે તે ન ઠગાય. ૨૭૨

ભયા યથારથ જ્ઞાન જબ, જાણે નિજ પર ભાવ;
થિરતા ભઇ નિજ રૂપમેં, નવિ રુચે તસ પરભાવ. ૨૭૩

માત તાત તુમકું કહું, એ સબ સાચી વાત;
તે ચિત્તમેં ધરજ્યો સદા, સફલ કરો અવદાત. ૨૭૪

મુઝકું તુમ સાથે હતો, એતા દિન સંબંધ;
અબ તે સવિ પૂરણ હુઓ, ભાવી ભાવ પ્રબંધ. ૨૭૫

---

ભેદજ્ઞાન મેળવીને જેનો મોહ ગળી ગયો છે તે જીવ પુદ્ગલના પરિણામમાં નિશ્ચે આનંદ પામતો નથી. ૨૭૧

જ્ઞાની જીવ પુદ્ગલના પર્યાયને આત્માથી ભિન્ન ઓળખે છે, કોઇનો ચળાવ્યો ચલાયમાન થતો નથી તે કોઈ રીતે ઠગાતો નથી. ૨૭૨

જ્યારે યથાર્થ-સત્ય જ્ઞાન થાય ત્યારે આત્મા પોતાના અને પરના ભાવોને જાણે છે, પોતાના સ્વરૂપમાં સ્થિરતા થાય છે, અને તેને પરભાવ ગમતા નથી. ૨૭૩

હે માત-પિતા ! તમને સર્વ સત્ય વાત કહું છું. તે તમે હંમેશા ચિત્તમાં ધારણ કરજો. અને તમારા આચરણને સફળ કરજો. ૨૭૪

મારે તમારી સાથે આટલા દિવસ સંબંધ હતો, ભાવી ભાવની રચનાથી એ સર્વ સંબંધ હવે પૂર્ણ થયો. ૨૭૫

વિકલ્પ કોઇ તુમે મત કરો, ધર્મ કરો થઇ ધીર;
મેં પણ આતમ-સાધના, કરું નિજ-મન કરી થીર. ૨૭૬

આતમકારજ સાધવો, તુમકું ઉચિત હે સાર;
મોહ ન કરો કિસી કારણે, જિણથી દુઃખ અપાર. ૨૭૭

સહજ સ્વરૂપ જે આપણો, તે છે આપણી પાસ;
નહીં કિસીસું જાચનાં, નહીં પરકી કોસી આશ. ૨૭૮

અપના ઘર માંહીય છે, મહા અમૂલ્ય નિધાન;
તે સંભાલો શુભ પરે, ચિંતન કરો સુવિધાન. ૨૭૯

જન્મ-મરણકા દુઃખ ટલે, જબ નિરખે નિજ રૂપ;
અનુક્રમે અવિચલ પદ લહે, પ્રગટે સિદ્ધ સરૂપ. ૨૮૦

---

હવે તમે કોઇ જાતના વિકલ્પ કરશો નહિ, ધીર થઇને ધર્મ કરો. હું પણ આત્મ-સાધના કરવા માટે મારા મનને સ્થિર કરું. ૨૭૬

તમારે હવે શ્રેષ્ઠ આત્મકાર્ય સાધવું તે ઉચિત છે, કોઇ કારણથી તમે મોહ ન કરો, મોહથી પાર વગરનું દુઃખ થાય છે. ૨૭૭

આત્માનું જે સહજ-સ્વાભાવિક સ્વરૂપ છે, તે આપણી પાસે છે, તે માટે કોઈની પાસે યાચના કરવાની નથી અને તે માટે બીજા કોઇની આશા કરવાની નથી. ૨૭૮

આપણા આત્મારૂપી ઘરની અંદર જ મહાઅમૂલ્ય ખજાનો પડ્યો છે, તે સારી રીતે સંભાળો અને તેનું સારી રીતે ચિંતન કરો. ૨૭૯

જ્યારે જીવ પોતાનું સ્વરૂપ જુવે છે, ત્યારે જન્મ-

નિજ સ્વરૂપ જાણ્યા વિના, જીવ ભમે સંસાર;
જબ નિજ રૂપ પિછાણીયે, તબ લહે ભવકો પાર. ૨૮૧

સકલ પદારથ જગતકે, જાણણ-દેખણહાર;
પ્રત્યક્ષ ભિન્ન શરીરશું, જ્ઞાયક ચેતન સાર. ૨૮૨

### ૩૯. બારમા દેવલોકના દેવનું દૃષ્ટાંત.

દૃષ્ટાંત એક સુણો ઇહાં, બારમા સ્વર્ગકો દેવ;
કૌતુકમિષ મધ્ય લોકમેં, આવી વસિયો હેવ. ૨૮૩

કોઇક રંક પુરુષ તણી, શરીર પરજાયમેં સોય;
પેસી ખેલ કરે કિશા, તે દેખો સહુ કોય. ૨૮૪

---

મરણનાં દુઃખો નાશ પામે છે, અનુક્રમે અવિચળપદ-મોક્ષ-પદ મેળવે છે, અને પોતાનું સિદ્ધ સ્વરૂપ પ્રગટ થાય છે. ૨૮૦

જીવ પોતાનું સ્વરૂપ જાણ્યા વિના સંસારમા ભટકે છે, જ્યારે પોતાનું સ્વરૂપ ઓળખે છે, ત્યારે સંસારનો પાર પામે છે. ૨૮૧

આ જીવ જગતના સકળ પદાર્થોને જાણનારો અને દેખનારો છે, જ્ઞાની પુરુષોને આત્મા જ્ઞાનથી પ્રત્યક્ષ છે, શરીરથી આત્મા ભિન્ન છે, આ ચેતન જ્ઞાયક છે. ૨૮૨

આ માટે એક દૃષ્ટાંત સાંભળો. એક બારમા દેવલોકનો દેવ કૌતુકના બહાનાથી પોતાની ઇચ્છાથી મધ્યલોકમાં-મનુષ્યલોકમાં આવીને રહ્યો. ૨૮૩

તે દેવ કોઇ રંકપુરુષના શરીરના પર્યાયમાં પ્રવેશ કરી કેવા કેવા પ્રકારના ખેલો કરે છે, તે તમે સર્વ જુઓ. ૨૮૪

કબહિક રાનમેં જાયકે, કાષ્ટકી ભારી લેય;
નગરમેં વેચન ચાલિયો, મસ્તક ધરીને તેહ. ૨૮૫

કરે મજુરી કોઇ દિન, કબહિક માગે ભીખ;
કબહિક પરસેવા વિષે, દક્ષ થઇ ધરે શીખ. ૨૮૬

કબહિક નાટકિયો થઇ, રીઝવે નગરકો વૃંદ;
કબહિક વણિક બની ઇસો, કરે વેપાર અમંદ. ૨૮૭

કબહિક માલ ગુમાયકે, રુદન કરે બહુ તેહ;
કબહિક નફા પાયકે, હાસ્ય વિનોદ અછેહ. ૨૮૮

એણિવિધ ખેલ કરે ઘણા, પુત્ર-પુત્રી પરિવાર;
સ્ત્રીઆદિક સાથે રહે, નગરમાંહી તેણીવાર. ૨૮૯

---

ક્યારેક તે જંગલમાં જઇને લાકડાનો ભારો લઇને માથા ઉપર ધારણ કરીને નગરમાં વેચવા માટે ચાલ્યો ૨૮૫

કોઇક દિવસ તે મજુરી કરે છે, ક્યારેક તે ભીખ માંગે છે, ક્યારેક પારકાની સેવા કરતાં ચતુર બનીને શીખામણને ધારણ કરે છે. ૨૮૬

ક્યારેક નાટકીયો બનીને નગરના લોકોના ટોળાને રાજી કરે છે, ક્યારેક વણિકનું રૂપ ધારણ કરી ઘણો વેપાર કરે છે. ૨૮૭

ક્યારેક વળી માલ ગુમાવીને તે ઘણું રુદન કરે છે, ક્યારેક નફો મેળવીને ખૂબ હાસ્ય-વિનોદ કરે છે. ૨૮૮

આ રીતે ઘણા તમાસા કરે છે, પુત્ર-પુત્રીના પરિવાર અને સ્ત્રી સાથે રહે છે. તે વખતે નગરમાં શત્રુનું સૈન્ય

વૈરીકટક આવ્યું ઘણું, નાસણ લાગ્યા લોક;
તવ તે સુર એમ ચિંતવે, ઈહાં હોશે બહુ શોક. ૨૯૦

એમ વિચાર કરી સવે, ચાલે આધી રાત;
એક પુત્રકું કાંધ પર, બીજાકું ગ્રહે હાથ. ૨૯૧

ઘરબાખરકો પોટલો, સ્ત્રી લહે શિરપરિ તેહ;
પુત્રીકું આગલ કરી, એણી પેરે ચાલે તેહ. ૧૯૨

ફાટે તુટે ગોદડાં, તિણકી બાંધી ગાંઠ;
શિર ધરી જે આપણે, એણિવિધ તિહાંથી નાઠ. ૨૯૩

મારગ ચાલતાં તેહને, વાટ બટાઉ મલે જેહ;
પૂછે 'કિહાં ચાલ્યા તુમે ?' તવ એમ ભાખે તેહ. ૨૯૪

---

ઘણું આવ્યું, લોકો નાસવા લાગ્યા, તે વખતે તે દેવ એમ વિચારે છે કે, અહિં રહેવાથી ઘણો શોક થશે. ૨૮૯ ૨૯૦

એમ વિચાર કરી બધા અડધી રાતે ચાલી નીકળ્યા, એક પુત્રને પોતાના સ્કંધ ઉપર રાખ્યો, બીજાને હાથમાં પકડ્યો. ૨૯૧

ઘર-વખરીનું પોટલું સ્ત્રીએ મસ્તક ઉપર મૂક્યું. પુત્રીને આગળ કરીને એ રીતે તે ચાલી નીકળ્યા. ૨૯૨

તેમજ જે ફાટલ-તુટલ ગોદડાં હતાં તેની ગાંસડી બાંધી પોતાના માથા ઉપર ધારણ કરી આ રીતે તેઓ ત્યાંથી નાઠા. ૨૯૩

માર્ગમાં આગળ ચાલતાં તેને મુસાફર મળે છે, તે પૂછે છે કે 'તમે ક્યાં ચાલ્યા ?' ત્યારે તે એમ કહે છે કે-

નગર અમારું ઘેરિયું, વયરી લશ્કર આય;
તિણ કારણ અમે નાશિયા, લહી કુટુંબ સમવાય. ૨૯૫

કોઇક ગામમેં જાય કે, જિમ તિમ કરું ગુજરાન;
કરમ વિપાક બને ઇસા, તેણે કરી ભયા હેરાન. ૨૯૬

એમ અનેક પ્રકારકા, ખેલ કરે જગમાંહી;
પણ ચિત્તમેં જાણે ઇસ્યું, મેં સદા સુખમાંહી. ૨૯૭

મેં તો બારમા કલ્પકો, દેવ મહાઋદ્ધિવંત;
અનોપમ સુખ વિલસું સદા, અદ્દ્ભુત એ વિરતંત. ૨૯૮

એ ચેષ્ટા જે મેં કરી, તે સવિ કૌતુક કાજ;
રંક પરજાય ધારણ કરી, તિણકો એ સવિ સાજ. ૨૯૯

---

શત્રુના લશ્કરે આવીને અમારા નગરને ઘેરી લીધું છે. તે કારણથી અમે કુટુંબના સમૂહને લઇને નાસીયે છીએ. ૨૯૪-૨૯૫

કોઈક ગામમાં જઇને અમે જેમ તેમ ગુજરાન કરશું. કર્મનો વિપાક એવો થયો કે તેથી અમે હેરાન થયા. ૨૯૬

આ રીતે તે અનેક પ્રકારના ખેલ જગતમાં કરે છે પણ તે મનમાં તો એમ જાણે છે કે-હું તો હંમેશા સુખમાં જ છું. ૨૯૭

હું તો બારમા દેવલોકનો મહાઋદ્ધિવંત દેવ છું. અનુપમ સુખમાં હંમેશા વિલાસ કરું છું. આ વૃત્તાંત અદ્ભુત છે. ૨૯૮

મેં આ બધી ચેષ્ટાઓ કરી તે તો બધી કૌતુક માટે

જેમ સુર એહ ચરિત્રને, નવિ ધરે મમતાભાવ;
દીનભાવ પણ નવિ કરે, ચિંતવે નિજ સુરભાવ. ૩૦૦

એણિવિધ પર પરજાયમેં, મેં જે ચેષ્ટા કરંત;
પણ નિજ શુદ્ધ સ્વરૂપકું, કબહુ નહીં વિસરંત. ૩૦૧

શુદ્ધ હમારો રૂપ હે શોભિત સિદ્ધ સમાન;
કેવલ લક્ષ્મીકો ધણી, ગુણ અનંત નિધાન. ૩૦૨

એણિપરે એહ સરૂપકો, અનુભવ કિયો બહુવાર;
અબ કિણુવિધ મુજ ભવ નહીં, એ જાણો નિરધાર. ૩૦૩

૪૦ પોતાની પત્નીને સુંદર સમજાવટ

અબ આગે નિજ નારીકું, સમજાવે શુભ રીત;
મમતા ન કરો એહકી, ન કરો પુદ્દગલપ્રીત. ૩૦૪

---

છે. મેં રંક પર્યાય ધારણ કર્યો તેની આ બધી રચના છે. ૨૯૯

જેવી રીતે તે દેવ પોતાના આ કલ્પિત ચરિત્રમાં મમતા ભાવ ધારણ કરતો નથી તેમ જ દીનભાવ ધારણ કરતો નથી અને પોતાનો દેવભાવ જ વિચારે છે. ૩૦૦

તેવી રીતે પરપર્યાયમાં હું જે ચેષ્ટા કરું છું પણ પોતાનું શુદ્ધ સ્વરૂપ હું ક્યારે ય ભૂલતો નથી. ૩૦૧

મારું સ્વરૂપ શુદ્ધ છે, સિદ્ધ સમાન શોભે છે. હું કેવલજ્ઞાનરૂપી લક્ષ્મીનો ધણી છું. અનંત ગુણોનો ખજાનો છું. ૩૦૨

આ રીતે આ સ્વરૂપનો મેં ઘણીવાર અનુભવ કર્યો છે હવે મને કોઈ જાતનો ભય નથી એ નક્કી જાણો. ૩૦૩

હવે પછી પોતાની સ્રીને સારી રીતે સમજાવે છે કે–

થિતિ પૂરણ ભઇ એહકી, અબ રહેણેકા નાંહી;
તો કયું મોહ ધરો ઘણો ? દુઃખ કરણા દિલમાંહી ? ૩૦૫
મેરા તેરા સંબધ જે, એતા દિનકા હોય;
વધઘટ કો ન કરી શકે, એણિવિધ જાણો સોય. ૩૦૬
એહ શરીર અસાર છે, વિણસંતાં નહીં વાર;
થિતિ બલ સવિ પૂરણ હુઆ, ખિણમેં હોયગી છાર. ૩૦૭
તિણ કારણ તુમકું કહું, મ ધરો ઇણકી આશ;
ગરજ સરે નહીં તાહરી, ઇનકા હોયે અબ નાશ. ૩૦૮
એમ જાણી મમતા તજી, ધરમ કરો ધરી પ્રીત;
જેમ આતમસુખ સંપજે, એ ઉત્તમકી રીત. ૩૦૯

---

આ શરીરની મમતા ન કરો અને પુદ્ગલની પ્રીતિ ન કરો. ૩૦૪

આ શરીરની સ્થિતિ પૂર્ણ થઇ છે, હવે એ રહેવાનું નથી. તો શા માટે ઘણો મોહ ધારણ કરો છો અને હૃદયમાં દુઃખ શા માટે કરો છો ? ૩૦૫

મારો અને તારો સંબંધ આટલા દિવસોનો જ હતો, તેમાં કોઇ વધઘટ કરી શકે નહિ, આ રીતે તમે જાણો. ૩૦૬

આ શરીર અસાર છે, તેને વિનાશ પામતા વાર લાગતી નથી. તેનો સ્થિતિકાળ પૂર્ણ થયેલ છે. ક્ષણવારમાં તેની રાખ થશે. ૩૦૭

તે માટે તમને કહું છું કે એની આશ ન ધારણ કરો, હવે એનાથી તારૂં કોઈ કાર્ય સરે તેમ નથી. હવે એનો નાશ થવાનો છે. ૩૦૮

એમ જાણી તેની મમતા છોડીને ધર્મ પ્રતિ પ્રીતિ ધારણ

કાલ જગતમેં સહુ શિરે, ગાફલ રહેણા નાહીં;
કબહિક તુજકું પણ ગ્રહે, સંશય ઇણમેં નાંહી. ૩૧૦

'તું મુજ પ્યારી નારી છે', એ સવિ મોહવિલાસ;
ભોગ વિટંબના જાણીએ, આતમગુણકો નાશ. ૩૧૧

સ્ત્રી ભરતાર સંજોગ જે, ભવનાટક એહ જાણ;
ચેતન તુજ મુઝ સારીખો, કર્મ વિચિત્ર વખાણ. ૩૧૨

એમ વિચાર ચિત્તમેં ધરી, મમતા મૂકો દૂર;
નિજ સ્વારથ સાધન ભણી, ધરમ કરો થઇ શૂર. ૩૧૩

---

કરીને ધર્મનું આચરણ કરો. જેથી આત્માનું સુખ પ્રાપ્ત થાય. અને ઉત્તમ આત્માની એ જ રીત છે. ૩૦૯

આ જગતમાં મરણ બધાને મસ્તકે રહેલું છે, માટે કોઈ ગફલતમાં રહેશો નહિ. ક્યારેક તે તને પણ ગ્રહણ કરશે એમાં કોઈ સંશય નથી. ૩૧૦

'તું મારી વ્હાલી સ્ત્રી છે' એ સર્વ મોહની ચેષ્ટા છે, ભોગને વિટંબના જાણવી, તે આત્મગુણોનો નાશ કરે છે. ૩૧૧

સ્ત્રી અને પતિનો જે સંયોગ છે, તે સંસારનું નાટક છે, તારો અને મારો આત્મા સમાન છે, કર્મના યોગે વિચિત્રતા છે-જુદાપણું છે. એમ જાણો. ૩૧૨

આ રીતે વિચાર મનમાં ધારણ કરી મમતાને દૂર મૂકો, પોતાનો સ્વાર્થ સાધવા માટે શૂરવીર બનીને ધર્મ કરો. ૩૧૩

જો મુજ ઉપર રાગ છે, તો કરો ધરમ મેં સહાજ;
ઇણ અવસર તુજ ઉચિત છે, એ સમો અવર ન કાજ. ૩૧૪

ધરમ ઉપદેશ એણિ પરે, તેરા હિતકે કાજ;
મેં કહ્યો કરુણા લાયકે, તેણુ સાધો શિવરાજ. ૩૧૫

ફોગટ ખેદ ના કીજીએ, કર્મબંધ બહુ થાય;
જાણી એમ મમતા તજી, ધર્મ કરો સુખદાય. ૩૧૬

## ૪૧. સર્વ કુટુમ્બને અંતિમ હિતશિક્ષા

હવે નિજ કુટુંબ ભણી કહે, હિતશિક્ષા સુવિચાર;
મમતા મોહ છોડાવવા, એણિવિધ કરે ઉપગાર. ૩૧૭

સુણો કુટુંબ પરિવાર સહુ, કહું તુમકું હિત લાય;
આયુ થિતિ પૂરણ ભઇ, એહ શરીરકી ભાય. ૩૧૮

---

જો તમને મારી ઉપર રાગ છે તો મને ધર્મમાં સહાય કરો. આ અવસરે તમને તે જ ઉચિત છે, એ સમાન બીજું કોઈ કાર્ય નથી. ૩૧૪

આ રીતે તારા હિતને માટે મેં ધર્મનો ઉપદેશ કરુણા લાવીને કહ્યો છે, તો હવે મોક્ષનું રાજ્ય સાધો. ૩૧૫

નકામો ખેદ કરવો નહિ, ખેદ કરવાથી ઘણો કર્મબંધ થાય છે, એમ સમજી મમતાનો ત્યાગ કરી સુખને આપનાર એવા ધર્મને કરો. ૩૧૬

હવે પોતાના કુટુંબને ઉદ્દેશીને સારા વિચાર પૂર્વક હિતશિક્ષા કહે છે. મમતા અને મોહ છોડાવવા આ રીતે ઉપકાર કરે છે. ૩૧૭

હે સર્વ કુટુંબ-પરિવાર સાંભળો, તમને હિત લાવીને

તેણે કારણ મુજ ઉપરે, રાગ ન ધરણાં કોય;
રાગ કર્યાં દુઃખ ઉપજે, ગરજ ન સરણી જોય.. ૩૧૯

એહ થિતિ સંસારકી, પંખીકા મેલાપ;
ખિણ ખિણમેં ઉડી ચલે, કહા કરના સંતાપ. ૩૨૦

કોણ રહ્યા ઇહાં થિર થઇ? રેહણહાર નહીં કોય;
પ્રત્યક્ષ દીસે ઇણી પરે, તુમે પણ જાણો સોય. ૩૨૧

મેરે તુમ સહુ-સાથસું, ક્ષમાભાવ છે સાર;
આણંદમાં તુમ સહુ રહો, ધર્મ ઉપર ધરો પ્યાર. ૩૨૨

ભવસાગરમાં બૂડતાં, ના કોઇ રાખણહાર;
ધર્મ એહ પ્રવહણ સમો, કેવલિભાખિત સાર. ૩૨૩

---

કહું છું, હે ભાઇ! આ શરીરના આયુષ્યની સ્થિતિ પૂર્ણ થઇ છે. ૩૧૮

તે માટે મારી ઉપર કોઈ જાતનો રાગ ધારણ કરશો નહિ. રાગ કરવાથી દુઃખ ઉપજે છે, તેનાથી કોઇ ગરજ સરતી નથી. ૩૧૯

સંસારની આ સ્થિતિ પંખીઓના મેળાપ સરખી છે, જેમ પક્ષીઓનો સમૂહ ઉડી ઉડીને ચાલ્યો જાય છે, તેમ જીવ ઉડીને ચાલ્યો જાય તેમાં સંતાપ શા માટે કરવો? ૩૨૦

આ સંસારમાં સ્થિર થઇને કોણ રહ્યું છે? કોઈ સ્થિર રહેનાર નથી, એ વાત પ્રત્યક્ષ દેખાય છે અને તમે પણ તે જાણો છો. ૩૨૧

મારે તમારા દરેકની સાથે શ્રેષ્ઠ ક્ષમાભાવ છે, તમે સર્વ આનંદમાં રહો. ધર્મ ઉપર પ્રેમ ધારણ કરો. ૩૨૨

આ સંસારસમુદ્રમાં ડૂબતાં કોઈ રક્ષણ કરનાર નથી,

એ સેવો તુમ ચિત્ત ધરી, જેમ પામો સુખ સાર;
દુરગતિ સવિ દૂરે ટલે, અનુક્રમે ભવનિસ્તાર. ૩૨૪
એમ કુટુમ્બ પરિવારકું, સમજાવી અવદાત;
પછી પુત્ર બોલાય કે, ભાખે એણી પેરે વાત. ૩૨૫
સુણો પુત્ર ! શાણા તુમે, કેહણું કો એ સાર;
મોહ ન કરવો માહરો, એહ અથિર સંસાર. ૩૨૬
શ્રી જિનધરમ અંગીકરો, સેવો ધરી બહુ રાગ;
તુમકું સુખદાયક ઘણો, લહેશો મહાસોભાગ. ૩૨૭
વ્યવહારિક સંબંધથી, આણા માનો સાર;
તેણ કારણ તુમને કહું, ધારો ચિત્ત મોઝાર. ૩૨૮

---

ફક્ત કેવલિભગવંતે કહેલો એક ધર્મ જ પ્રવહણ-નાવ સમાન છે. ૩૨૩

એ ધર્મને તમે ચિત્તમાં ધારણ કરીને સેવો જેથી શ્રેષ્ઠ સુખને પામો, તેનાથી સર્વ દુર્ગતિ દૂર થાય છે અને અનુક્રમે સંસારનો નિસ્તાર થાય છે. ૩૨૪

એવી રીતે કુટુંબ-પરિવારને હકીકત સમજાવીને પછી પુત્રને બોલાવીને આ રીતે વાત કરે. ૩૨૫

હે પુત્ર ! સાંભળો, તમે સમજુ છો, તમને કહેવાનો સાર એ છે કે-તમે મારો મોહ કરતા નહિ, આ સંસાર અસાર છે. ૩૨૬

શ્રી જિનેશ્વરનું વચન અંગીકાર કરો, અને તે જિન-વચનને ઘણો રાગ ધારણ કરીને સેવો. તે તમને ઘણું સુખ આપશે અને તેથી તમે મહાસૌભાગ્ય પામશો. ૩૨૭

મારી સાથેના વ્યાવહારિક સંબંધથી તમે મારી સારી

પ્રથમ દેવ-ગુરુ-ધર્મકી, કરો અતિ ગાઢ પ્રતીત;
મિત્રાઇ કરો સુજનકી, ધર્મીશું ધરો પ્રીત. ૩૨૯

દાન શિયલ તપ ભાવના, ધર્મ એ ચાર પ્રકાર;
રાગ ધરો નિત્ય એહશું, કરો શક્તિ અનુસાર. ૩૩૦

સ્વજન તથા પરજન વિષે, ભેદ વિજ્ઞાન જેમ હોય;
એહ ઉપાય કરો સદા, શિવસુખ દાયક સોય. ૩૩૧

## ૪૩ કોની સોબત કરવી ?

જે સંસારી પ્રાણિયા, મગન રહે સંસાર;
પ્રીત ન કીજીએ તેહકી, મમતા દૂર નિવાર. ૩૩૨

---

આજ્ઞા માનો છો, તે કારણથી હું તમને કહું છું, તે તમે ચિત્તમાં ધારણ કરો. ૩૨૮

પ્રથમ તો દેવ-ગુરુ અને ધર્મ ઉપર ગાઢ વિશ્વાસ રાખો. સજ્જનો સાથે મૈત્રી કરો, ધર્મીજનો સાથે પ્રીતિ ધારણ કરો. ૩૨૯

દાન, શીલ, તપ અને ભાવ એમ ચાર પ્રકારનો ધર્મ છે, તે ધર્મ સાથે હંમેશા રાગ ધારણ કરો અને શક્તિ પ્રમાણે ધર્મ કરો. ૩૩૦

સ્વજન અને પરજન વિષે જેમ ભેદજ્ઞાન થાય તે રીતે હંમેશા ઉપાય કરો, કારણ કે તે ભેદજ્ઞાન મોક્ષસુખને આપનાર છે. ૩૩૧

જે સંસારી જીવો સંસારભાવમાં મગ્ન રહે છે તેઓની સાથે પ્રીતિ ન કરવી, તેઓની મમતા દૂર કરવી. ૩૩૨

રાગી જીવકી સંગતે, એહ સંસાર મોઝાર;
કાલ અનાદિ ભટકતાં, કિમહિ ન લહીએ પાર. ૩૩૩

રાગે રાગદશા વધે, તેમ વલી વિષય-વિકાર;
મમતા મૂર્છા બહુ વધે, એ દુર્ગતિ દાતાર. ૩૩૪

તેણુ સંસાર જીવકી, તજી સંગત દિલ ધાર;
જ્ઞાનવંત પુરુષોં તણી, કરો સંગતિ સુવિચાર. ૩૩૫

ધર્માત્મા પુરુષતણી, સંગતે બહુ ગુણ થાય;
જશ કીર્તિ વાધે ઘણી, પરિણતિ સુધરે ભાય. ૩૩૬

એમ અનેક ગુણ સંપજે, એહ લોકમેં સુખકાર;
વલી પરલોક મેં પામીએ, સ્વર્ગાદિક સુખ સાર. ૩૩૭

---

આ સંસારની અંદર રાગી જીવની સંગતમાં અનાદિ-કાળ ભટકતાં પણ કોઈ રીતે સંસારનો પાર પામી શકાતો નથી. ૩૩૩

રાગ કરવાથી રાગદશા વધે છે, તેમજ વિષયવિકારો વધે છે, મમતા અને મૂર્છા પણ ઘણી વધે છે, તેથી રાગ એ દુર્ગતિને આપે છે. ૩૩૪

તેથી સંસારાસક્ત જીવની સંગત છોડી હૃદયમાં વિચાર કરી સારા વિચારપૂર્વક જ્ઞાની પુરુષોની સંગતિ કરો. ૩૩૫

ધર્માત્મા પુરુષોની સંગત કરવાથી ઘણા ગુણ થાય છે. યશકીર્તિ ઘણી વધે છે અને તેથી હે ભાઈ! આત્માના પરિણામ સુધરે છે. ૩૩૬

આ રીતે ધર્મીષ્ઠ આત્માની સોબતથી અનેક ગુણો

વલી ઉત્તમ પુરુષતણી, સંગતે લહીએ ધર્મ;
ધર્મ આરાધી અનુક્રમે, પામીએ શિવપુર શર્મ. ૩૩૮

ધર્મી ઉત્તમ પુરુષકી, સંગતિ સુખની ખાણ;
દોષ સકલ દૂરે ટલે, અનુક્રમે પદ નિર્વાણ. ૩૩૯

એણિવિધ તુમકું હિત ભણી, વચન કહ્યાં સુરસાલ;
જો તુમકું સચ્ચા લગે, તો કીજે ચિત્ત વિશાલ. ૩૪૦

દયાભાવ ચિત્ત આણકે, મેં કહ્યા ધર્મવિચાર;
જો તુમ હૃદયમાં ધારશો, તો લેશો સુખ અપાર. ૩૪૧

---

સંપજે છે. લોકમાં તે સુખ કરનાર થાય છે અને પરલોકમાં શ્રેષ્ઠ સ્વર્ગ આદિના સુખો પ્રાપ્ત થાય છે. ૩૩૭

વળી ઉત્તમ પુરુષોની સોબત કરવાથી ધર્મની પ્રાપ્તિ થાય છે. અને ધર્મની આરાધના કરીને અનુક્રમે મોક્ષના સુખ પ્રાપ્ત થાય છે. ૩૩૮

ધર્મી ઉત્તમ પુરુષની સોબત એ સુખની ખાણ છે, તેનાથી સર્વ દોષો દૂર થાય છે અને અનુક્રમે નિર્વાણપદ-મોક્ષપદ પ્રાપ્ત થાય છે. ૩૩૯

આ રીતે તમારા હિતને માટે સુંદર રસદાર વચનો કહ્યાં જો તમને તે સાચાં લાગે તો ચિત્તને વિશાળ કરી તેનું ચિંતન કરજો. ૩૪૦

મેં મનમાં દયાભાવ લાવીને આ ધર્મના વિચારો કહ્યા છે. જો તમે તેને હૃદયમાં ધારણ કરશો તો અપાર સુખ પામશો. ૩૪૧

એમ સબકું સમજાયકે, સબસેં અલગા હોય;
અવસર દેખી આપણા, ચિત્તમેં ચિંતે સોય. ૩૪૨
આયુ અલ્પ નિજ જાણ કે, સમકિતદૃષ્ટિવંત;
દાન પુન્ય કરણી જિકે, નિજ હાથે કરે સંત. ૩૪૩
મહાવ્રતધારી મુનિવરા, સમ્યગ્‌જ્ઞાન સંયુક્ત;
ધારક દશવિધ ધર્મના, પંચ સમિતિ ત્રણ ગુપ્ત. ૩૪૪
બાહ્ય અભ્યંતર ગ્રંથિ જે, તેહથી ન્યારા જેહ;
બહુશ્રુત આગમ અર્થના, મર્મ લહે સહુ તેહ. ૩૪૫
એહવા ઉત્તમ ગુરુતણો, પુન્યથી જોગ જો હોય;
અંતર ખુલી એકાંતમે, નિશલ્યભાવ હોય સોય. ૩૪૬

---

આ રીતે બધાને સમજાવીને બધાથી તે અલગ-જુદો થાય છે. અને પોતાનો અવસર જાણીને તે મનમાં વિચારે છે. ૩૪૨

પોતાનું આયુષ્ય અલ્પ જાણીને સમકિતદૃષ્ટિવંત સત્પુરુષ પોતાના હાથે દાન-પુણ્યની કરણી કરે છે. ૩૪૩

જે મહાવ્રતધારી સમ્યગ્‌જ્ઞાન સહિત દશવિધ યતિધર્મના ધારક, પાંચ સમિતિ યુક્ત અને ત્રણ ગુપ્તિયુક્ત મુનિવરો હોય (૩૪૪)

તેમજ બાહ્ય (પરિગ્રહ) અને અભ્યંતર ગ્રંથિ (રાગ-દ્વેષથી) જે ન્યારા હોય, બહુશ્રુત હોય કે જેથી આગમોના અર્થના રહસ્યને જેઓ પામેલા હોય. (૩૪૫)

એવા ઉત્તમ ગુરુનો જો પુણ્યથી યોગ મળે તો પોતાનું અંતર-હૃદય ખોલીને તે નિઃશલ્ય ભાવવાળો થાય. ૩૪૬

એહવા ઉત્તમ પુરુષનો, જોગ કદી નવિ હોય;
તો સમકિતદૃષ્ટિ પુરુષ, મહાગંભીર તે જોય. ૩૪૭
એહવા ઉત્તમ પુરુષ કે, આગે અપની વાત;
હૃદય ખોલકે કીજીએ, મરમ સકલ અવદાત. ૩૪૮
યોગ્ય જીવ ઉત્તમ જિકે, ભવભીરૂ મહાભાગ;
એહવો જોગ ન હોય કદા, કહેણ કો નહીં લાગ. ૩૪૯
અપના મનમેં ચિંતવે, દુષ્ટ કરમવશ જેહ;
પાપ કરમ જે હોઈ ગયું, બહુવિધ નિંદે તેહ. ૩૫૦

## ૪૩. આલોચનામાં સાક્ષિઓ

શ્રી અરિહંત પરમાતમા, વલી શ્રી સિદ્ધ ભગવંત;
જ્ઞાનવંત મુનિરાજની, વલી સુર સમકિતવંત. ૩૫૧

---

આવા ઉત્તમ પુરુષનો જો કદાચ યોગ ન મળે તો જે અતિગંભીર સમકિતદૃષ્ટિ હોય તેની તપાસ કરવી. ૩૪૭

એવા ઉત્તમ પુરુષની આગળ હૃદય ખોલીને સર્વ મર્મ સહિત નિર્મળપણે પોતાની વાત કરવી. ૩૪૮

જો સંસારના ભીરુ મહાભાગ્યશાળી યોગ્ય જીવ હોય તો પોતાની વાત તેની આગળ કરવી પણ તેવા આત્માનો યોગ ન મળે તો પોતાની વાત કહેવી નહિ. ૩૪૯

તો પોતાના મનમાં વિચાર કરે અને દુષ્ટ કર્મના યોગે જે જે પાપકર્મો થઇ ગયા હોય, તેની ઘણા પ્રકારે નિંદા કરે. ૩૫૦

હવે આલોચના કરતી વખતે કોની કોની સાક્ષિ રાખવી તે કહે છે–

શ્રી અરિહંત પરમાત્મા, શ્રી સિદ્ધ ભગવંત, શ્રી જ્ઞાની મુનિરાજ અને સમકિતદૃષ્ટિ દેવો. (૩૫૧)

ઇત્યાદિક મહાપુરુષકી, સાખ કરી સુવિશાલ;
વલી નિજ આતમસાખશું, દુરિત સવે અસરાલ. ૩૫૨

મિથ્યાદુષ્કૃત ભલી પરે, દીજે ત્રિકરણ શુદ્ધ;
એણિવિધ પવિત્ર થઇ પછે, કીજે નિર્મલ બુદ્ધ. ૩૫૩

અવશ્ય મરણ નિજ મન વિષે, ભાસન હુવે જામ;
સર્વ પરિગ્રહ ત્યાગ કે, આહાર ચાર તજે તામ. ૩૫૪

જો કહિ નિર્ણય નવિ હુયે, મરણ તણો મનમાંહી;
તો મરજાદા કીજીએ, ઇતર કાલ કી તાંહી. ૩૫૫

સર્વ આરંભ પરિગ્રહ સહુ. તિનકો કીજે ત્યાગ;
ચારે આહારવલી પચક્ખિએ,ઇણવિધ કરી મહાભાગ. ૩૫૬

---

ઈત્યાદિ મહાપુરુષોની વિશાળપણે સાક્ષી કરી તેમજ પોતાના આત્માની સાક્ષિએ સર્વ પાપોની આલોચના લે. ૩૫૧-૩૫૨

પોતાના પાપોનું મન-વચન-કાયાની શુદ્ધિથી સારી રીતે મિથ્યાદુષ્કૃત દે. એવી રીતે પવિત્ર થઇ પોતાની બુદ્ધિ નિર્મળ કરે. ૩૫૩

જ્યારે પોતાના મનની અંદર મરણ નજીક આવેલું ચોક્કસ જાણે ત્યારે સર્વ પરિગ્રહનો ત્યાગ કરી, ચારે ય આહારનો ત્યાગ કરે. ૩૫૪

જો કદાચ મનની અંદર મરણનો નિર્ણય ન થાય તો થોડા કાળની મર્યાદાવાળું પચ્ચક્ખાણ કરે. ૩૫૫

સર્વ આરંભ અને પરિગ્રહનો ત્યાગ કરે, અને મહા-ભાગ્યશાળી આત્મા આ રીતે કરી અવસરે ચારેય આહારનું પચ્ચક્ખાણ કરે. ૩૫૬

## ૪૪. મરણની પૂર્વ તૈયારી

હવે તે સમકિતદૃષ્ટિવંત, થિર કરી મન વચ કાય;
ખાટથી નીચે ઉતરી, સાવધાન અતિ થાય. ૩૫૭

સિંહ પરે નિર્ભય થઇ, કરે નિજ આતમ કાજ;
મોક્ષલક્ષ્મી વરવા ભણી, લેવા શિવપુર રાજ. ૩૫૮

જિમ મહાસુભટ સંગ્રામમાં, વૈરી જીતણ કાજ;
રણભૂમિમેં સંચરે, કરતા અતીહ દિગ્ગાજ. ૩૫૯

ઇણવિધ સમકિતવંત જે, કરી થિરતા પરિણામ;
આકુલતા અંશે નહીં, ધીરજતણું તે ધામ. ૩૬૦

શુદ્ધ ઉપયોગમાં વરતતાં, આતમગુણ અનુરાગ;
પરમાતમ કે ધ્યાનમેં, લીન ઔર સબ ત્યાગ. ૩૬૧

---

મરણની પૂર્વ તૈયારી કેવી રીતે કરવી ? તે માટે કહે છે કે—

હવે સમકિતદૃષ્ટિ આત્મા મન-વચન-કાયાને સ્થિર કરી, ખાટલા ઉપરથી નીચે ઉતરી અત્યંત સાવધાન થાય છે. ૩૫૭

સિંહની જેમ નિર્ભય થઇ મોક્ષરૂપી લક્ષ્મીને વરવા અને મોક્ષનગરનું રાજ્ય લેવા પોતાના આત્મા સંબંધી કાર્ય કરે. ૩૫૮

જેમ મહાસુભટ યુદ્ધમાં શત્રુને જીતવા માટે દિશાઓમાં ઘણી ગર્જના કરતાં રણભૂમિમાં સંચરે છે. ૩૫૯

તેવી રીતે સમકિતદૃષ્ટિવંત જીવ પરિણામને સ્થિર કરી, અંશ પણ આકુળતા રહિત, ધીરજનું ઘર બની, શુદ્ધ ઉપયોગમાં વર્તતો, આત્મગુણોના અનુરાગથી સર્વ પદાર્થોનો ત્યાગ કરી પરમાત્માના ધ્યાનમાં લીન બને. ૩૬૦-૩૬૧

## ૪૫. મરણ પ્રસંગની ભાવના અને આત્મસ્થિતિ.

'ધ્યાતા ધ્યેયની એકતા, ધ્યાન કરંતાં હોય;
આતમા હોય પરમાતમા,' એમ જાણે તે સોય. ૩૬૨

સમકિતદષ્ટિ શુભ મતિ, શિવસુખ ચાહે તેહ;
રાગાદિ પરિણામમેં, ખિણ નવિ વરતે તેહ. ૩૬૩

કિણહી પદારથ કી નહીં, વાંછા તસ ચિત્તમાંહ;
મોક્ષલક્ષ્મી વરવા ભણી, ધરતો અતિ ઉછાંહ. ૩૬૪

એણવિધ ભાવ વિચારતાં, કાલ પૂરણ કરે સોય;
આકુલતા કિણવિધ નહીં, નિરાકુલ થિર હોય. ૩૬૫

આતમસુખ આણંદમય, શાંત સુધારસ કુંડ;
તામે તે ઝીલી રહે, આતમવિરજ ઉદંડ. ૩૬૬

---

ધ્યાન કરતી વખતે ધ્યાતા અને ધ્યેયની એકતા થાય ત્યારે તે જ આત્મા પરમાત્મા થાય છે. ૩૬૨

જે સમકિતદષ્ટિ શુભ બુદ્ધિવાળો જીવ છે તે મોક્ષ-સુખને જ ઈચ્છે છે, તે રાગ-દ્વેષ આદિના પરિણામમાં ક્ષણવાર પણ વર્તતો નથી. ૩૬૩

તેના મનમાં કોઈપણ બાહ્ય પદાર્થની ઈચ્છા હોતી નથી અને મોક્ષલક્ષ્મી વરવા માટે અત્યંત ઉત્સાહ ધારણ કરે છે. ૩૬૪

આવી રીતે અંતરંગ ભાવનો વિચાર કરતાં તે પોતાનો આયુષ્યકાળ પૂર્ણ કરે, તેને કોઈ જાતની આકુળતા હોતી નથી, તે જીવ આકુળતા રહિત સ્થિર હોય છે. ૩૬૫

આત્માનું સુખ કે જે આનંદમય છે. શાંત અમૃતરસના

આતમસુખ સ્વાધીન છે, ઔર ન એહ સમાન;
એમ જાણી નિજ રૂપમેં, વરતે ધરી બહુમાન. ૩૬૭

એમ આણંદમાં વરતતાં, શાંત પ્રણામ સંયુક્ત;
આયુ નિજ પૂરણ કરી, મરણ લહે અતિમંત. ૩૬૮

## ૪૬ સમાધિના પ્રભાવથી પરભવમાં મલતી સામગ્રી

એહ સમાધિ પ્રભાવથી, ઇંદ્રાદિકકી ઋદ્ધ;
ઉત્તમ પદવી તે લહે, સર્વ કારજકો સિદ્ધ. ૩૬૯

મહાવિભૂતિ પાયકે, વિચરંતા ભગવાન;
વલી કેવલી મુનિરાજને, વંદે સ્તવે બહુમાન. ૩૭૦

---

કુંડ સમાન છે, તેમાં તે સ્નાન કરે છે. અને પ્રચંડ આત્મ-વીર્ય ફોરવે છે. ૩૬૬

આત્માનું સુખ તે પોતાને આધીન છે, તેના સમાન બીજું કોઈ સુખ નથી એમ જાણી પોતાના સ્વરૂપમાં બહુ-માન ધારણ કરીને વર્તે છે. ૩૬૭

આ રીતે આનંદમાં વર્તતા શાંત અને નમ્રભાવપૂર્વક પોતાનું આયુષ્ય પૂર્ણ કરીને તે બુદ્ધિમાન જીવ મરણ પામે. ૩૬૮

આ સમાધિમરણના પ્રભાવે કરીને ઇંદ્ર આદિની ઋદ્ધિ પામે, ઉત્તમ પદવી મેળવે, સર્વ કાર્યની સિદ્ધિ કરે. ૩૬૯

મહાવિભૂતિ પામીને જ્યાં ભગવાન વિચરતા હોય ત્યાં જાય, કેવલી મુનિઓને વંદન કરે અને બહુમાનપૂર્વક સ્તુતિ કરે. ૩૭૦

સુરલોકે શાશ્વત પ્રભુ, નિત્ય ભક્તિ કરે તાસ;
કલ્યાણક જિનરાજનાં, ઓચ્છવ કરત ઉલ્લાસ. ૩૭૧

નંદીસર આદે ઘણાં, તીરથ વંદે સાર;
સમકિત નિર્મલ તે કરે, સફળ કરે અવતાર. ૩૭૨

સુર આયુ પૂરણ કરી, તિહાંથી ચવીને તેહ;
મનુષ્યગતિ ઉત્તમ કુલે, જનમ લહે ભવિ તેહ. ૩૭૩

રાજ્ય ઋદ્ધિ સુખ ભોગવી, સદ્ગુરુ પાસે તેહ;
સંજમધર્મ અંગીકરી, ગુરુ સેવે ધરી નેહ. ૩૭૪

શુદ્ધ ચરણ પરિણામથી, અતિ વિશુદ્ધતા થાય;
ક્ષપકશ્રેણી આરોહીને, ઘાતી કરમ ખપાય. ૩૭૫

---

દેવલોકમાં શાશ્વત પ્રતિમાઓની હંમેશા ભક્તિ કરે, શ્રી જિનેશ્વરોના કલ્યાણકોનો ઉત્સવ ઉલ્લાસપૂર્વક કરે. ૩૭૧

નંદીશ્વર આદિ ઘણા શ્રેષ્ઠ તીર્થોને વંદન કરે, પોતાનું સમ્યક્ત્વ નિર્મળ કરે અને પોતાનો જન્મ સફળ કરે. ૩૭૨

દેવતાનું આયુષ્ય પૂર્ણ કરી ત્યાંથી ચ્યવીને મનુષ્ય ગતિમાં ઉત્તમ કુળમાં તે ભવ્યાત્મા જન્મ પામે. ૩૭૩

ત્યાં પણ રાજ્યઋદ્ધિ આદિ સુખો ભોગવી ઉત્તમ ગુરુ પાસે સંયમધર્મ અંગીકાર કરે અને સ્નેહપૂર્વક ગુરુની સેવા કરે. ૩૭૪

શુદ્ધ ચારિત્રના પરિણામથી આત્મા ઘણો વિશુદ્ધ થાય અને ક્ષપકશ્રેણિએ ચઢીને ઘાતી કર્મોનો ક્ષય કરે. ૩૭૫

કેવલજ્ઞાન પ્રગટ ભયો, કેવલ-દર્શન ભાસ;
એક સમય ત્રણ કાલકી, સર્વ વસ્તુ પરકાસ. ૩૭૬

સાદિ અનંત-થિતિ કરી, અવિચલ સુખ નિરધાર;
વચન અગોચર એહ છે, કિણવિધ લહીએ પાર ! ૩૭૭

૪૭ ઉપસંહાર

મહિમા મરણ સમાધિનો, જાણો અતિ-ગુણગેહ;
તિણ કારણ ભવિ પ્રાણિયા, ઉદ્યમ કરીએ તેહ. ૩૭૮

એણિવિધ મરણ સમાધિકો, સંક્ષેપે સુવિચાર;
દુહાભાસ રચના કરી. નિજ-પરને ઉપગાર. ૩૭૯

મરણ સમાધિ વિચારની, પ્રતિ મલી મુજ એક;
તિણમેં મરણ સમાધિકો, વર્ણવ કિયો અતિ છેક. ૩૮૦

---

ઘાતીકર્મનો ક્ષય થવાથી કેવળજ્ઞાન અને કેવળદર્શન પ્રગટ થાય અને તેથી એક સમયમાં ત્રણેય કાળની સર્વ વસ્તુઓનો પ્રકાશ થાય. ૩૭૬

સાદિ અનંત સ્થિતિ અવિચળ સુખનો નિશ્ચય થાય, એ સુખ વચનથી કહી શકાય તેવું નથી, તે સુખનો પાર કેવી રીતે પમાય ? ૩૭૭

આ પ્રમાણે સમાધિમરણનો મહિમા જાણો, સમાધિ-મરણ એ ઘણા ગુણોનું ઘર છે, તે માટે હે ભવ્ય જીવો ! તેને માટે ઉદ્યમ કરીએ. ૩૭૮

આ રીતે મરણસમાધિનો સંક્ષેપથી ઉત્તમ વિચાર દુહા-ઓની રચના કરીને સ્વ અને પરના ઉપકાર માટે કહ્યો. ૩૭૯

આ મરણ સમાધિ વિચારની એક પ્રતિ મને મળી

પણ ભાષા મરૂદેશકી, તિણમેં લખિયો તેહ;
તિણ કારણ સુગમ કરી, દુહાબંધ કિયો એહ. ૩૮૧
અલ્પ-મતિ અનુસારથી, જિન-ઉપયોગે જેહ;
વિરુદ્ધ ભાવ લખિયો જિકે, મિથ્યાદુષ્કૃત તેહ. ૩૮૨
ભાવનગરવાસી ભલા, સેવક શ્રી ભગવંત;
ભગવાનસુત ભગવાનકું, ખેમચરદાસ પ્રણમંત. ૩૮૩

---

હતી, તેમાં તેના કર્તા ચતુર આત્માએ મરણ સમાધિનું સુંદર વર્ણન કરેલું હતું. ૩૮૦

પણ તે મારવાડી ભાષામાં લખેલ હતું. તેથી સારી રીતે સમજી શકાય એવી દુહાબંધ રચનામાં આ રચના કરી છે. ૩૮૧

મેં મારી અલ્પમતિના અનુસારે ઉપયોગ વિના જે કાંઈ શાસ્ત્રવિરુદ્ધ ભાવ લખ્યો હોય તેનું મિથ્યા દુષ્કૃત હો. ૩૮૩

ભાવનગરવાસી ભગવાનના ભલા સેવક ખેમચરદાસ ભગવાનદાસ ભગવાનને પ્રણામ કરે છે. ૩૮૪

## સમાધિવિચાર સાર્થ સમાપ્ત



## પરમાત્મ પ્રાર્થના.



હે પ્રભો! મારી એવી દશા ક્યારે જાગ્રત થશે કે અહોનિશ તારી આજ્ઞા હું ફૂલની માળાની પેઠે મારા મસ્તક પર ધારણ કરનારો બનીશ! તારા વચનો ઉપર પૂર્ણ શ્રદ્ધા મને ક્યારે જાગૃત થશે?

હે ક્ષમાસાગર! તારી ક્ષમા જોઈ તારા જેવી ક્ષમા કરવા હું ક્યારે ભાગ્યશાળી થઈશ? તારી દયા જોઈ મારામાં એવી દયાના અંકુરા ક્યારે પ્રગટ થશે? તારી અનંત કરૂણા જોઇ મારામાં એવી કરૂણાનો પ્રવાહ અસ્ખલિત ધારાએ ક્યારે વહેતો થશે? તારી શાંતિ જોઇ મારામાં એવી અખંડ શાંતિ સ્થિરપણે ક્યારે પ્રગટ થશે? તારી પ્રસન્નતા જોઇ મારામાં એવી પ્રસન્નતા ક્યારે પ્રગટ થશે? તારું નિશ્ચલ નિર્મળ ધ્યાન જોઇ મારામાં એવું નિશ્ચલ અને નિર્મળ ધ્યાન ક્યારે પ્રગટ થશે? સર્વ જીવોને તારવા માટેની તારી અપૂર્વ પરોપકારબુદ્ધિ જોઇ મારા હૃદયમાં સર્વ જીવો પ્રત્યે તેવી પરોપકારબુદ્ધિ ક્યારે જાગ્રત થશે? તારી અનુપમ સહન શીલતા જોઈ મારામાં પણ એવી સહનશીલતા ક્યારે પ્રગટ

થશે ? સુખ-દુઃખ પ્રત્યે, માન-અપમાન પ્રત્યે, શત્રુ-મિત્ર પ્રત્યે અને સર્વત્ર તારી અજોડ સમતા જોઇ મારામાં પણ એવી સમતા ક્યારે પ્રગટ થશે ? વિશ્વ પ્રત્યેનું તારૂં નિઃસીમ વાત્સલ્ય જોઈ મારામાં પણ એવું વાત્સલ્ય ક્યારે પ્રગટ થશે ? તારી સ્વરૂપમાં રમણુતા જોઇ એવી સ્વરૂપરમણુતામાં હું ક્યારે મગ્ન બનીશ ? હે પ્રભો ! મારા આત્માના પ્રત્યેક પ્રદેશે અણુએ અણુમાં તારો વાસ ક્યારે થશે ?

હું અને તું, ભૂલી જઇ હું તે તું અને તું તે હું તારી સાથે એવી ઐક્યવૃત્તિ મને ક્યારે ઉત્પન્ન થશે ? એક માત્ર તુંહિ, તુંહિ તુંહિ એમ અખંડ ચિંતવન મારા રોમે-રોમમાં ક્યારે આવિર્ભાવ પામશે ?

ત્વમેવાહં, ત્વમેવાહં, ત્વમેવાહં, તારી સાથે આવી અભેદતા પ્રાપ્ત કરવા હું ક્યારે ભાગ્યશાળી થઇશ ? તારામાં જ અખંડ પ્રેમ, તારામાં જ અખંડ ભક્તિ અને તારામાં જ મને સર્વસ્વ બુદ્ધિ ક્યારે પ્રગટ થશે ? અને તેના પરિણામે પ્રગટ થનારા અપૂર્વ સુખનો અનુભવ મને ક્યારે પ્રાપ્ત થશે ?

અથવા—

હે પ્રભો ! તું ધ્યેય હું ધ્યાતા, તું સેવ્ય હું સેવક, તું આરાધ્ય હું આરાધક, તું ઉપાસ્ય હું ઉપાસક, તું પૂજ્ય હું પૂજક, તું દેવ હું ચાકર, તું ગુરુ હું શિષ્ય, તું કમળ હું ભ્રમર, તું ચંદ્ર હું ચકોર, તું સૂર્ય હું સૂર્યવિકાસી

કમળ, અને તું જ તારક, તું જ ધર્મ, તું જ પિતા, તું જ માતા, તું જ બંધુ, તું જ મિત્ર, તું જ કુટુંબ, તું જ જ્ઞાતિ, તું જ વિશ્વ અને તું જ મારું સર્વસ્વ છે. એ રીતે તારામાં નિશ્ચલ અનન્ય ભક્તિ મારામાં ક્યારે ઉત્પન્ન થશે?

હે વિભો! તારા વિના આ દુનિયા ઝેરરૂપ, પત્થરરૂપ, દુઃખરૂપ, બંધનરૂપ, કારાગૃહરૂપ, તથા સર્વથા ત્યાગવારૂપ ક્યારે લાગશે? મોહજનિત સાંસારિક તમામ ભાવો ઉપર અને અસ્ખલિત વૈરાગ્ય ભાવ ક્યારે ઉત્પન્ન થશે?

હે પ્રભો! સર્વજ્ઞ હિંસા કરે નહિ તો હું સર્વજ્ઞનો ઉપાસક થઈ રાચીમાચીને કેમ હિંસા કરું? સર્વજ્ઞ અસત્ય બોલે નહિ તો હું જાણી જોઈને કેમ અસત્ય બોલું? સર્વજ્ઞ અદત્ત લે નહિ તો હું સર્વજ્ઞનો પુત્ર થઈ નિર્બ્વંક્ષપણે અદત્ત કેમ લઉં? સર્વજ્ઞ અબ્રહ્મ સેવે નહિ તો હું કેમ સેવું? સર્વજ્ઞ દ્રવ્યથી અને ભાવથી પરિગ્રહ રહિત હતા તો હું આસક્તિપૂર્વક પરિગ્રહ કેમ રાખું? સર્વજ્ઞ ક્રોધાદિ કષાયો કરે નહિ તો તેનો અનુયાયી હું કષાયોમાં રક્ત કેમ બનું? સર્વજ્ઞ અઢાર પાપસ્થાનક સેવે નહિ તો તેમના મતનો અનુરાગી થઈ તેમના શત્રુરૂપ અઢારે પાપસ્થાનકની સેવામાં કેમ આનંદ માનું? અહાહા! કેટલી બધી મારી આ ભુલ છે! કેટલી બધી જડતા છે! કેટલો બધો મારો અવિવેક છે! કેટલી બધી મારી વિપરીત ચેષ્ટા છે! કે જે અઢાર પાપસ્થાનક મારા પોતાના શત્રુઓ છે, તેને હું માન આપું છું. તેમનો હું સંગ કરું છું. તેમને હું મારા

મિત્ર બન્યું છું પણ હવે મારે તે તમામ પાપસ્થાનકોનો ત્યાગ કરવો જોઈએ અને એ ત્યાગ કરવા માટેના પુરુષાર્થ કરવાનું બળ હે પ્રભો! મારામાં ક્યારે પ્રગટ થશે?

હે પ્રભો! મારા હૃદયમાં સર્વ જીવો પ્રત્યે મૈત્રીભાવ, દુઃખી જીવો પ્રત્યે દ્રવ્યથી અને ભાવથી કરુણાભાવ, ગુણી જનો પ્રત્ય પ્રમોદભાવ અને કોઈપણ ઉપાયથી સુધાર્યો ન સુધરી શકે તેવા જીવો પ્રત્યે મધ્યસ્થ ભાવ, આવી પ્રશસ્ત ભાવનાઓ મારા હૃદયમાં ક્યારે જાગૃત થશે?

હે ભગવન્! હું નવતત્ત્વ ભણ્યો, પણ તત્ત્વમય ન થયો, ક્ષેત્રસમાસ ભણ્યો પણ આંતર શત્રુઓનો સમાસ કરતાં ન શીખ્યો, ચોવીશ દંડક મેં વાંચ્યા, વિચાર્યા પણ અંદરના દંડ મેં ન તજ્યા, જીવના પાંચસો ત્રેસઠ ભેદ-વિચાર્યા પણ અભેદમય ન થયો, કર્મગ્રંથ વાંચ્યા પણ કર્મની વિવિધ પ્રકૃતિઓનો વિચાર કરી મારા પોતામાંથી તે પ્રકૃતિઓનો ત્યાગ કરવા સમર્થ ન થયો, શાસ્ત્રો વાંચ્યા, સાંભળ્યા પણ તેનો ભાવાર્થ ન સમજ્યો, સત્સંગ કર્યો પણ સત્યજ્ઞાન ન થયું. ભવચક્રમાં અનેકવાર સદ્ગુરુ મળ્યા પણ સ્વચ્છંદે ચાલવાની અનાદિ ટેવ ન જવાથી તેમને ત્રિકરણ યોગે અનુસર્યો નહિ, તેમના પ્રત્યે નમ્ર બન્યો નહિ. પ્રમાદનો પરિહાર કર્યો નહિ. વિષય-કષાયની તીવ્રતા ટળી નહિ અને તેથી તેમની આજ્ઞાનું પાલન કર્યું નહિ, તેથી તેમનો સંયોગ ફળ્યો નહિ.

શ્રી તીર્થંકર ભગવંતોના ચરિત્રો વાંચ્યા, સાંભળ્યા પણ

તેને અંદર પરિણમાવ્યા નહિ, માત્ર તે વાંચનરૂપ અને શ્રવણરૂપ થયાં. આ રીતે હું "ભણ્યો પણ ગણ્યો નહિ" જાણ્યું પણ આદર્યું નહિ અને તેથી મારો ઉદ્ધાર થયો નહિ.

હે પ્રભો ! હવે મને સદ્‌ગુરુનું શરણ, સદ્‌ગુરુની સેવા, સદ્‌ગુરુની મન, વચન, કાયાથી ભક્તિ તથા સદ્‌ગુરુ પ્રત્યે અંતરંગ પ્રીતિ અને બહુમાન, સદ્‌ગુરુ પર શ્રદ્ધા, સદ્‌ગુરુ પર ગુરુબુદ્ધિ અને અહોનિશ તેમના શરણાની જ ઈચ્છા અને તેમની આજ્ઞા પ્રમાણે વર્તન કરવાની દૃઢ અભિલાષા ક્યારે જાગ્રત થશે ? અને એ અભિલાષાને અમલમાં મૂકી તેને પાર પહોંચાડવા ક્યારે સમર્થ થઈશ ?

હે પ્રભો ! મારા પોતાના દોષો જોવાની અને અન્યના ગુણ ગ્રહણ કરવાની બુદ્ધિ મારામાં ક્યારે ઉત્પન્ન થશે ? મારા આત્મદ્રવ્યની અને પરમાત્માના આત્મદ્રવ્યની અર્થાત્ નિજપદ અને જિનપદની એકતા મને ક્યારે પ્રાપ્ત થશે ?

સત્તાથી સર્વ જીવો સરખા છે, સર્વ જીવો નિશ્ચયથી સ્વભાવે શુદ્ધ જ્ઞાન સ્વરૂપ, શુદ્ધ દર્શન સ્વરૂપ, શુદ્ધ ચારિત્ર સ્વરૂપ, અનંત ઉપયોગમય, અને અનંત શક્તિવંત છે, પણ કર્મશત્રુના સંગથી મલિન દેખાય છે, એમ જાણી કર્મનો નાશ, કર્મનો ત્યાગ, અને કર્મની સત્તાને દૂર કરવાનો સફળ પ્રયત્ન કરનારો હું ક્યારે બનીશ ? અને સત્તાથી સર્વ જીવો સમાન છે, સિદ્ધના સાધર્મિક છે. એમ માની સર્વ જીવો ઉપર સમાન ભાવ મને ક્યારે પ્રગટ થશે ?

હું કોણ છું ? ક્યાંથી આવ્યો છું ? ક્યાં જઈશ ? આ શરીર શું છે ? આ વિશ્વ શું છે ? આ કુટુંબ કોણ છે ? મારો આ સર્વ સાથે સંબંધ કેમ થયો ? વાસ્તવિકમાં મારું શું છે ? વર્તમાનમાં હું શું કરી રહ્યો છું ? મારે શું કરવું જોઈએ ? હું કરવા લાયક શું કરતો નથી ? અને ન કરવા લાયક શું કરી રહ્યો છું ? ભવિષ્યમાં મારું શું થશે ? ઈત્યાદિક વિચાર સાચી જિજ્ઞાસા અને વિવેકપૂર્વક સમતાભાવે હું ક્યારે કરીશ ? આધ્યાત્મિક જ્ઞાનના તાત્ત્વિક સિદ્ધાન્તોનો અનુભવ કરનારો હું ક્યારે બનીશ ? અને આઠે કર્મોનો નાશ કરી તેના બંધનમાંથી સર્વથા ક્યારે છૂટીશ ?

હે પ્રભો ! આશ્રવ એ જ સંસાર છે, આશ્રવ એ જ બંધન છે, આશ્રવ એ જ દુઃખ છે, આશ્રવ એ જ સર્વથા ત્યાગ કરવા લાયક છે તથા સંવર અને નિર્જરા એ જ સુખના સાચાં સાધન છે, આવા સતત ઉપયોગમાં હું ક્યારે રહીશ ! અત્યારે હું મારા સ્વરૂપમાં છું કે નહિ ? હું શુભ ઉપયોગમાં છું કે નહિ ? હું ધર્મધ્યાનમાં છું કે નહિ ? હું સ્વભાવમાં છું કે નહિ ? હું હમણાં નિર્જરા કરું છું કે નહિ ? હું હમણાં અનિત્યાદિ ભાવનાઓના ચિંતવનમાં છું કે નહિ ? એમ વારંવાર મને ક્યારે થશે ? આવી ભાવનાઓમાં વારંવાર રમણતા કરનારો હું ક્યારે થઈશ ?

મારામાં ક્ષમા, નમ્રતા, સરળતા અને સંતોષવૃત્તિ છે કે નહિ ? એમ ક્ષણે ક્ષણે જોવા હું ક્યારે ભાગ્યશાળી થઈશ ?

તત્ત્વથી જોઈએ તો આત્મા એ જ દેવ છે, આત્મા એ જ જ્ઞાન છે, આત્મા એ જ દર્શન છે, આત્મા એ જ ચારિત્ર છે, આત્મા એ જ સંવર છે, આત્મા એ જ પંચ પરમેષ્ઠિ છે. આત્મા એ જ સુખ છે, આત્મા એ જ સમતા છે, આત્મા એ જ મોક્ષ છે, આત્મા એ જ અખંડ આનંદ છે અને આપણો આત્મા એ જ પરમ આલંબનરૂપ છે એમ યથાર્થ પ્રતીતિ મને ક્યારે થશે ?

રાગ-દ્વેષ રહિત હે પ્રભો ! આપનો ઉપદેશ સર્વથા સત્ય છે, અત્યંત પ્રિય છે, ત્રિકાળ હિતકર છે; વળી તે મને પ્રમાણભૂત છે, હવે હું તેનો અધિકારી થવા પ્રયત્ન કરીશ. કર્મવશ જીવોની ખામીઓ જોઇ તેમનો તિરસ્કાર નહિ કરૂં, પણ ભવસ્થિતિનો વિચાર કરી તેમના પ્રત્યે સમભાવ રાખવા પ્રયત્ન કરીશ.

હે પ્રભો ! તારું આગમ સાંભળ્યા પછી હવે હું બહારનો ખોટો ઢોંગ ધારણ કરીશ નહિ. ખોટો દંભ સેવીશ નહિ, ખોટો ઠગ થઇશ નહિ, હું શુદ્ધ ભક્ત થવા પ્રયત્ન કરીશ. પ્રભો ! તારા માર્ગને હું કલંક લગાડીશ નહિ, તારા શાસનને નિંદાવીશ નહિ, તારા શાસનની સેવાનો અનાદર કરીશ નહિ. અશુદ્ધ પ્રરૂપક બનીશ નહિ. સ્યાદ્વાદનું સ્વરૂપ

અને તેનું રહસ્ય જાણવા પ્રયત્ન કરીશ. આશાતના તજ-વાનો ખપ કરીશ. શુદ્ધ પ્રેમથી તારા મંગલ નામનો જપ કરીશ. અને પ્રત્યેક આચરણમાં તારી આજ્ઞા પ્રમાણે જીવન ઘડવાનો યથાશક્તિ પ્રયત્ન કરીશ.

જ્ઞાનનિરપેક્ષ એકલી ક્રિયા અને ક્રિયાનિરપેક્ષ એકલું જ્ઞાન ધારણ કરવાનો આગ્રહ રાખીશ નહિ. પણ સમ્યગ્જ્ઞાન સહિત ક્રિયા ભક્તિ અને વૈરાગ્ય ધારણ કરી "જ્ઞાન-क्रियाभ्यां मोक्षः ॥" એ જાતની સનાતન હિતશિક્ષાને ધારણ કરી તેનો અમલ કરવા કટિબદ્ધ થઇશ. બીજા જીવોની સાથે તેમના અધિકાર પ્રમાણે વર્તીશ, અને હું તારી આજ્ઞાના પાલન માટે સાચો અધિકારી થવા પ્રયત્ન કરીશ. આ બધી મારા અંતરની તીવ્ર ભાવનાઓ છે, તેને આપની પાસે મેં સરળ ભાવે પ્રકટ કરી છે.

હે પરમાત્મન્ ! મનુષ્યભવની દુર્લભતા મને સમજાઇ છે, તેની અમૂલ્યતા મારા લક્ષ્યમાં આવી છે. ત્રણ ભુવનનું બાહ્ય ઐશ્વર્ય આપતાં પણ જેનો એક ક્ષણ પણ મળવો અતિદુર્લભ છે, માટે હું તેનો એક ક્ષણ પણ વૃથા ગુમા-વીશ નહિ, નિરર્થક નિંદા-વિકથા આદિમાં વખત ગાળીશ નહિ. આળસ-પ્રમાદનો ત્યાગ કરી આત્મજ્ઞાન મેળવવા પ્રયત્ન કરીશ અને આત્મામાં જ રતિ, પ્રીતિ, અને પ્રેમ

વાળો થઈશ તારી આજ્ઞાને માથે ચડાવી શુદ્ધ સ્વરૂપનો વિચાર કરીશ. તારા માર્ગનો અનુભવ મેળવી અન્ય યોગ્ય સુપાત્ર જીવને તારો માર્ગ પમાડવા પ્રયત્ન કરીશ.

છેવટે તારો પરમ હિતકર માર્ગ પામી તારા પરમ પ્રભાવે "સર્વ જીવો સુખી થાઓ" "સર્વ જીવો સુખી થાઓ" એવી ભાવના મારા હૃદયમાં અહોનિશ જાગતી રહે એ જ મારી અભિલાષા છે.

આપના અચિંત્ય પ્રભાવથી હે પરમ કૃપાળુ દેવ! મારી આ બધી ભાવનાઓ સફલ થાઓ એમ આપની પાસે હું નમ્રભાવે વારંવાર વિનવણી કરું છું.

*

दयासूनृतास्तेयनिःसंगमुद्रा,—

तपोज्ञानशीलैर्गुरूपास्तिमुख्यैः ।

सुमैरष्टभिर्योऽर्च्यते धाम्नि धन्यैः,

स एकः परात्मा गतिर्मे जिनेन्द्रः ॥ १ ॥

અર્થ—ધન્ય એવા પુરુષો દયા, સત્ય, અચૌર્ય, નિસંગ મુદ્રા, તપ, જ્ઞાન, શીલ અને ગુરુની ઉપાસના પ્રમુખ આઠ પુષ્પોથી જે ભગવંતનું જ્ઞાનજ્યોતિમાં પૂજન કરે છે, તે શ્રી જિનેન્દ્ર પરમાત્મા એક જ મારી ગતિ હો ॥ ૨ ॥

—શ્રી સિદ્ધસેનદિવાકરસૂરિવિરચિત
શ્રી વર્ધમાન દ્વાત્રિંશિકા શ્લો. ૩૦

## * મંગળ ભાવના *

सर्वेऽपि सुखिनः सन्तु, सर्वे सन्तु निरामयाः ।
सर्वे भद्राणि पश्यन्तु, मा कश्चित् पापमाचरेत् ॥१॥

—ધર્મબિન્દુ અ૦ ૩-૭૯ ની વૃત્તિઃ.

અર્થઃ—સર્વ કોઇ પ્રાણી વર્ગ સુખી થાઓ !

સર્વ જીવો રોગ રહિત બનો !

સર્વ પ્રાણીઓ કલ્યાણની પરંપરાને પામો !

કોઈપણ જીવ પાપનું આચરણ ન કરો !

આત્મવિકાસના માર્ગમાં પ્રગતિવાંછુક મુમુક્ષુ આત્માઓ માટે ઉપરની ભાવના વારંવાર ચિંતન-મનન પૂર્વક ભાવિત કરવા યોગ્ય છે.

## શ્રી નમસ્કાર મહામંત્રના મહિમા ગર્ભિત પદ્યો અંગેની અવતરણિકા

શ્રી નમસ્કાર મહામંત્રના જાપ અંગે કેટલીક જરૂરી માહિતી અન્યત્ર આપવામાં આવી છે. અહિં શ્રી નમસ્કાર મહામંત્રનાં મહિમા ગર્ભિત પદ્યો અંગે જરૂરી હકીકત જણાવીએ છીએ.

મકાનનો પાયો બરાબર મજબૂત હોય તોજ મકાન સ્થિર ટકી શકે અને તેમાં વસનારા મનુષ્યો નિર્ભયપણે તેમાં વસવાટ કરી શકે. તેજ રીતિએ નમસ્કાર મહામંત્રના જાપમાં ચિત્તની સ્થિરતા કરવા માટે તેના પાયાના ગુણોને બરાબર દૃઢ બનાવવા પ્રયત્ન કરવો જોઇએ. એટલે કે પાયાના ગુણોને બરાબર સમજી, વિચારી તેને જીવનમાં ઉતારવા અહર્નિંશ પ્રયત્ન કરવો જરૂરી છે. જો એ પ્રમાણે વિધિ-પૂર્વક મહામંત્રનો જાપ કરવામાં આવે તો મહામંત્રના જાપનો મહિમા શાસ્ત્રમાં જે રીતિએ વર્ણવવામાં આવ્યો છે, તેનો ક્રમશઃ અનુભવ થયા વિના ન રહે. અહીં જાપની પૂર્વ ભૂમિકા તરીકે કરવાની કેટલીક હકીકત સંક્ષેપમાં જણાવીએ છીએ.*

શ્રી નવકારના જાપમાં પ્રગતિ ઇચ્છનાર સાધકે માટે જાપની શરૂઆત કરતાં પહેલાં નવકાર મહામંત્રના મહિમાવાળા

---

* આ વિષયને વધુ સમજવા માટે જુઓ લેખક કૃત 'નમસ્કાર ચિન્તામણિ' નામનું પુસ્તક.

થોડાક પસંદગીના શ્લોકો દ્વારા નમસ્કાર મહામંત્રનો મહિમા હૃદયમાં સ્થાપિત કરવો જરૂરી છે. પૂર્વના મહાપુરુષોએ શાસ્ત્રોમાં શ્રી નમસ્કાર મહામંત્રનો અપાર મહિમા વર્ણવ્યો છે અને તે અંગે અનેક સ્તોત્રો પણ બનાવ્યાં છે તેમાંથી અહીં કેટલાક પદ્યો રજુ કરવામાં આવ્યાં છે.

સામાન્ય રીતે ગદ્ય લખાણ કરતાં પદ્ય-શ્લોકબદ્ધ લખાણ સહેલાઈથી કંઠસ્થ થઈ શકે છે. તે એકવાર બરાબર કંઠસ્થ થઈ ગયા પછી રાત્રે કે દિવસે ગમે ત્યારે અને ગમે તે યોગ્ય સ્થળે પોતાની અનુકૂળતા મુજબ તેનું સ્વાધીનપણે વારંવાર ચિન્તન, મનન અને પરિશીલન થઈ શકે છે. જેમ જેમ તેનું અધિક અવગાહન થાય છે, તેમ તેમ સ્વાધ્યાય દ્વારા આત્મામાં શુભ સંસ્કારોના મૂળ ઘણે ઉંડે સુધી ઉતરી શકે છે, એટલું જ નહિં પણ તે સુસંસ્કારો જન્માંતર સુધી પણ પહોંચી શકે છે, અને એ રીતે આ જન્મમાં અધૂરી રહેલી સાધનાને પૂર્ણ કરવામાં ભવિષ્યમાં તે પ્રબળ નિમિત્તભૂત બને છે.

અહીં દાખલ કરવામાં આવેલ પદ્યોમાંના તમામ પદ્યો પ્રત્યેક સાધકને કંઠસ્થ કરવાં જ જોઈએ એવું નથી. પણ તેમાંથી જેને જે જે પદ્યો વધુ રુચિકર બને, તે તે પદ્યોની એમાંથી ચૂંટણી કરી તેટલાં પસંદગીના પદ્યોનો સ્વાધ્યાય કરવો જોઈએ. સંસ્કૃત-પ્રાકૃત પદ્યો સમજવામાં સરળતા રહે તે માટે પદ્યોની નીચે તેનો સરળ શબ્દાર્થ પણ આપવામાં આવ્યો છે.

પ્રત્યેક મનુષ્યની રુચિ ભિન્ન ભિન્ન હોય છે, તેથી કોઈને અમુક પદ્યો વધુ રુચિકર અને કોઈને વળી અમુક પદ્યો ગમે, એટલા માટે ભિન્ન ભિન્ન રુચિવાળા જીવોને લક્ષ્યમાં રાખીને અહીં નમસ્કાર મહામંત્રના મહિમાને દર્શાવનારાં પ્રાકૃત-સંસ્કૃત અનેક પદ્યો રજુ કરવામાં આવ્યાં છે તેમાંથી પોતાની રુચિ મુજબના પદ્યો દરેકે ચૂંટી લેવાનાં છે.

ઉપર ઉપરથી જોતાં આમાં દાખલ કરેલાં પ્રાકૃત-સંસ્કૃત પદ્યોમાં અમુક પદ્યો સમાન અર્થવાળાં લાગશે પરંતુ બારીકાઇથી જોતાં માલુમ પડશે કે સમાન દેખાતાં પદ્યોમાં પણ કંઇ ને કંઈ વિશેષતા પણ રહેલી છે, જેમ કે કોઇ પ્રાકૃતમાં હશે તો કોઇ સંસ્કૃતમાં હશે આ રીતે ભાષા ભેદ હોવા ઉપરાંત તે સમાન અર્થવાળાં પદ્યોની રચનામાં તથા તેમાં રજુ થયેલાં પદાર્થોમાં પણ કંઈ ને કંઈ વિવિધતા પણ હશે જ. તથા શ્લોક કર્તાઓના હૃદયમાં રહેલી નમસ્કાર મહામંત્ર પ્રત્યેની ઉંડી ભક્તિનું પણ તેમાં દર્શન થશે. શ્રી નમસ્કાર મહામંત્રનો અનેક રીતે મહિમા પૂર્વ પુરુષોએ બતાવ્યો છે. આ પદ્યોમાં ભક્તિપૂર્ણ અને ભાવવાહી રચના જોતાં મહાપુરુષોની સર્વતોમુખી પ્રતિભાનો પણ આપણને તે દ્વારા પરિચય થાય છે. અને પૂર્વાપર ગ્રન્થકારોની આ વિષયમાં કેટલી બધી એકવાક્યતા જળવાઈ રહી છે, તે સુસંવાદિતા પણ આ શ્લોકોમાં જોવા મળે છે.

જેમકે જેવું પૂર્વના આચાર્યોએ કહ્યું છે એવું જ પાછળના

આચાર્યોએ કહ્યું છે. જેમાં આવી સુવ્યવસ્થા અને એકવાક્યતા જોવા મળે તે વસ્તુ મનુષ્યની શ્રદ્ધાને વધુ નિર્મળ કરે છે. નવકારના વિવિધ શ્લોકો રજુ કરવામાં એ આશય પણ રહેલો છે.

શ્રી નમસ્કાર મહામંત્રનો વિવિધરીતિએ મહિમા બતલાવવા માટે પૂર્વના મહાપુરૂષોએ અથાગ પ્રયત્ન કર્યો છે અને એજ વસ્તુ એમના હૃદયમાં નમસ્કાર મહામંત્ર પ્રત્યે અસીમ ભક્તિ વસી ગઇ છે તેના પ્રતીક રૂપે કહી શકાય. અને એ ભક્તિના કારણે પોતાની કૃતજ્ઞતા પ્રગટ કરવા અનેક પ્રતિભાશાલી મહાપુરુષોએ શ્રી નમસ્કાર મહામંત્રના ગુણગાન કર્યા છે.

મહામંત્રના મહિમાને દર્શાવનારી તેમની તે વિવિધ રચનાઓને પ્રગટ કરવાથી બીજા પણ યોગ્ય જીવોને તે દ્વારા શ્રી નમસ્કાર મહામંત્ર પ્રત્યે અભિરુચિ પ્રગટે એ સહજ છે.

વળી જે વસ્તુ અતિ મહત્વની હોય, અતિ લાભકારી હોય, તેના સંસ્કાર દૃઢ કરવા માટે, તેના સંસ્કાર અન્તઃકરણમાં ઉંડે સુધી ઉતારવા માટે તથા અન્તઃકરણને તેનાથી ભાવિત કરવા માટે એકની એક વસ્તુને અનેકવાર અનેક રીતિએ રજુ કરવામાં આવે તો જ તેમાં સફળતાની શક્યતા રહે છે, એવી ધારણાથી શ્રી નમસ્કાર મહામંત્રના મહિમાને વિવિધ રીતે દર્શાવનારા અનેક પદ્યોનો અહીં સંગ્રહ કરવામાં આવ્યો છે. પદ્યોની નીચે આપવામાં આવેલ તેના અર્થને

બરાબર ધારી લેવા અને જાપની શરૂઆત કરતાં પહેલાં શુભ ભાવનાથી ભાવિત થઈ શાંત ચિત્તે પસંદ કરેલાં પદ્યોને અર્થની ધારણા સહિત સુમધુર ઉચ્ચારપૂર્વક સ્પષ્ટ રીતિએ બોલવાં જોઈએ. જાપમાં સ્થિરતા પ્રાપ્ત કરવા માટે તે ઉપયોગી બનશે. હવે પછી અહીં પ્રથમ શ્રી નમસ્કાર મહામંત્રને અર્થ સહિત જણાવી ત્યારપછી શ્રી નમસ્કાર મહામંત્ર મહિમા ગર્ભિત પદ્યો રજુ કરીએ છીએ.



卐

## श्री पंचपरमेष्ठि नमस्कार महामंत्र

नमो अरिहंताणं ॥ १ ॥
नमो सिद्धाणं ॥ २ ॥
नमो आयरियाणं ॥ ३ ॥
नमो उवज्झायाणं ॥ ४ ॥
नमो लोए सव्वसाहूणं ॥ ५ ॥
एसो पंचनमुक्कारो ॥ ६ ॥
सव्वपावप्पणासणो ॥ ७ ॥
मंगलाणं च सव्वेसिं ॥ ८ ॥
पढमं हवइ मंगलं ॥ ९ ॥

અર્થ :- અરિહંતોને નમસ્કાર.
સિદ્ધોને નમસ્કાર.
આચાર્યોને નમસ્કાર.
ઉપાધ્યાયોને નમસ્કાર.
લોકમાં રહેલા સર્વ સાધુઓને નમસ્કાર.

આ પાંચને કરેલો નમસ્કાર સર્વ પાપોનો પ્રણાશ કરે છે અને સર્વ મંગલોમાં તે પ્રથમ મંગલરૂપ છે.

# मंगलम्

अर्हन्तो भगवन्त इन्द्रमहिताः
सिद्धाश्च सिद्धिस्थिताः,
आचार्या जिनशासनोन्नतिकराः
पूज्या उपाध्यायकाः ।
श्रीसिद्धान्तसुपाठका मुनिवरा
रत्नत्रयाराधकाः,
पञ्चैते परमेष्ठिनः प्रतिदिनं
कुर्वन्तु वो मङ्गलम् ॥ १ ॥

ઇન્દ્રો વડે પૂજ્ય એવા અરિહંત ભગવંતો, સિદ્ધિસ્થાનમાં રહેલા સિદ્ધ ભગવંતો, જિનશાસનની ઉન્નતિ કરનારા પૂજ્ય આચાર્ય ભગવંતો, શ્રીસિદ્ધાંતને સારી રીતે ભણાવનારા ઉપાધ્યાય ભગવંતો અને રત્નત્રયને આરાધન કરનારા મુનિ મહંતો, એ પાંચે પરમેષ્ઠિઓ પ્રતિદિન તમારું મંગળ કરો. ૧



श्री नमस्कारमहामंत्राय नमोनमः ॥

नमिऊण असुरसुरगरुलभुयगपरिवन्दिये ।
गयकिलेसे अरिहे सिध्धायरिये उवज्झाये
सव्वसाहू य ॥२॥

(મંગલાચરણ-શ્રી ચંદ્રપ્રજ્ઞપ્તિસૂત્ર)

'અસુર, સુર, ગરુડ અને ભુજંગો વડે પરિવંદિત તથા ક્લેશ રહિત એવા અરિહંતોને, સિદ્ધોને, આચાર્યોને, ઉપાધ્યાયોને, અને સર્વ સાધુઓને નમસ્કાર કરીને.

अरिहा सिद्धायरिया, उवज्झाया साहू पंचपरमेट्ठी ।
एयाण नमुकारो, भवे भवे मम सुहं दिंतु ॥ ३ ॥

અરિહંતો, સિદ્ધો, આચાર્યો, ઉપાધ્યાયો અને સાધુઓ આ પાંચ પરમેષ્ઠિ ભગવંતો છે. એ પાંચેને કરેલો નમસ્કાર મને ભવોભવ સુખ આપો.

अरिहंति वंदणनमंसणाइं अरिहंति पूअसक्कारं ।
सिद्धिगमणं च अरिहा अरिहंता तेण वुच्चंति ॥४॥

વંદન અને નમસ્કારને જે યોગ્ય હોય, પૂજા અને સત્કારને જે યોગ્ય હોય અને સિદ્ધિ એટલે મુક્તિમાં જવાને જે યોગ્ય હોય તે "અરિહંત" કહેવાય છે.

अट्ठविहंपि य कम्मं, अरिभूयं होइ सव्वजीवाणं ।
तं कम्ममरिहंता, अरिहंता तेण वुच्चंति ॥ ५ ॥
इंदियविसयकसाए, परिसहे वेयणा उवसग्गे ।
एए अरिणो हंता, अरिहंता तेण वुच्चंति ॥ ६ ॥

સર્વ જીવોને આઠ પ્રકારના કર્મો શત્રુ રૂપે છે, તે કર્મરૂપ શત્રુઓનો નાશ કરનારા તે 'અરિહંત' કહેવાય છે. ઇન્દ્રિય, વિષય, કષાય, પરિષહ વેદના, ઉપસર્ગો આ બધા શત્રુઓનો નાશ કરનાર જે હોય તે 'અરિહંત' કહેવાય છે.

अडवीइ देसिअत्तं, तहेय निज्जामया समुद्दंमि ।
छक्कायरक्खणट्ठा, महगोवा तेण वुच्चंति ॥ ७ ॥

શ્રી અરિહંત પરમાત્મા ભવઅટવીમાં સાર્થવાહ છે, ભવસમુદ્રમાં નિર્યામક છે અને છકાય જીવના રક્ષક હોવાથી મહાગોપ કહેવાય છે.

अच्चब्भूयगुणवंते, नियजससससहरपसाहिअदिअंते ।
निअयमणाइअणंते, पडिवन्नो सरणमरिहंते ॥ ८ ॥

—અતિ અદ્ભુત-આશ્ચર્યકારી ગુણવાળા અને જેઓ પોતાના ચંદ્ર સમાન ઉજ્જ્વલ યશથી સમગ્ર વિશ્વને શોભાવનારા એવા નિયમા અનાદિ અનંત અર્થાત્ ત્રણે કાળના સર્વ અરિહંતોનું હું શરણ સ્વીકારું છું.

तीर्थकृद्‌भ्यो नमस्कारो, देहभाजो भवच्छिदे ।
भवति क्रियमाणः स, बोधिलाभाय चोच्चकैः ॥९॥

શ્રી તીર્થંકર ભગવંતોને કરેલો નમસ્કાર પ્રાણીઓના સંસારનો છેદ કરનારો અને મોક્ષ ન થાય ત્યાં સુધી ભવોભવ નિયમા શ્રી જિનશાસનની પ્રાપ્તિ કરાવનારો છે.

नामादिभेदैर्विशदैश्चतुर्भि–र्ये लोककाल–त्रितयं पुनन्तः ।
भवोद्विजां मुक्तिपदं ददन्ते, सर्वेऽपि ते सर्वविदो जयन्तु ॥१०॥

નિર્મળ નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવ એ ચાર ભેદો વડે ત્રણે લોકને ત્રણે કાળ પવિત્ર કરતા એવા, તથા જેઓ ભવથી ઉદ્વિગ્ન થયેલા આત્માઓને મુક્તિપદ આપે છે, તે સર્વે જિનેશ્વરો–અરિહંતો જયવંતા વર્તો.

ध्मातं सितं येन पुराणकर्म,
यो वागतो निर्वृतिसौधमूर्ध्नि ।
ख्यातोऽनुशास्ता परिनिष्ठितार्थो,
यः सोऽस्तु सिद्धः कृतमंगलो मे ॥११॥

જુનું પુરાણું બાંધેલું કર્મ જેણે બાળી નાખ્યું છે, જે મોક્ષરૂપી મહેલની ટોચ ઉપર જઈને બેઠેલા છે, જે પ્રસિદ્ધ છે, જે અનુશાસન કરનાર છે અને જે કૃતાર્થ છે, તે સિદ્ધ ભગવાન અને મંગળ કરનારા થાઓ.

दीहकालरयं जं तु, कम्मं से सियमट्ठहा ।
सिअं धंतंति सिद्धस्स सिद्धत्तमुवजायइ ॥ १२ ॥

દીર્ઘ સ્થિતિવાળું આઠ પ્રકારનું બાંધેલું જે કર્મ તેને ધ્યાનરૂપી અગ્નિથી ભસ્મીભૂત કર્યું હોવાથી સિદ્ધ ભગવંતને 'સિદ્ધપણું' નિશ્ચિત થાય છે.

सिद्धेभ्यश्च नमस्कारं, भगवद्भ्यः करोम्यहम् ।
कर्मेधोऽदाहि यैर्ध्याना-ग्निना भवसहस्रजम् ॥ १३ ॥

જેઓએ શુક્લધ્યાનરૂપી અગ્નિવડી હજારો ભવોનું સંચિત થએલું કર્મકાષ્ટ બાળી નાખ્યું છે, તે પંદર પ્રકારે સિદ્ધ થએલા શ્રી સિદ્ધભગવંતોને હું નમસ્કાર કરું છું.

पंचविहं आयारं आयरमाणा तहा पभासंता ।
आयारं दंसंता आयरिया तेण वुच्चन्ति ॥ १४ ॥

પાંચ પ્રકારના આચારને આચરનારા અને તેનો ઉપદેશ આપનારા અને આચારને બતાવનારા હોવાથી તેઓ આચાર્ય કહેવાય છે.

आचार्येभ्यो पञ्चविधा,-चारेभ्यश्च नमो नमः ।
यैर्धार्यते प्रवचनं, भवच्छेदे सदोद्यतैः ॥ १५ ॥

જ્ઞાનાચારાદિ પાંચ આચારોનું પાલન અને તેનો ઉપદેશ આપનારા શ્રી આચાર્ય ભગવંતો કે જેઓ પોતાના અને પરના સંસારનો છેદ કરવા સતત ઉદ્યમવંત છે; શ્રી વીતરાગશાસનના જેઓ સંરક્ષક છે, તે ત્રણે કાળમાં થએલા, થનારા અને વર્તતા સર્વ ક્ષેત્રના આચાર્ય ભગવંતોને મારો વારંવાર નમસ્કાર હાઓ.

बारसंगो जिणक्खाओ, सज्झाओ कहिओ बुहेहिं ।
तं उवइसंति जम्हा, उवज्झाया तेण वुच्चंति ॥ १६ ॥

જિનેશ્વરદેવોએ પ્રરૂપેલ દ્વાદશાંગીને ગણધર આદિ

મહાપુરુષો સ્વાધ્યાય કહે છે, તે સૂત્રરૂપ સ્વાધ્યાયનો જેઓ ઉપદેશ કરે છે, તે કારણથી તેઓ 'ઉપાધ્યાય' કહેવાય છે.

श्रुतं बिभ्रति ये सर्वं, शिष्येभ्यो व्याहरन्ति च ।
नमस्तेभ्यो महात्मभ्य, उपाध्यायेभ्य उच्चकैः ॥ १७ ॥

જેઓ પોતપોતાના સમયમાં વર્તતા સઘળા શ્રુતજ્ઞાનના ધારક છે, જેઓ શિષ્યોને શ્રુતજ્ઞાનનું દાન કરે (ભણાવે) છે, તે ત્રણે કાળના શ્રી ઉપાધ્યાય ભગવંતોને મારો ભાવપૂર્વક નમસ્કાર થાઓ.

निव्वाणसाहणजोगे, जम्हा साहंति साहुणो ।
समा य सव्वभूएसु, तम्हा ते भावसाहुणो ॥ १८ ॥
विसयसुहनिअत्ताणं विसुद्धचारित्तनियमजुत्ताणं ।
तच्चगुणसाहयाणं सदा य किच्चुज्जयाण नमो ॥ १९ ॥

નિર્વાણસાધક યોગોની સાધના કરે છે, માટે સાધુ કહેવાય છે, તેમજ સર્વ જીવો ઉપર સમભાવને ધારણ કરે છે, તેથી ભાવ સાધુ કહેવાય છે.

વિષયસુખથી દૂર રહેનારા, વિશુદ્ધ ચારિત્રરૂપી નિયમવાળા, વળી તથ્ય ગુણોને સાધનારા, તથા આત્મકાર્યમાં હંમેશાં ઉદ્યમશીલ એવા સાધુઓ છે, તેથી હું તેમને નમસ્કાર કરું છું.

शीलव्रतसनाथेभ्यः साधुभ्यश्च नमो नमः ।
भवलक्षसन्निबद्धं, पापं निर्नाशयन्ति ये ॥ २० ॥

જેઓ અઢારહજાર શીલાંગરથના વહન કરનારા શીલ-

મતથી સનાથ છે અને જેઓ લાખો ભવોના બાંધેલાં આકરાં પાપોને નાશ કરી રહ્યા છે, તે સર્વકાલવર્તી સર્વ-ક્ષેત્રના સાધુ ભગવંતોને મારો નમસ્કાર થાઓ.

असहाए सहायत्तं, करंति मे संजमं करिंतस्स ।
एएण कारणेणं नमामि हं सव्वसाहूणं ॥ २१ ॥

અસહાય એવા મને સંયમનું પાલન કરવામાં સહાય કરે છે, તે કારણથી સર્વ સાધુઓને નમસ્કાર કરૂં છું.

मग्गो अविप्पणासो, आयारो विणयया सहायत्तं ।
पंचविहे नमुक्कारं करेमि एएहिं हेऊहिं ॥ २२ ॥

મોક્ષમાર્ગ, અવિનાશીપણું, આચાર, વિનય અને સહાયત્વ એ પાંચ હેતુઓ વડે હું પાંચ પ્રકારે પંચ પરમેષ્ઠિઓને નમસ્કાર કરૂં છું.

મોક્ષ માર્ગને બતાવનાર હોવાથી શ્રી અરિહંતો આ જગત ઉપર મહાન ઉપકાર કરે છે, સિદ્ધોનો અવિનાશી ગુણ, આચાર્યોનો સદાચાર ગુણ, ઉપાધ્યાયોનો વિનયગુણ અને સાધુઓનો સહાય ગુણ આ રીતે પંચ પરમેષ્ઠિ ભગવંતના આ પાંચ ઉપકારો મહાન છે તેથી હું તેમને નમસ્કાર કરુ છું,

एस जयम्मि सारा पुरिसा पंचेव ताण णोकारो ।
एयाण उवरि अण्णो को वा अरिहो पणामस्स ॥ २३ ॥

જગતમાં આ પાંચ જ પુરુષો સારરૂપ છે, માટે તેઓનો જયકાર અર્થાત્ તેમને નમસ્કાર કરુ છું. પ્રણામને

યોગ્ય એમનાથી ચઢિયાતા જગતમાં બીજા કોણ છે? અર્થાત્ જગતમાં બીજા કોઈ ચઢીયાતા નથી.

एसो परमेट्ठीणं पंचण्हं वि भावओ नमोकारो ॥
सव्वस्स कीरमाणो, पावस्स पणासणो होइ ॥ २४ ॥

પાંચે ય પરમેષ્ઠિઓને ભાવપૂર્વક કરેલો આ નમસ્કાર સમગ્ર પાપોનો નાશ કરે છે.

इत्थ नमुत्ति पयं दव्वभावसंकोयरूवपूयत्थं ।
करसिरनमणाइ दव्वे मणपणिहाणाई भाव नमो ॥ २५ ॥

અહિં "નમો અરિહંતાણં" માં "નમો" એ પદ દ્રવ્ય સંકોચ તથા ભાવ સંકોચરૂપી પૂજાના અર્થમાં છે. દ્રવ્ય સંકોચ એટલે હાથ મસ્તક આદિ અવયવોનો સંકોચ અને ભાવ સંકોચ એટલે મનનું પ્રણિધાન વિગેરે.

मंताण मंतो परमो इमुत्ति धेयाणं धेयं परमं इमुत्ति ।
तत्ताण तत्तं परमं पवित्तं संसारसत्ताण दुहाहयाणं ॥ २६ ॥

एसो परममंतो परमरहस्सं परंपरं तत्तं ।
नाणं परमं नेयं सुद्धं झाणं परं पेयं ॥ २७ ॥

દુ:ખથી આઘાત પામેલા સંસારી જીવો માટે આ નવકાર તમામ મંત્રોમાં પરમ મંત્ર છે, ધ્યેયોમાં પરમ ધ્યેય છે અને તત્ત્વોમાં પરમ પવિત્ર તત્ત્વ છે. આ નવકાર મંત્ર પરમ રહસ્ય છે, પરથી પણ પર તત્ત્વ છે. પરમજ્ઞાન છે, પરમ જ્ઞેય છે અને શુદ્ધ ધ્યાન છે.

अवि लब्भइ चक्कित्तं, सुराहिवत्तं सुरूवसोहग्गं ।
न पुण परमेट्ठिमंतो, एसो निसेसकुसलकरो ॥ २८ ॥

सुलहाओ रमणीओ, सुलहं रज्जं सुरत्तणं सुलहं ।
इक्कुच्चिय जो दुलहो, तं सरसु मणे नमुक्कारं ॥ २९ ॥

અહો ! ચક્રવર્ત્તિપણું સુલભ છે, દેવરાજ ઇન્દ્રનું પદ પણ સુલભ છે, સુંદર રૂપ અને સૌભાગ્ય પણ સુલભ છે, રૂપવતી રમણીઓ, વિશાલ રાજ્ય અને દેવપણું પણ સુલભ છે, પણ જગતમાં દુર્લભ છે સકળ કુશળનો કરનાર "નમસ્કાર મંત્રાધિરાજ". એટલા માટે તે મહામંત્રનું તમે મનમાં સ્મરણ કરો.

विज्झइ राहावि फुडं, उम्मूलिज्जइ गिरी वि मूलाओ ।
गम्मइ गयणयलेणं, दुलहो य इमो नमुक्कारो ॥ ३० ॥

जं एस नमुक्कारो, जम्मजरामरणदारुणसरूवे ।
संसाररन्नम्मि न, मंदपुन्नाण संपडइ ॥ ३१ ॥

રાધા-પુતલીને સ્પષ્ટપણે વિંધી શકાય, પર્વતને મૂળથી ઉખેડી શકાય, આકાશની સપાટી ઉપર પણ ફરી શકાય, પરંતુ નવકારને પામવો દુર્લભ છે.

કારણ કે જન્મ જરા મરણ જેમાં વારંવાર થાય છે, એવા સ્વરૂપવાળો આ સંસાર છે. તેથી આ ભયંકર સંસાર-વનમાં મંદપુન્યવાળા જીવોને આ નવકાર પ્રાપ્ત થતો નથી.

एक्केक्कमक्खरं पि हु, पंचनमोक्कारसंतियं जीवो ।
बहु-बहुतर-बहुतम,-पावखयवसा लहइ भावेण ॥ ३२ ॥

જે જીવનો બહુ-બહુતર-બહુતમ પાપક્ષય થઈ ગયો હોય, તેજ જીવ આ નવકારના એક એક અક્ષરને ભાવવડે પામે છે.

सत्तरि कोडाकोडी,-सायरमाणे इमम्मि मोहणीये ।
कोडाकोडीसेसे नवकाराभिमुहो जिओ होइ ॥ ३३ ॥

સિત્તેર કોડાકોડી સાગરોપમ મોહનીય કર્મમાંથી એક કોડાકોડી સાગરોપમ કર્મ બાકી રહે, ત્યારે જીવ આ નવકારને સન્મુખ બને છે અથવા નવકારને પામે છે.

इह पुण परमत्थेणं नाणावरणाऽऽइयाण कम्माणं ।
पइखणमऽणंतपोग्गलविगमम्मि जायमाणम्मि ॥ ३४ ॥

पाउणइ नमोकारस्स पढमं वण्णं नकारमऽह सेसे ।
वन्ने पत्तेयं चिय तदऽणंतविसुद्धिसब्भावो ॥ ३५ ॥

( તાત્પર્ય એ છે કે-)

આ સંસારમાં નમસ્કારના પહેલા 'ન' અક્ષરની પણ વાસ્તવિક પ્રાપ્તિ ક્ષણે ક્ષણે જ્ઞાનાવરણીય વગેરે અનંત પુદ્ગલોનો વિગમ થાય ત્યારે થાય છે. ત્યારપછી બાકીના અક્ષરોની પણ પ્રત્યેક અક્ષરની પ્રાપ્તિ તેથી અનંતગુણી વિશુદ્ધિ થવાથી થાય છે.

एवं एक्केक्कं पि हु, अक्खरमऽच्चन्तकम्मखयलब्भं ।
जस्स स कहं न वंछिय-फलदाई होइ नवकारो ॥ ३६ ॥

એમ જેનો એક એક અક્ષર પણ અત્યંત કર્મક્ષય થવાથી પ્રાપ્ત થાય છે, તે નમસ્કાર મહામંત્ર વાંછિત ફલને આપનારો કેમ ન થાય ?

अणेगजम्मंतरसंचिआणं,
दुहाण सारीरिय-माणसाणं ।
कत्तो ही भव्वाण हविज्ज नासो,
न जाव पत्तो नवकारमंतो ॥३७॥

ભવ્ય જીવોના અનેક જન્મોમાં એકઠા થયેલા શારીરિક અને માનસિક દુઃખોનો જ્યાં સુધી નવકાર મંત્રની પ્રાપ્તિ ન થાય, ત્યાં સુધી કેવી રીતે નાશ થઈ શકે ? અર્થાત્ નવકાર મંત્રની ભાવથી પ્રાપ્તિ થયા વિના દુઃખોનો ક્ષય સંભવિત નથી.

हंभो देवाणुप्पिय ! पुणरुत्तं पत्थिओ सि एत्थ तुमं ।
संसारजलहिसेउं, सिढिलेज्जसु मा नमोकारं ॥३८॥

હે દેવાનુપ્રિય ! તને ફરી ફરીને આ વિષયમાં પ્રાર્થના કરું છું કે (તરવા માટે) સંસારસમુદ્રમાં પુલ સમાન નમસ્કારને વિષે શિથિલ થઈશ નહિ.

दप्पिट्ठदुट्ठनिट्ठुरसुरुट्ठदिट्ठिवि ताव होइ परो ।
नवकारमंतचिंतणपुव्वं, न पलोइओ जाव ॥३९॥

मरण-रणंगण-गणसंगमे. गमे गामनगरमाइणं ।
एयं सुमरंताणं ताणं, सम्माणणं च भवे ॥४०॥

—બીજાની અભિમાની, દુષ્ટ, નિષ્ઠુર અને અત્યન્ત રૂષ્ટ એવી દૃષ્ટિ પણ ત્યાં સુધી જ હોય છે, કે જ્યાં સુધી નવકાર મહામંત્રના ચિંતનપૂર્વક તે જોવાયો નથી.

મરણ, રણાંગણ અને મહદ્ગોના સમાગમ વખતે કે ગામ-નગર આદિના ગમન વખતે. શ્રી નવકાર મહામંત્રનું સ્મરણ કરનારાઓને રક્ષણ અને સન્માનની પ્રાપ્તિ થાય છે.

जाए वि जो पढिज्जइ,
जेण य जायस्स होइ बहुरिद्धि ।
अवसाणे वि पढिज्जइ
जेण मओ सुगइं जाइ ॥४१॥
आवईहिं पि पढिज्जइ,
जेण य लंघेइ आवइसयाइं ।
रिद्धिहिंपि पढिज्जइ,
जेण य सा जाइ वित्थारं ॥४२॥

જન્મ સમયે જો નવકાર મંત્ર ભણવામાં આવે તો જન્મેલાને તે બહુ સંપત્તિ આપનારો થાય છે અને મૃત્યુ સમયે જો ભણવામાં આવે તો મૃત્યુ પછી સુગતિને આપનારો થાય છે. આપત્તિના સમયે જો તેને ભણવામાં આવે તો સેંકડો આપત્તિઓથી પાર પમાય છે અને સંપત્તિના સમયે ભણવામાં આવે તો તે સંપત્તિનો વિસ્તાર થાય છે.

एयं कवयमभेयं खाइयमत्थं परा भवणरक्खा ।
जोइ सुन्नं बिंदु नाओ तारा लवो मत्ता ॥४३॥*
एयं होइ पवित्तं, वरयरयं सासयं तहा परमं ।
सारं जीयं पारं पुव्वाण चोद्दसण्हं पि ॥४४॥

આ નવકાર એ પરમ અભેદ્ય કવચ છે, પરમ ખાઈ છે. પરમ અસ્ત્ર છે, પરમ ભવનરક્ષા છે, પરમ જ્યોતિ છે, પરમ શૂન્ય છે, પરમ બિન્દુ, પરમનાદ, પરમતારા, પરમલવ અને પરમ માત્રા છે.

આ નવકાર પવિત્ર છે, શ્રેષ્ઠતર છે, શાશ્વત છે, પરમ છે, વળી ચૌદે પૂર્વનો સાર છે. આત્મસ્વરૂપ છે અને પાર પહોંચાડનાર છે.

किं एस कामकुंभो किं वा चिंतामणी हु य नवकारो ।
किं कप्पतरु एसो न हु न हु ताणंपि अहिययरो ॥
कामघडो देवमणी, सुरुक्खो एगजम्मसुहहेऊ ।
नवकारो पुण पवरो, सग्गपवग्गाण दायारो ॥४५॥

શું આ નવકારમંત્ર એ કામકુંભ છે? ચિન્તામણિ રત્ન છે? અથવા કલ્પતરુ છે? નહિ નહિ! તેનાથી પણ અધિક ફલદાયી છે. કેમકે કામઘટ, ચિંતામણી કે કલ્પવૃક્ષ તો એક જન્મ માટે જ સુખના કારણભૂત છે જ્યારે અતિ ઉત્તમ આ નવકાર મહામંત્ર તો સ્વર્ગ અને મોક્ષને આપનારો છે.

---

* આ શ્લોકમાં આવેલા પદાર્થોને વધુ સમજવા માટે જુઓ ધ્યાન વિચાર પ્રકાશક: જૈન સાહિત્ય વિકાસ મંડલ–મુંબઈ.

चिंतामणि अउव्वो एअमपुव्वो अ कप्परुक्खत्ति ।
एअं परमो मंतो, एअं परमामयसरिच्छं ॥४६॥

આ નવકાર મહામંત્ર અપૂર્વ ચિંતામણી છે, અપૂર્વ કલ્પવૃક્ષ છે, પરમ મંત્ર છે અને પરમ અમૃત સમાન છે. અહીં "અપૂર્વ ચિંતામણિ" આદિ કહેવાનું તાત્પર્ય એ છે કે માત્ર ચિન્તામણિથી નવકાર એ અધિક મહિમાવંતો છે.

जइ ताव परमदुलहं, संपाडइ परमपयसुहं पि इमो ।
तावदणुसंगसज्झे, तदन्नसोक्खम्मि का गणना ॥४७॥

જો પરમ દુર્લભ એવા પરમપદ-મોક્ષના સુખને પણ આ નમસ્કાર મંત્ર નિશ્ચે પ્રાપ્ત કરાવે છે, તો તેની સાથે (અનાજની સાથે ઘાસની જેમ) આનુષંગિક સિદ્ધ થનારા તે સિવાયના અન્ય સુખોની તો ગણતરી જ શું કરવી? અર્થાત્ જેનાથી મોક્ષ પણ મળી શકે તેનાથી બીજા સુખો ન મળે એવી કલ્પના કરવી પણ અસ્થાને છે.

भुवणे वि मंगलाणं मणुयासुरअमरखयरमहिआणं ।
सव्वेसिमिमो पढमो हवइ महामंगलं पढमं ॥४८॥

ત્રણ ભુવનમાં માનવ, અસુર, દેવ અને વિદ્યાધરોથી પૂજિત જગતમાં જેટલા મંગલો છે તે બધામાં આ નવકાર પ્રથમ છે, તેથી તે પ્રથમ "મહામંગલ" છે.

सुचिरंपि तवो तवियं,
चिन्नं चरणं सुयं च बहु पढियं ।

जइ ता न नमुकारे रई,
तओ तं गयं विहलं ॥४९॥

લાંબા કાળસુધી તપ તપ્યો, ચારિત્રને પાળ્યું અને ઘણા શાસ્ત્રોને ભણ્યો પણ જો નમસ્કાર પ્રત્યે રતિ–પ્રીતિ ઉત્પન્ન ન થઈ તો તે સઘળું નિષ્ફળ ગયું એમ જાણવું.

एयं आराहेउं किं वा अण्णेहिं एत्थ कज्जेहिं ।
पंचणमोक्कार–मणोऽवस्स देवत्तणं लहइ ॥५०॥

चारित्तंपि ण वड्ढइ, णाणं णो जस्स परिणयं किं चि ।
पंचणमोकारफलं अवस्स देवत्तणं तस्स ॥५१॥

આ નવકારની જ આરાધના કરવામાં તત્પર બનો. અન્ય અન્ય કાર્યોથી શું? શ્રી પંચ નમસ્કારમાં મનવાળો આત્મા અવશ્ય દેવપણાને પ્રાપ્ત કરે છે.

જેને ચારિત્ર પણ પરિણામ પામ્યું નથી અને અલ્પ પણ જ્ઞાન પરિણમ્યું નથી તેને પણ પંચ નવકારના ફલરૂપે અવશ્ય દેવપણું મળે છે.

उड्ढमहे तिरियम्मि जिणनवकारो पहाणओ नवरं ।
नर–सुर–सिव–सुक्खाणं सुकारणं इत्थ भुवणम्मि ॥५२॥

ઉર્ધ્વલોક અધોલોક, તિર્યગ્લોકમાં જિન નવકાર–પંચ પરમેષ્ઠિ નમસ્કાર પ્રધાન છે તથા આ લોકમાં મનુષ્યના સુખો, દેવના સુખો અને મોક્ષના સુખોનું તે પરમ કારણ છે.

न स पुणरुत्तं पावइ कयाइ किर
अवयसनीयगोत्ताइं ।
जम्मंतरे वि दुलहो तस्स न एसो नमोकारो ॥५३॥

अन्नं च इमाउ च्चिय न हुंति मणुया कयावि
जियलोए ।
दासा पेसा दुभगा नीया विगलिंदिया चेव ॥५४॥

આ નવકાર જેણે પ્રાપ્ત કર્યો છે તે માણસને કદિપણ અપયશ અને નીચગોત્ર આદિની ફરીથી પ્રાપ્તિ થતી નથી અને જન્માંતરમાં પણ તેને ફરીવાર આ નવકારની પ્રાપ્તિ દુર્લભ થતી નથી.

વળી ખરેખર આ નવકારથી મનુષ્યો કદિપણ જીવલોકમાં દાસ, ચાકર, દુર્ભાગી, નીચ અને ઇંદ્રિયોની ખોડ ખાંપણવાળા થતા નથી.

एअस्स पभावेण, पालिज्जंतस्स सइ पयत्तेणं ।
जम्मंतरेऽवि जीवा पावंति न दुक्खदोगच्चं ॥५५॥

નમસ્કારના પ્રભાવથી જન્માન્તરમાં પણ જીવો દુઃખ અને દારિદ્રયને પામતા નથી.

भोअणसमये सयणे विबोहणे पवेसणे भए वसणे ।
पंचनमुक्कारं खलु समरिज्जा सव्वकालंपि ॥५६॥

ભોજન સમયે, શયન સમયે પ્રવેશ સમયે ભય સમયે,

તથા સંકટ સમયે અને સર્વ સમયે સર્વ કાર્યોમાં પંચ નવકારનું અવશ્ય સ્મરણ કરવું જોઈએ.

जागरणसुयणछीयण–चिट्ठणचंकमणखलणपडणेसु ।
एस किर परममंतो, अणुसरियव्वो पयत्तेणं ॥५७॥

જાગતાં, સુતાં, છીંકતાં, બેસતાં, ચાલતાં, સ્ખલના પામતાં, કે નીચે પડતાં આ પરમમંત્રને જ આદરપૂર્વક નિશ્ચે અનુસરવો જોઈએ–વારંવાર સ્મરણ કરવો જોઈએ.

कल्लाणकप्पतरुणो अवंझबीयं पयडमायंडो ।
भवहिमगिरिसिहराणं पक्खिपहू पावभूयगाणं ॥५८॥

આ નવકાર કલ્યાણ–કલ્પતરુનું અવન્ધ્ય બીજ છે, સંસારરૂપી હિમગિરિના શીખરને ઓગાળવા માટે પ્રચંડ સૂર્ય સમાન છે અને પાપરૂપી ભુજંગોને વશ કરવા માટે ગરૂડપક્ષી સમાન છે.

आमूलुक्खणणंमि वराहदाढा दरिद्दकंदस्स ।
रोहणधरणी पढमुब्भवंतसम्मत्तरयणस्स ॥५९॥

શ્રી નવકાર મહામંત્રનું સ્મરણ એ દરિદ્રતાના કંદને મૂળમાંથી ઉખેડી નાખવાવાળી વરાહની દાઢા છે. તથા પ્રથમ ઉત્પન્ન થતા સમકિત રત્નને માટે રોહણાચલની ધરતી છે.

कुसुमुग्गमो य सुगइआउयबंधदुमस्स निव्विग्घं ।
उवलंभचिंधममलं विसुद्धसद्धम्मसिद्धिए ॥६०॥

આ નવકાર સુગતિના આયુષ્ય બંધરૂપી વૃક્ષનો પુષ્પો-

ફરમ છે અને વિશુદ્ધ એવા સુધર્મની નિર્વિઘ્ન સિદ્ધિનું-નિર્મળ પ્રાપ્તિનું ચિહ્ન છે.

आराहणापडागागहणे हत्थो इमो नमुक्कारो ।
सग्गापवग्गमग्गो दुग्गइदारग्गला गरुई ॥६१॥

આ નવકાર એ આરાધનારૂપી પતાકાને ગ્રહણ કરવા માટે હાથ છે, સ્વર્ગાપવર્ગ માટે માર્ગ છે તથા દુર્ગતિઓના દ્વારોને રોકવા માટે મોટી અર્ગલા છે.

इय सव्वगुणठाणाण कारणमेसो महापभावो य ।
इह–परभवसुहजणओ पहाणमंतो नमोक्कारो ॥६२॥

વળી આ નવકાર મહાપ્રભાવવાળો છે, સર્વગુણસ્થાનોને મેળવી આપનાર અપૂર્વ કારણ છે અને આલોક અને પરલોકમાં સુખને ઉત્પન્ન કરનાર પ્રધાનમંત્ર છે.

चउरंगाए सेणाए नायगो दीवगो जहा होइ ।
तह भावनमुक्कारो दंसण–तव–नाण–चरणाणं ॥६३॥

ચતુરંગ સેનાને વિષે જેમ સેનાની દીપક સમાન છે. તેમ દર્શન-જ્ઞાન-ચારિત્ર અને તપની આરાધનાને વિષે ભાવ નમસ્કાર દીપક સમાન છે.

एसो जणगो जणणी य एस एसो अकारणो बंधू ।
एसो मित्त एसो परमुवयारी नमुक्कारो ॥ ६४ ॥

આ નવકાર એ પિતા છે, એ જ માતા છે, એ જ અકારણ બંધુ છે, મિત્ર છે અને એ જ પરમ ઉપકારી છે.

निहणइ सव्वभयाइं अहं सव्वं हणइ समग्गविग्घाइं ।
समरिज्जंतो हिअए नवकारो नत्थि संदेहो ॥ ६५ ॥

હૃદયમાં ભાવપૂર્વક સ્મરણ કરાતો થી નવકાર મંત્ર સર્વભયોનો નાશ કરે છે, સર્વ પાપોનો નાશ કરે છે અને સર્વ વિઘ્નોને શમાવે છે એમાં લેશ પણ સંદેહ નથી.

नवकारओ अन्नो सारो मंतो न अत्थि तियलोए ।
तम्हा हु अणुदिणं चिय पढियव्वो परमभत्तीए ॥६६॥

ત્રણલોકમાં નવકારથી સારભૂત અન્ય કોઇ મંત્ર નથી તેટલા માટે તેને પ્રતિદિન પરમ ભક્તિથી ભણવો જોઇએ-ભણવો જોઇએ.

मणसा गुणपरिणामो, वाया गुणभावणं च पंचण्हं ।
कायेण सपणामो, एस पयत्थो नमुक्कारो ॥ ६७ ॥

મનથી પંચપરમેષ્ઠિના ગુણોનું પરિણમન, વાણીથી પંચપરમેષ્ઠિના ગુણોનું કથન, અને કાયાથી પંચ પરમેષ્ઠિ ભગવંતોને પ્રણામ કરવો એ નમસ્કાર મહામંત્રનો અર્થ છે.

जह जह तस्स वण्णरसो परिणमइ मणम्मि
तह तह कमेण ।
खयमेइ कम्मगंठी नीरनिहित्तामकुंभुव्व ॥ ६८ ॥

જેમ જેમ નવકારના વર્ણનો રસ મનને વિષે પરિણામ પામે છે, તેમ તેમ ક્રમે કરીને પાણીથી ભરેલા કાચા કુંભની માફક જીવની કર્મગ્રંથી ક્ષયને પામે છે. અર્થાત્ જીવ મોક્ષને પામે છે.

ताणं अन्नं तु नो अत्थि जीवाणं भवसायरे ।
बुड्डंताणं इमं मुत्तुं नमुक्कारं सुपोययं ॥ ६९ ॥

ભવસાગરમાં બુડતા એવા જીવોને આ નવકારરૂપી નાવને છોડીને બીજું કોઈ ત્રાણ એટલે રક્ષણ આપનાર નથી.

तप्पणईणं तम्हा अणुसरियव्वो सुहेण चित्तेण ।
एसो य नमुक्कारो कयन्नुयं मन्नमाणेणं ॥

તેટલા માટે આ નમસ્કારને સૂત્રથી પ્રણયન કરનારા ગણધર ભગવંતો અને અર્થથી પ્રકાશન કરનારા તીર્થંકર ભગવંતો પ્રત્યે આત્માની કૃતજ્ઞતા અથવા કૃતાર્થતા માનવા વડે શુભચિત્તથી સ્મરવો જોઈએ-ધ્યાવવો જોઈએ.

हिययगुहाए नवकारकेसरी जाण संठिओ निच्चं ।
कम्मट्ठगंठी दोघट्ट-घट्टयं ताण परिनट्ठं ॥ ७० ॥

જેઓના હૃદયરૂપી ગુફામાં નવકારરૂપી કેસરીસિંહ નિરંતર રહેલો છે, તેઓના આઠ કર્મની ગાંઠરૂપી હાથીના સમૂહ સમસ્ત પ્રકારે નાશ પામેલા છે.

[किं च] धन्नाण मणोभवणे सद्धा-बहुमाणवट्टिनेहिल्लो ।
मिच्छत्त-तिमिर-हरणो, वियरइ नवकारवरदीवो ॥७१॥

વળી શ્રદ્ધારૂપી દિવેટ અને બહુમાનરૂપી છે તેલ જેમાં તથા મિથ્યાત્વરૂપી તિમિરને હરનારો એવો આ નવકારરૂપી શ્રેષ્ઠ દીપક ધન્ય પુરુષોના મનરૂપી ભવનને વિષે શોભે છે.

किं वन्निएण बहुणा ? तं नत्थि जयम्मि जं किर न सक्को ।
काउं एस जियाणं भत्तिपउत्तो नमुक्कारो ॥

વળી બહુ વર્ણન કર્યાથી શું ? આ જગતમાં તેવું કંઈ જ નથી, કે જે ભક્તિપ્રયુક્ત આ નવકાર વડે જીવોને પ્રાપ્ત ન થાય.

मंतंऽतरपारद्धाइं जाइं कज्जाइं ताइं वि समेइ ।
ताणं चिय निवसुमरण-पुव्वाऽऽरद्धाण सिद्धिकरो ॥७२॥

બીજા મંત્રોથી પ્રારંભેલા કાર્યો પણ તેઓના જ સમ્યક્ પ્રકારે સિદ્ધ થાય છે, કે જેનું સ્મરણ કરવાપૂર્વક પ્રારંભેલા કાર્યોની સિદ્ધિને કરનારા એવા આ શ્રી પંચ નમસ્કારના સ્મરણપૂર્વક જેઓએ પ્રારંભ્યાં છે.

તાત્પર્ય એ છે કે જેના મૂળમાં નમસ્કારનું સ્મરણ કરાય છે, તેજ બીજા મંત્રોથી પ્રારંભેલા કાર્યો સિદ્ધ થાય છે. એટલે તેમાં પણ મૂળ પ્રભાવ નમસ્કાર મંત્રનો છે. કહ્યું પણ છે કે– 'सर्वे ध्यानस्य प्रकाराः प्रथमं नमस्कारे सिद्धे सिद्धा भवन्ति । तेन सिद्धेन च नमस्कारमंत्रेण सकलध्याने सिद्धिः स्यात् तस्यां सिद्धौ सत्यां कर्मक्षयो मोक्षश्च भवति ॥'

ધ્યાનના સર્વ પ્રકારો પ્રથમ નમસ્કાર મંત્ર સિદ્ધ થતાં સિદ્ધ થાય છે.–સારાંશ એ છે કે નમસ્કાર મંત્ર સિદ્ધ થતાં સકલ ધ્યાનો સિદ્ધ થાય છે અને તેમ થતાં કર્મક્ષય અને મોક્ષ થાય છે.

ता सयलाओ सिद्धीओ, मंगलाइं च अहिलसंतेण।
सव्वत्थ सया सम्मं, चिंतेयव्वो नमुक्कारो ॥७३॥

એટલા માટે સઘળી સિદ્ધિઓને અને મંગલોને ઈચ્છતા આત્માએ નમસ્કાર મહામંત્રને સર્વત્ર સદા સમ્યગ્ રીતિએ ચિંતવવો જોઇએ.

सारं नरे तिवग्गो तत्थ वि धम्मो तहिं पि जिण-
भणिओ ।
तत्थवि पणपरमिट्ठी तेसु जिणो तं भयह तेण ॥७४॥

હે ભવ્યો! મનુષ્યભવમાં ત્રિવર્ગ અર્થાત્ ધર્મ, અર્થ અને કામ સાર છે, ત્રિવર્ગમાં સાર ધર્મ છે, ધર્મોમાં પણ જિનેશ્વરે કહેલો ધર્મ સાર છે. જિનેશ્વરે કહેલા ધર્મમાં પણ પંચ પરમેષ્ઠિ સાર છે અને પંચ પરમેષ્ઠિઓમાં શ્રી અરિહંત પરમાત્મા સાર છે તે માટે અરિહંત પ્રભુને તમે સેવો.

कप्पद्दुमंमि तरुणो, मणिणो चिंतामणिंमि जह सव्वे।
जिणभत्तीए धम्मा तप्फलदाणा तहा सव्वे ॥

જેમ કલ્પવૃક્ષમાં તમામ વૃક્ષો સમાઇ જાય છે ચિન્તામણિરત્નમાં બધા મણિઓ સમાઈ જાય છે તેવી રીતે તમામ ધર્મો શ્રી અરિહંતભક્તિમાં સમાઈ જાય છે.

અરિહંત ભક્તિ તમામ ધર્મના ફલને આપનાર હોવાથી અરિહંતભક્તિમાં તમામ ધર્મો સમાઇ જાય છે.

जह बहुकालं धन्ने पुक्खलसंवट्टमेहजलवुट्ठी ।
तह जिणभत्ती इक्का जीवे सुचिरे सुहे देइ ॥७५॥

જેમ પુષ્કરાવર્ત્ત મેઘની જલવૃષ્ટિ ઘણા કાલ સુધી ધાન્યને દે છે, તેમ એક અરિહંતભક્તિ જીવોને ઘણા લાંબા કાલ સુધી સુખોને આપે છે.

भत्तीए जिणवराणं, परमाए खीणपिज्जदोसाणं ।
आरोग्ग-बोहिलाभ-समाहिमरणं च पावें ति ॥७६॥

જેમના રાગદ્વેષ ક્ષીણ થયા છે તેવા અરિહંત પરમાત્માની ભક્તિ કરવાથી આરોગ્ય અને બોધિબીજનો લાભ થાય છે તથા સમાધિયુક્ત મરણની પ્રાપ્તિ થાય છે. જે સમાધિમરણ મુક્તિનો પરમહેતુ છે.

एगावि सा समत्था जिणभत्ती दुग्गइं निवारेउं ।
दुल्लहाइं लहावेउं, आसिद्धि परंपरसुहाइं ॥७७॥

એકલી શ્રી અરિહંત ભક્તિ પણ દુર્ગતિનું નિવારણ કરી દેવા માટે સમર્થ છે અને જ્યાં સુધી મુક્તિ ન થાય ત્યાં સુધી અન્ય પ્રાણીઓને અતિશય દુર્લભ એવા સુખોની પરંપરાને પણ તે આપે છે.

पढियव्वो गुणियव्वो समणुपेहियव्वो य ।
एसऽन्नया वि निच्चं किमंग पुण मरणकालम्मि ॥७८॥

અન્યકાળે પણ આ નવકાર નિશ્ચે ભણવા લાયક, ગણવા લાયક, સાંભળવા લાયક અને સારી રીતે અનુપ્રેક્ષા-

ચિન્તવન કરવા લાયક છે તો પછી મરણકાલે એને સ્મરવો જોઇએ એમાં તો પૂછવું જ શું ?

गेहे जहा पलित्ते सेसं मुत्तूण लेइ तस्सामी ।
एगं चि महारयणं आवइनित्थारणसमत्थं ॥

ઘર સળગે ત્યારે ઘરનો સ્વામી જેમ શેષ વસ્તુ છોડીને આપત્તિ નિવારણ માટે સમર્થ એવા એકજ મહારત્નને ગ્રહણ કરે છે.

एवं न आउरत्ते सक्का बारसविहं सुयक्खंधं ।
सव्वं पि विचिंतेउं सम्मं तग्गयमणोऽवि तओ ॥७९॥

તેમ અંતકાલે અથવા પીડા સમયે તદ્ગત મનવાળા પણ સકલ દ્વાદશાંગ શ્રુતસ્કન્ધને સવિસ્તર ચિંતવવા માટે સમર્થ થતા નથી.

मुत्तुं पि बारसंगं स एव मरणम्मि कीरए सम्मं ।
पंचनमुक्कारो खलु जम्हा सो बारसंगत्थो ॥८०॥

તેથી મરણ સમયે દ્વાદશાંગને છોડી સમ્યક્ પ્રકારે આ પરમેષ્ઠિ નમસ્કાર જ તેઓ વડે સ્મરણ કરાય છે કારણ કે તે દ્વાદશાંગનો જ અર્થ છે.

सव्वंपि बारसंगं परिणामविसुद्धिहेउमेत्तागं ।
तक्कारणभावाओ कह न तदत्थो नमुक्कारो ॥८१॥

જેટલા પરિણામવિશુદ્ધિના હેતુઓ છે તેનું કારણ દ્વાદશાંગ છે નવકાર પણ તેજ કારણ સ્વરૂપ હોવાથી દ્વાદશાંગાર્થ કેમ નહિ ?

तम्मयचित्तो तम्हा समणुसरिज्जा विसुद्ध-
सुहलेसा ।
तं चेव नमुक्कारं कयत्थयं मन्नमाणो उ ॥८२॥

તે માટે તદ્‌ગત ચિત્ત અને વિશુદ્ધ લેશ્યા યુક્ત બનીને આત્માને કૃતાર્થ માનતા તે નવકારનું જ સમ્યગ્‌રીતિએ વારંવાર સ્મરણ કરવું જોઈએ.

एसो सो सारगंठी एस स कोवि हु दुलंभलंभुत्ति ।
एसो स इट्ठसंगो एयं तं परमतत्तं ति ॥८३॥

આ નવકાર એ સારની ગાંઠડી છે. આ નવકાર એ કોઈ દુર્લભ વસ્તુની પ્રાપ્તિ છે, આ નવકાર એ સર્વ ઇષ્ટનો સમાગમ છે અને આ નવકાર એ એક પરમ તત્ત્વ છે.

जेणेस नमुक्कारो सरिओ भावेण अंतकालम्मि ।
तेणाहूयं सुक्खं दुक्खस्स जलंजली दिन्नो ॥

અંતકાલે જેણે આ નવકારને ભાવપૂર્વક સમર્યો છે, તેણે સુખને આમંત્રણ આપ્યું છે અને દુઃખને જલાં-જલિ આપી છે.

एसो हि नमुक्कारो कीरइ नियमेण मरणकालम्मि ।
जं जिणवरेहिं दिट्ठो संसारुच्छेयणसमत्थो ॥८४॥

મરણ કાલે કરાતો આ નવકાર નક્કી સંસારનો ઉચ્છેદ કરવાને સમર્થ છે, એમ શ્રી જિનેશ્વરોએ જોયેલું છે.

अक्खेवेणं कम्मक्खओ य तह मंगलागमो नियमा।
तक्कालि च्चिय सम्मं पंचनमुक्कारकरणफलं ॥८५॥

પંચ નમસ્કારને કરવાનું તાત્કાલિક ફલ અક્ષેપે-શીઘ્ર કર્મનો ક્ષય અને નિયમા-નિશ્ચિત મંગળનું આગમન છે.

तह एस नमुक्कारो इहलोगगिहाओ जीवपहियाणं।
परलोयपहपयट्टाण परमपत्थयणसारिच्छो ॥८६॥

આ લોકરૂપી ઘરથી નીકળીને પરલોકના માર્ગે પ્રવર્તેલા જીવરૂપી પથિકોને આ નવકાર પરમ પથ્યદન-ભાથા તુલ્ય છે.

तव-नियम-संजमरहो पंचनमुक्कारसारहिपउत्तो।
नाणतुरंगमजुत्तो नेइ नरं निव्वुइनयरं ॥८७॥

પંચ નમસ્કારરૂપી સારથીથી હંકાયેલો અને જ્ઞાનરૂપી ઘોડાથી જોડાયેલ તપ-નિયમ અને સંયમરૂપી રથ મનુષ્યને નિર્વૃતિનગરીએ લઈ જાય છે.

जलणोऽवि हुज्ज सीओ पडिपहहुत्तं च होज्ज सुरसरिया।
न य नाम न निज्जइ इमो परमपयपुरं नमुक्कारो ॥८८॥

અગ્નિ કદાચ શીતલ થઈ જાય અને સુરસરિતા-આકાશ-ગંગા કદાચ વાંકડા માર્ગવાળી થઈ જાય, પરંતુ આ નવકાર પરમપદપુર ન લઈ જાય, એ બને નહિ.

धन्नोहं जेण मए, अणोरपारम्मि भवसमुद्दम्मि।
पंचण्ह नमुक्कारो, अचिंतचिंतामणी पत्तो ॥८९॥

—હું ધન્ય છું કે મને અનાદિ અનંત ભવસમુદ્રમાં અચિન્ત્ય ચિંતામણિ એવો પંચ પરમેષ્ઠિઓનો નમસ્કાર પ્રાપ્ત થયો.

जिणसासणस्स सारो, चउदसपुव्वाण जो समुद्धारो ।
जस्स मणे नवकारो, संसारो तस्स किं कुणइ? ॥९०॥

—નવકાર એ જિનશાસનનો સાર છે, ચઉદ પૂર્વનો સમ્યગ્ ઉદ્ધાર છે. નવકાર જેના મનને વિશે સ્થિર છે, તેને સંસાર શું કરે? અર્થાત્ કાંઈ પણ કરવા સમર્થ નથી.

सेयाणं परं सेयं, मंगल्लाणं च परममंगल्लं ।
पुन्नाणं परमपुन्नं, फलं फलाणं परमरम्मं ॥९१॥

—નવકાર એ સર્વ શ્રેયોમાં પરમ શ્રેય છે, સર્વ માંગલિકને વિશે પરમ માંગલિક છે, સર્વ પુણ્યોને વિશે પરમ પુણ્ય છે અને સર્વ ફ્લોને વિષે પરમ રમ્ય ફ્ળ છે.

थंभेइ जलं जलणं, चिंतियमित्तोवि पंचनवकारो ।
अरिमारिचोरराउलघोरु-वसग्गं पणासेइ ॥९२॥

—પંચ નવકાર ચિંતવવા માત્રથી પણ જલ અને અગ્નિને થંભાવી દે છે. તથા અરિ, મારિ, ચોર અને રાજા-સંબંધી ઘોર ઉપસર્ગોનો સંપૂર્ણપણે નાશ કરે છે.

हरइ दुहं कुणइ सुहं, जणइ जसं सोसए भवसमुद्दं ।
इहलोयपारलोइय-सुहाण मूलं नमुक्कारो ॥९३॥

—શ્રી નમસ્કાર મહામંત્ર દુઃખને હરે છે, સુખને કરે છે, યશને ઉત્પન્ન કરે છે, ભવસમુદ્રને શોષવે છે, તથા આ નમસ્કાર આ લોક અને પરલોકનાં સઘળાં સુખોનું મૂળ છે.

नवकार–इक्क–अक्खर, पावं फेडेइ सत्तअयराणं ।
पन्नासं च पएणं, सागर–पणसय समग्गेणं ॥९४॥

—શ્રી નવકારમંત્રનો એક અક્ષર સાત સાગરોપમનું પાપ નાશ કરે છે, શ્રી નવકારમંત્રના એક પદ વડે પચાસ સાગરોપમનું પાપ નાશ પામે છે અને સમગ્ર નવકાર વડે પાંચસો સાગરોપમનું પાપ નાશ પામે છે.

जो गुणइ लक्खमेगं, पूएइ विहीइ जिणनमुक्कारं ।
तित्थयर–नामगोअं, सो बंधइ नत्थि संदेहो ॥९५॥

—જે એક લાખ વાર નવકારને વિધિપૂર્વક ગણે છે, તે શ્રી તીર્થંકર નામકર્મ ઉપાર્જન કરે છે. તેમાં જરા પણ સંદેહ નથી.

इक्कोवि नमुक्कारो, परमेट्ठीणं पगिट्ठभावाओ ।
सयलं किलेसजालं, जलं व पवणो पणुल्लेइ ॥९६॥

—પ્રકૃષ્ટ ભાવથી પરમેષ્ઠિઓને કરેલો એક પણ નમસ્કાર, પવન જેમ જલને શોષવી નાખે, તેમ સકલ કલેશજાળને છેદી નાખે છે.

पंचनमुक्कारेण समं, अंते वच्चंति जस्स दस पाणा ।
सो जइ न जाइ मुक्खं, अवस्स वेमाणिओ होइ ॥९७॥

—અંત સમયે જેના દશ પ્રાણો પંચ નમસ્કારની સાથે જાય છે, તે મોક્ષને ન પામે તોપણ વૈમાનિક અવશ્ય થાય છે.

जे केइ गया मुक्खं, गच्छंति य केवि कम्ममलमुक्का ।
ते सव्वे च्चिय जाणसु, जिणनवकारप्पभावेणं ॥९८॥

—જે કોઇ મોક્ષ ગયા છે અને જે કોઈ કર્મમલથી રહિત બનીને મોક્ષે જાય છે, તે સર્વ પણ શ્રી જિન-નવકારના જ પ્રભાવે છે, એમ જાણો.

एसो मंगलनिलओ, भवविलओ सयलसंघसुहजणओ ।
नवकारपरममंतो, चिंतियमित्तो सुहं देइ ॥९९॥

—પરમમંત્ર રૂપ આ નવકાર મંગલનું ઘર છે, તે સંસારનો વિલય કરનાર છે, સકલ સંઘને સુખ ઉપજાવનાર છે, ચિંતવવા માત્રથી સુખને દેનારો થાય છે.

पणव-हरिया-रिहा, इह मंतहबीआणि सप्पहावाणि ।
सव्वेसिं तेसिं मूलो, इक्को नवकारवरमंतो ॥१००॥

—પ્રણવ એટલે ૐકાર, માયા એટલે હ્રીંકાર અને અર્હં આદિ જે પ્રભાવશાળી મંત્રબીજો છે, તે સર્વનું મૂળ એક પ્રવર નવકારમંત્ર છે. અર્થાત્ ૐ હ્રીં અર્હં વગેરે મંત્ર-બીજોના મૂળમાં શ્રી નવકારમંત્ર રહેલો છે.

ताव न जायइ चित्तेण, चिंतियं पत्थिअं च वायाए ।
काएण समाढत्तं, जाव न सरिओ नमुक्कारो ॥१०१॥

—ચિત્તથી ચિંતવેલું, વચનથી પ્રાર્થેલું અને કાયાથી પ્રારંભેલું કાર્ય ત્યાં સુધી જ સિદ્ધ થતું નથી, કે જ્યાં સુધી શ્રી પંચપરમેષ્ઠિ-નમસ્કારને સ્મરવામાં નથી આવ્યો.

भोअणसमए सयणे, विबोहणे पवेसणे भए वसणे ।
पंचनमुक्कारं खलु, समरिज्जा सव्वकालम्मि ॥१०२॥

—ભોજન સમયે, શયન સમયે, જાગવાના સમયે, પ્રવેશ સમયે, ભય વખતે, કષ્ટ વખતે, એમ સર્વ સમયે ખરેખર પંચ-નમસ્કારને સ્મરવો જોઈએ.

जं किंचि परमतत्तं, परमपयकारणं च जं किंचि ।
तत्थ वि सो नवकारो, झाइज्जइ परमजोगिहिं ॥१०३॥

—જે કાંઈ પરમતત્ત્વ છે અને જે કાંઈ પરમપદનું કારણ છે. તેમાં પણ તે નવકાર જ પરમયોગીઓ વડે વિચારાય છે.

पञ्चनमुक्कारो खलु, विहिदाणं सत्तिओ अहिंसा य ।
इंदियकसायविजओ, एसो धम्मो सुहपओगो ॥१०४॥

શુદ્ધ ધર્મના ચાર લક્ષણો છે. ૧. વિધિયુક્ત દાન, ૨. શક્તિ મુજબ સદાચાર ૩. ઇન્દ્રિય-કષાયનો વિજય અને ૪. પંચ પરમેષ્ઠિ નમસ્કાર.

—અહીં તાત્પર્ય એ છે કે વિધિયુક્ત દાન તે દાન ધર્મ છે, શક્તિમુજબ સદાચાર તે શીલધર્મ છે, ઇન્દ્રિય-કષાયોનો વિજય તે તપ ધર્મ છે અને પંચપરમેષ્ઠિ નમસ્કાર એ ભાવ ધર્મ છે: દાનાદિ બધા ધર્મોને સફળ બનાવનાર પંચ નમસ્કાર છે અને તેથી તે પરમ ધર્મ છે.

वन्नअडसट्ठी नवपय नवकारे अट्ठ संपया तत्थ ।
सग संपय पयतुल्ला, सत्तरक्खर अट्ठमी दुपया भणिआ ॥१०५॥

શ્રી નવકાર મહામંત્રમાં અડસઠ અક્ષર છે, નવ પદ છે, આઠ સંપદા છે. સાત સંપદા એક એક પદની છે અને આઠમી સંપદા સત્તર અક્ષરની કહી છે એટલે તે બે પદની છે.

पंच-पयाण पणतीस, वण्णा चुलाइ वण्णतित्तीसं ।
एवं इमो समप्पइ, फुडमक्खरअट्ठसट्ठीए ॥१०६॥

શ્રી નવકારના પ્રથમ પાંચ પદના પાંત્રીશ (૩૫) અક્ષર છે અને પાછળના ચાર પદ જે ચૂલિકા છે એના તેત્રીશ (૩૩) અક્ષર છે એ બન્ને મળીને આ નવકાર મહામંત્ર કુલ અડસઠ (૬૮) અક્ષરોમાં સમાઇ જાય છે.

सत्तपणसत्तसत्तय - नवक्खरपमाणपयडपंचपयं ।
तित्तीसक्खरवरचूलं सुमरह नवकारवरमंतं ॥१०७॥

સાત, પાંચ, સાત, સાત અને નવ (એ મુજબ પાંચ પદો) અક્ષરના પ્રમાણવાળા પાંચ પદો જેમાં પ્રગટ છે તથા તેત્રીશ (૩૩) અક્ષરની જેમાં ચૂલિકા છે તેવા શ્રેષ્ઠ નવકાર મહામંત્રનું તમે સ્મરણ કરો.

अंतिमचूलाइतियं सोलऽट्ठ-नवक्खरजुयं चेव ।
जो पढइ भत्तिजुत्तो सो पावइ सासयं ठाणं ॥१०८॥

સોળ, આઠ અને નવ અક્ષરવાળી ત્રણ સંપદાઓ અંતિમ ચૂલિકાની છે તે ચૂલિકા સહિત નવકારને જે માણસ ભક્તિ-પૂર્વક ગણે છે તે શાશ્વત સ્થાન (મોક્ષ)ને પામે છે.

सट्ठिसयं विजयाणं पवराणं जत्थ सासओ कालो ।
तत्थवि जिणनवकारो इय एस पढिज्जए निच्चं ॥१०९॥

પાંચ મહાવિદેહ ક્ષેત્રના ઉત્તમ ૧૬૦ વિજયો છે. જેમાં શાશ્વત (ચતુર્થ આરાનો) સમય છે, તેમાં પણ આ પ્રસિદ્ધ જિન નવકાર નિરંતર ભણાય છે.

एरावएसु पंचसु, पंचसु भरहेसु च्चिय पढंति ।
जिणनवकारो पवरो, सासयसिवसुक्खदायारो ॥११०॥

પાંચ ભરત અને પાંચ ઐરવત ક્ષેત્રમાં પણ શાશ્વત સુખને આપનારો આજ નવકાર મંત્ર ગણાય છે.–જપાય છે.

इय एसो नवकारो भणिओ सुरसिद्धखयरपमुहेहिं ।
जो पढइ भत्तिजुत्तो सो पावइ परमनिव्वाणं ॥१११॥

દેવતાઓ, સિદ્ધો અને વિદ્યાધરો વગેરે સૌએ આ નવકારને ગણ્યો છે, જે કોઈ ભક્તિપૂર્વક આ નવકારને ભણે છે તે પરમ (નિર્વાણ) મોક્ષને પામે છે.



## श्री पंच परमेष्ठि नमस्कार महामंत्र स्वाध्याय

( सस्कृत विभाग )

जिनसिद्धसूरिदेशकसाधुवरा–नमलगुणगणोपेतान् ।
पञ्चनमस्कारपदैस्त्रिसन्ध्य–मभिनौमि मोक्षलाभाय ॥११२॥
श्रीमदर्हत्सिद्धाचार्योपाध्यायाः सर्वसाधवः ।
कुर्वन्तु मंगलं सर्वे, निर्वाणपरमश्रियम् ॥११३॥

જેઓ અનેક નિર્મળ ગુણોના સમૂહથી સહિત છે એવા શ્રી અરિહંતોને, શ્રી સિદ્ધોને, શ્રી આચાર્યોને શ્રી ઉપાધ્યાયોને, અને ઉત્તમ સાધુઓને મોક્ષપદને પ્રાપ્ત કરવાની ઇચ્છાથી નમસ્કાર મહામંત્રના પદો વડે હું ત્રિસંધ્ય નમસ્કાર કરૂં છું.

શ્રીમાન્ અરિહંતો, સિદ્ધો, આચાર્યો, ઉપાધ્યાયો અને સર્વ સાધુઓ એ પાંચ મંગળરૂપ છે. તેઓ મને મોક્ષરૂપી પરમલક્ષ્મી આપો.

प्रातिहार्यैर्जिनान् सिद्धान् गुणैः सूरीन् स्वमातृभिः ।
पाठकान् विनयैः साधून् योगाङ्गैरष्टभिः स्तुवे ॥११४॥
सर्वान् जिनेन्द्रचन्द्रान् सिद्धानाचार्यपाठकान् साधून् ।
रत्नत्रयं च वन्दे, रत्नत्रयसिद्धये भक्त्या ॥११५॥

આઠ પ્રતિહાર્યો સહિત શ્રી અરિહંત ભગવંતોની, અનંત જ્ઞાનાદિ આઠગુણ સહિત સર્વસિદ્ધોની. અષ્ટ પ્રવચન માતા સહિત આચાર્યોની, વિનય સહિત ઉપાધ્યાયોની અને આઠ યોગાંગથી સહિત એવા સર્વ સાધુઓની હું સ્તુતિ કરું છું.

હું અતિભક્તિથી અરિહંતો, સિદ્ધો, આચાર્યો, ઉપાધ્યાયો અને સાધુઓ અને જ્ઞાન, દર્શન ચારિત્રરૂપ રત્નત્રયને રત્નત્રયીની સિદ્ધિ માટે નમસ્કાર કરું છું.

विश्लिष्यन् घनकर्मराशिमशनिः संसारभूमिभृतः,
स्वर्निर्वाणपुरप्रवेशगमने निष्प्रत्यवायः सताम् ।
मोहान्धावटसङ्कटे निपततां हस्तावलम्बोऽर्हतां,
पायाद् वः सचराचरस्य जगतः सञ्जीवनं मन्त्रराट् ॥११६॥

ઘનઘાતિ કર્મના સમૂહને વિખેરનાર, ભવરૂપી પર્વતને ભેદવા વજ્ર સમાન, સત્પુરુષોને સ્વર્ગ અને મોક્ષપુરમાં પ્રવેશ કરવાના માર્ગમાં રહેલા વિઘ્નોને દૂર કરનાર, મોહરૂપ અંધકારમય કુવાના સંકટમાં પડેલાઓને હાથના ટેકારૂપ, અને સચરાચર જગતને માટે સંજીવનરૂપ એવો અર્હંતોનો મંત્રરાજ (શ્રી નવકાર મહામંત્ર) તમારું કલ્યાણ કરો.

एकत्र पञ्चगुरुमन्त्रपदाक्षराणि, विश्वत्रयं पुनरनन्तगुणं परत्र ।
यो धारयेत् किल तुलानुगतं तथापि,
वंदे महागुरुवरं परमेष्ठिमन्त्रम् ॥११७॥

એક પલ્લામાં પંચ ગુરુમન્ત્ર (શ્રી નવકારમંત્ર)ના પદના અક્ષરો અને બીજા પલ્લામાં અનંતગુણ કરેલા એવા ત્રણે લોક એમ બન્નેને જો ત્રાજવામાં ધારણ કરવામાં આવે તો પણ જેનો ભાર વધારે થાય, એવા શ્રી પરમેષ્ઠિ મંત્રને હું નમસ્કાર કરૂં છું.

सम्यग्ध्येयशिरोमणिं दिनमणिं विश्वक् तमस्त्रासने,
सर्वाभीष्टपरंपरावितरणे चिन्तामणिं प्राणिनाम् ।
श्रुत्वा श्रीपरमेष्ठिपञ्चकमहं सिद्धयर्थमभ्यर्थये,
भूयोभक्तिः भवे भवे मम भवेत् तद्ध्यानलीनं मनः ॥११८॥

સમ્યગ્ ધ્યેયોમાં જે શિરોમણિભૂત છે, ચારે બાજુના અંધકારને દૂર કરવામાં જે સૂર્ય સમાન છે; પ્રાણીઓને સર્વ અભીષ્ટ વસ્તુઓની પરંપરાને આપવામાં જે ચિંતામણિરત્ન સમાન, એવા શ્રી પંચપરમેષ્ઠિ મહામંત્રનો મહિમા સાંભળીને-જાણીને તેમની પાસે હું સિદ્ધિગતિની પ્રાપ્તિ માટે અત્યંત પ્રાર્થના કરૂં છું. વિશેષમાં પ્રત્યેક ભવમાં મારૂં મન તેમના ધ્યાનમાં લીન રહો. એટલે કે ભવોભવ મને પંચ પરમેષ્ઠિની ભક્તિ પ્રાપ્ત થાઓ.

मन्त्रः पञ्चनमस्कारः कल्पकारस्कराधिकः ।
अस्ति प्रत्यक्षराष्टाग्रोत्कृष्ट-विद्यासहस्रकः ॥११९॥

શ્રી પંચનમસ્કાર મંત્ર કલ્પવૃક્ષથી પણ અધિક પ્રભાવવાળો છે, તેના પ્રત્યેક અક્ષર ઉપર એક હજાર ને આઠ મહાવિદ્યાઓ રહેલી છે.

चक्रि–विष्णु–प्रतिविष्णु–बलाद्यैश्वर्यसम्पदः ।
नमस्कारप्रभावाब्धेस्तट–मुक्तादिसन्निभाः ॥ १२०

ચક્રવર્તિ, વાસુદેવ, પ્રતિવાસુદેવ, અને બલદેવ વિગેરેના ઐશ્વર્યની સંપદાઓ તો શ્રી નવકારમંત્રના પ્રભાવરૂપી સાગરના કિનારે રહેલા માત્ર મોતી સમાન છે. એનું વાસ્તવિક ફળ તો મોક્ષસુખ છે.

तिर्यग्लोके चन्द्रमुख्याः, पाताले–चमरादयः ।
सौधर्मादिषु शक्राद्यास्तदग्रेऽपि च ये सुराः ॥१२१॥

तेषां सर्वाः श्रियः पञ्चपरमेष्ठिमरुत्तरोः ।
अङ्कुरा वा, पल्लवा वा, कलिका वा, सुमानि वा ॥१२२॥

તિર્છો લોકમાં જે ચંદ્ર પ્રમુખ જ્યોતિષ દેવતાઓ છે, પાતાળ લોકમાં ચમર વિગેરે ઈન્દ્રો છે, ઉર્ધ્વ લોકમાં સૌ-ધર્માદિ દેવલોકને વિષે શક્ર વિગેરે ઇન્દ્રો છે, અને તેની ઉપર પણ જે અહમિન્દ્ર વિગેરે દેવતાઓ છે, તેઓની સર્વ સમૃ-દ્ધિઓ શ્રી પંચપરમેષ્ઠિ નવકારરૂપ કલ્પવૃક્ષના અંકુરા, પલ્લવો, કળીઓ અથવા પુષ્પ સમાન છે.

भूर्भुवःस्वस्त्रयीरङ्गे, यः कोप्यतिशयः किल ।
द्रव्य–क्षेत्र–काल–भावाऽपेक्षया चित्रकारकः ॥१२३॥

क्वचित् कथंचित् कस्यापि, श्रूयते दृश्यतेऽङ्गिनः ।
स सर्वोऽपि नमस्काराऽऽराधमाहात्म्यसम्भवः ॥१२४॥

—સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ એ ત્રણ ભુવન રૂપી રંગ-મંડપને વિષે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવને આશ્રયીને જે કોઈપણ આશ્ચર્યકારક અતિશય કોઈપણ સ્થળે કોઇપણ પ્રકારે, કોઈપણ પ્રાણીને થએલો જોવામાં આવે કે સાંભળવામાં આવે તે સર્વ શ્રી નવકારમંત્રની આરાધનાના પ્રભાવથી ઉત્પન્ન થયો છે તેમ જાણવું.

जग्मुर्जिनास्तदपवर्गपदं तदैव,
विश्वं वराकमिदमत्र कथं विना स्यात् ।
तत् सर्वलोकभुवनोद्धरणाय धीरै,-
र्मन्त्रात्मकं निजवपुर्निहितं तदत्र ॥१२५॥

જ્યારે શ્રી જિનેશ્વર ભગવંતો મોક્ષમાં ગયા ત્યારે "અમારા વિના અહિં બિચારા આ જગતનું શું થશે" (એવી કરુણાથી) ધીર એવા તે જિનેશ્વર દેવો સર્વ જગતના જીવોના ઉદ્ધાર માટે પોતાના મંત્રાત્મક શરીરને અહિં મુકતા ગયા છે.

चतुर्दशान्तं पूर्वाणामेषाऽस्त्युपनिषत् . परा ।
आद्या सकलविद्यानां बीजानां प्रकृतिः पर ॥१२६॥

આ નવકાર મંત્ર ચૌદ પૂર્વોના પરમ સાર રૂપ છે, સમસ્ત વિદ્યાઓનું આદિ કારણ છે અને બીજમંત્રોની પરા (ઉત્કૃષ્ટ) પ્રકૃતિ (જન્મભૂમિ) છે.

निधयः सन्निधौ कामधेनुरप्यनुगामिका ।
भूभृतो भृतकास्तस्य, यस्य नैष हृदा हिरुक् ॥१२७॥

જેના હૃદયવડે આ નમસ્કાર મહામંત્ર (हिरुक्-त्याग) ત્યાગ કરાયો નથી, નવનિધિઓ તેની પાસે રહે છે, કામધેનુ પણ તેની અનુગામિની બને છે અને નરપતિઓ પણ તેના નોકર થઈને રહે છે.

जीयात् पुण्याङ्गजननी पालनी शोधनी च मे ।
हंसविश्रामकमलश्री-सदेष्टनमस्कृतिः ॥१२८॥

ઇષ્ટ પંચ નમસ્કૃતિ (શ્રી નવકાર મહામંત્ર) સદા જય પામો કે જે પુણ્યરૂપ દેહને ઉત્પન્ન કરનારી, પાલન કરનારી અને શોધન-વિશુદ્ધ કરનારી માતા છે અને આત્મરૂપ હંસના વિશ્રામ માટે કમલની શોભા સમાન છે.

अयं धर्मः श्रेयानयमपि च देवो जिनपति,-
र्व्रतं चैतत् श्रीमानयमपि च यः सर्वफलदः ।
किमन्यैर्वाग्जालैर्बहुभिरपि संसारजलधौ,
नमस्कारात्तत् किं यदिह शुभरूपं न भवति ॥१२९॥

આ શ્રી નવકાર મહામંત્ર એ કલ્યાણકારી "ધર્મ" છે, જિનેશ્વરદેવ પણ એ છે, વ્રત પણ એ છે અને જે સર્વ ફલોને આપે છે, શ્રીમાન્ પણ એ છે. બીજા ઘણા વાક્પ્રપંચોથી શું? આ સંસારસમુદ્રમાં એવું શું છે? કે જે આ નમસ્કાર મંત્રથી શુભરૂપ ન થતું હોય!

अपराजितमन्त्रोऽयं, विश्वमन्त्राग्रिमो महान् ।
निरौपम्यो जगत्ख्यातो, जगद्वन्द्यो जगद्धितः ॥१३०॥

આ નવકારમંત્ર "અપરાજિત મંત્ર" છે જગતના સઘળા મંત્રોમાં પ્રથમ છે, મહાન્ છે, અનુપમ છે, જગતમાં પ્રસિદ્ધ છે, જગત(ના પુરુષો)ને વંદનીય છે અને જગતનું હિત સાધનારો છે.

किं दानैः किमु भूरिशास्त्रपठनैः किं देवपादार्चनैः,
किं ध्यानैस्तपसा च किं किमथवा कुटैर्विवेकैरपि ।
चेत् संसारसरित्पतौ तरिसमा नैवास्ति कल्याणभू-
र्भक्तिः श्रीपरमेष्ठिपञ्चक-नमस्कारे नृणां निश्चला ॥१३१॥

સંસારસમુદ્રમાં નૌકા સમાન અને સર્વ કલ્યાણોની જન્મભૂમિ, એવા શ્રી પંચપરમેષ્ઠિ નમસ્કારને વિષે જો ભક્તિ નથી તો દાન દેવાથી શું? ઘણા શાસ્ત્રો ભણવાથી શું? દેવોની પૂજા કરવાથી શું? ધ્યાન ધરવાથી શું? તપ તપવાથી શું? અથવા બીજા કૃત્રિમ વિવેક કરવાથી શું? અર્થાત્ નમસ્કાર પ્રત્યે જો ભક્તિ નથી તો તે બધા અકિંચિત્-કર સમજવા.

योगातिशयतश्चाऽयं स्तोत्रकोटिगुणः स्मृतः ।
योगदृष्ट्या बुधैर्दृष्टो, ध्यानविश्रामभूमिका ॥१३२॥

યોગીઓએ યોગના અનુભવથી ઉત્પન્ન થયેલ યોગદૃષ્ટિ વડે પરમેષ્ઠિઓના જાપને સ્તોત્ર કરતાં પણ કોટીગુણ ફળવાળો કહ્યો છે, એટલુ જ નહિ પરંતુ જાપને ધ્યાનની વિશ્રાન્તિ ભૂમિકા કહી છે.

उत्तिष्ठन् निपतन् चलन्नपि धरापीठे लुठन् वा स्मरे-
ज्जाग्रद् वा प्रहसन् स्वपन्नपि वने-बिभ्यन्निषीदन्नपि ।
गच्छन् वर्त्मनि वेश्मनि प्रतिपदं कर्म प्रकुर्वन्नमुं,
यः पञ्चप्रभुमन्त्रमेकमनिशं
किं तस्य नो वाञ्छितम् ॥१३३॥

ઉઠતા, પડતાં, ચાલતાં ભૂમિ ઉપર આળોટતાં, જાગતાં, હસતાં, સુતાં, વનમાં ભય પામતાં, બેસતાં માર્ગમાં કે ઘરમાં જતાં પ્રત્યેક ડગલે અને પ્રત્યેક કામ કરતાં જેઓ આ પંચપરમેષ્ઠિઓનું નિરન્તર સ્મરણ કરે તેના કયા મનોરથની સિદ્ધિ ન થાય ? અર્થાત્ સર્વ મનોરથોની સિદ્ધિ અવશ્ય થાય.

दिवा रात्रौ सुखे दुःखे शोके हर्षे गृहे बहिः ॥
क्षुधि तृप्तौ गमे स्थाने ध्यातव्याः परमेष्ठिनः ॥१३४॥

દિવસ કે રાત્રે, સુખમાં કે દુ:ખમાં, શોકમાં કે હર્ષમાં, ઘરમાં કે બહાર, ભૂખ્યા કે તૃપ્તિમાં, ગમનમાં કે સ્થાનમાં, (સ્થિરતામાં) પરમેષ્ઠિઓનું ધ્યાન કરવું જોઈએ.

अपवित्रः पवित्रो वा सुस्थितो दुःस्थितोऽथवा ।
ध्यायन् पञ्चनमस्कारं सर्वपापैः प्रमुच्यते ॥१३५॥

અપવિત્ર હોય કે પવિત્ર હોય, સુખી હોય કે દુ:ખી હોય પણ જે નવકારનું ધ્યાન કરે છે, તે સર્વ પાપોથી મુક્ત થાય છે.

अपवित्रः पवित्रो वा, सर्वावस्थां गतोऽपि वा ।
यः स्मरेत् परमात्मानं, स बाह्याभ्यन्तरे शुचिः ॥१३६॥

જે મનુષ્ય પવિત્ર હોય કે અપવિત્ર હોય અગે તે અવસ્થામાં રહેલા હોય પણ જો તે પરમાત્માનું સ્મરણ કરે છે, તો તે અંદર અને બહાર સર્વત્ર પવિત્ર જ છે.

अनादिमूलमन्त्रोऽयं सर्वव्याधिविनाशकः ।
मंगलेषु च सर्वेषु प्रथमं मङ्गलं मतः ॥१३७॥

આ નવકાર અનાદિ મૂળ મંત્ર છે, સર્વ વ્યાધિઓનો નાશ કરનાર છે અને સર્વ મંગલોમાં ઉત્કૃષ્ટ મંગલ છે.

पुण्यानुबन्धिपुण्यो यः परमेष्ठिनमस्कृतिम् ।
यथाविधि ध्यायति सः स्यान्न तिर्यग् न नारकः ॥१३८॥

પુણ્યાનુબંધિ પુણ્યવાળો જે માનવ વિધિપૂર્વક નવકારનું ધ્યાન કરે છે, તે (જન્માંતરમાં) તિર્યંચ કે નારક થતો નથી.

योऽसङ्ख्यदुःखक्षयकारणस्मृति,
यं ऐहिकामुष्मिकसौख्यकामधूक् ।
यो दुष्षमायामपि कल्पपादपो,
मन्त्राधिराजः स कथं न जप्यते ॥१३९॥

અસંખ્ય અસંખ્ય દુઃખો જેના સ્મરણથી જ ટળી જાય છે. આ લોક અને પરલોકના સુખો દેવામાં જે કામધેનુ સમાન છે, દુઃષમકાલનું જે કલ્પવૃક્ષ છે, એવો આ મંત્રાધિરાજ તમો કેમ જપતા નથી?

स्वाध्यायः परमस्तावज्जपः पञ्चनमस्कृतेः ।
पठनं वा जिनेन्द्रोक्तशास्त्रस्यैकाग्रचेतसा ॥१४०॥

એકાગ્ર મનથી શ્રી પંચ પરમેષ્ઠિ નવકારનો જાપ અથવા શ્રી જિનેશ્વરદેવે કહેલા શાસ્ત્રોનું અધ્યયન એ સર્વોત્કૃષ્ટ સ્વાધ્યાય છે.

आगमादुद्धृतं सर्वसारं कल्याणसेवधिम् ।
परमेष्ठिनमस्कारं धन्याः केचिदुपासते ॥१४१॥

આગમમાંથી ઉદ્ધરેલા સર્વ શ્રુતના સારભૂત અને કલ્યાણના ખજાના સમાન આ પંચ પરમેષ્ઠિ નમસ્કારનું કોઈક ધન્ય પુરુષો જ મનન-ચિંતવન (ઉપાસના) કરે છે.

ते गतास्ते गमिष्यन्ति, ते गच्छन्ति परमपदम् ।
आरूढा निरपायं ये नमस्कारमहारथम् ॥१४२॥

જેઓ શ્રી નમસ્કારરૂપી મહારથમાં આરૂઢ થયા, તેઓ નિર્વિઘ્નપણે પરમપદને પામ્યા છે, પામે છે અને પામશે.

किमत्र मन्त्रौषधि–मूलिकाभिः ।
किं गारुड–स्वर्ग–मणीन्द्रजालैः ।
स्फुरन्ति चित्ते यदि मन्त्रराज–
पदानि कल्याणपदप्रदानि ॥१४३॥

જો ચિત્તને વિષે કલ્યાણપદને (મોક્ષને) આપનારા શ્રી પંચપરમેષ્ઠિ નમસ્કારરૂપી મહામંત્રરાજના પદો સ્ફુરાયમાન છે, તો પછી (અન્ય) મંત્રોનું, ઔષધિઓના મૂળોનું, કે ગારુડ મંત્રનું કે મરકતમણિનું કે ઇન્દ્રજાળોનું શું કામ છે?

सङ्ग्रामसागरकरीन्द्रभुजङ्गसिंह,-
दुर्व्याधिवह्निरिपु-बन्धनसम्भवानि ।
चौरग्रहभ्रमनिशाचरशाकिनीनां.
नश्यन्ति पञ्चपरमेष्ठिपदैर्भयानि ॥१४४॥

- શ્રી પંચપરમેષ્ઠિના (નવકારના) પદો વડે (સ્મરણ વડે) રણસંગ્રામ, સાગર, હાથી, સર્પ, સિંહ. દુષ્ટવ્યાધિ, અગ્નિ, શત્રુ અને બંધનથી ઉત્પન્ન થતા અને ચોર, ગ્રહ, ભ્રમ, રાક્ષસ અને શાકિનીથી થનાર ભયો નાશ પામે છે.

जापाज्जयेत् क्षयमरोचकमग्निमांद्यं,
कुष्ठोदरामकसनश्वसनादिरोगम् ।
प्राप्नोति चाप्रतिमवाक् महतीं महद्भ्यः ।
पूजां परत्र च गतिं पुरुषोत्तमाप्ताम् ॥१४५॥

શ્રી નવકાર મહામંત્રના જાપથી ક્ષય, અરુચિ, અપચો, કોઢ, આમરોગ, ખાંસી, શ્વાસ વિગેરે રોગોનો નાશ થાય છે, જાપ કરનાર અપ્રતિમવાણીવાળો બને છે, મહાપુરૂષોની પણ પૂજાને પ્રાપ્ત કરે છે અને પરલોકમાં ઉત્તમ પુરૂષોએ પ્રાપ્ત કરેલી ગતિને મેળવે છે.

परमेष्ठिनमस्कारः सारः सद्धर्मकर्मसु ।
नवनीतं यथा दध्नि कवित्वे च यथा ध्वनीः ॥
'इय पञ्च नमोकारो' सारो निसेस धम्मस्स ।' ॥१४६॥

જેમ દહીંનો સાર માખણ છે, કવિતાનો સાર ધ્વની

છે, તેમ જિનેશ્વરે કહેલા સર્વ ધર્માનુષ્ઠાનોનો સાર શ્રી નવકાર છે.

એ પ્રમાણે પંચ નમસ્કાર (નવકાર) ને સમગ્ર ધર્મનો સાર છે.

अष्टपत्रे सिताम्भोजे, कर्णिकायां कृतस्थितिम् ।
आद्यं सप्ताक्षरं मन्त्रं, पवित्रं चिन्तयेत्ततः ॥१४७॥
सिद्धादिकचतुष्कं च, दिक्पत्रेषु यथाक्रमम् ।
चूलापादचतुष्कं च, विदिक्पत्रेषु चिन्तयेत् ॥१४८॥
त्रिशुद्धया चिन्तयंस्तस्य शतमष्टोत्तरं मुनिः ।
भुञ्जानोऽपि लभेतैव, चतुर्थतपसः फलम् ॥१४९॥

આચાર્ય ભગવાન શ્રી હેમચન્દ્રસૂરીશ્વરજીએ શ્રી યોગશાસ્ત્રના આઠમા પ્રકાશમાં કહ્યું છે કે-આઠ પાંખડીવાળા શ્વેત કમળની કર્ણિકાને વિષે ચિત્ત સ્થિર રાખીને ત્યાં પવિત્ર સાત અક્ષરનો મંત્ર 'नमो अरिहंताणं' નું ચિન્તવન કરવું. પૂર્વાદિ ચાર દિશાની ચાર પાંખડીને વિષે અનુક્રમે सिद्धादि ચાર પદનું અને વિદિશા (ખૂણા) ને વિષે બાકીના ચૂલિકાના ચાર પદનું ચિંતવન કરવું. મન, વચન, કાયાની શુદ્ધિપૂર્વક જે ઉપરની રીતે એકસો આઠવાર મૌનપણે નવકારનું ચિંતવન કરે તો તેને ભોજન કરવા છતાં પણ ઉપવાસનું ફળ અવશ્ય મળે છે.

कर्णिकाष्टदलाढये हृत्पुण्डरीके निवेश्य यः ।
ध्यायेत् पञ्चनमस्कारं, संसारं सन्तरेत्तराम् ॥१५०॥

કર્ણિકા સહિત આઠ પત્રવાળા હૃદયકમળમાં શ્રી નવ-

કારના નવ પદને સ્થાપન કરીને જે ધ્યાન કરે છે તે સંસાર-સાગરને શીઘ્રતઃ તરી જાય છે.

विश्वकल्याणदाः सन्ति, अष्टोत्तरशतप्रमाः ।
कृत्स्नकर्मारिसन्तानं घ्नन्तो विश्वशुभावहाः ॥१५१॥
जाप्येन कमलाख्येनानेन योगी लभेत भोः ।
भुञ्जानोऽप्युपवासस्य कर्मणां निर्जरां पराम् ॥१५२॥

એકસો ને આઠ (૧૦૮) સંખ્યા પ્રમાણ શ્રી નવકાર મંત્રનો જાપ જગતનું કલ્યાણ કરનાર, સમસ્ત કર્મરૂપી શત્રુઓની પરંપરાનો નાશ કરનાર અને સર્વ શુભને લાવનાર થાય છે.

'કમળ જાપ' થી આ મંત્રનો જાપ કરતો સંયમી પુરુષ ભોજન કરવા છતાં ઉપવાસનું ફળ મેળવે છે અને કર્મની ઉત્તમ નિર્જરા કરે છે.

एष माता पिता स्वामी गुरुर्नेत्रं भिषक् सखा ।
प्राणास्त्राण मतिर्दीपः शान्तिः पुष्टिर्महन्महः ॥१५३॥

આ શ્રી નવકાર મંત્ર, માતા, છે, પિતા છે, સ્વામી છે, ગુરુ છે, નેત્ર છે, વૈદ્ય છે, મિત્ર છે, પ્રાણ છે, રક્ષણ છે, બુદ્ધિ છે, દીપક છે, શાન્તિ છે, પુષ્ટિ છે, અને મહા-જ્યોતિ છે.

किं तपःश्रुतचारित्रैः चिरमाचरितैरपि ।
सखे ! यदि नमस्कारे, मनो लेलीयते न ते ॥१५४॥

હે મિત્ર ! જો તારું મન શ્રી નવકાર મંત્રના ધ્યાન

કરવામાં લયલીન થતું નથી; તો ચિરકાળ સુધી આચરણ કરેલ તપ, શ્રુત, અને ચારિત્રની ક્રિયાઓનું શું ફળ?

इतो न किञ्चित् परतो न किञ्चित्,
यतो यतो यामि ततो न किञ्चित्।
विचार्य पश्यामि जगन्न किञ्चित्,
तत्त्वं नमस्कारमृते न किञ्चित् ॥१५५॥

—અહીં આ તરફ કે તે તરફ કંઈ સાર નથી! જ્યાં જ્યાં જોઉં ત્યાં પણ કંઈ સાર નથી! વિચારીને જોઉં તો જગત પણ કંઈ નથી! ખરેખર અસાર છે! શ્રી નવકાર મહામંત્ર સિવાય કંઈ સાર તત્ત્વ નથી!

તાત્પર્ય એ છે કે આ જગતમાં કંઈ સારભૂત તત્ત્વ હોય તો એક નવકાર મંત્ર છે. એટલા માટે જ કહેવાયુ છે કે "નવકાર સાર સંસાર છે."

शरीरं सुरूपं सुरम्यं कलत्रं,
धनं मेरुतुल्यं वचश्चारु चित्रम्।
नमस्कारमन्त्रे मनश्चेन्न दत्तं,
ततः किं? ततः कि? ततः किं? ततः किम्? ॥१५६॥

જો શ્રી નવકાર મહામંત્રના સ્મરણાદિમાં ચિત્ત પરોવ્યુ નહિ તો પછી—સુંદર-રૂપાળું શરીર હોય તેથી શું? સુંદર સ્ત્રી મળી હોય તોય શું? મેરૂ જેટલું અપાર ધન હોય તેથી શું? અને સુંદર વચન-ચાતુરી મળી હોય તોય શું?

અર્થાત્ નમસ્કારમંત્રના સ્મરણાદિ વિના સઘળી સામગ્રી નિષ્ફળ છે. સઘળી સુંદર સામગ્રીની સફળતા શ્રી નમસ્કાર મહામંત્રના સ્મરણમાં સહકારી થવામાં છે.

विज्ञायेति सुखे दुःखे पथि दुर्गे रणे स्थितौ ।
आसने शयने स्थाने रोगक्लेशादिके सति ॥१५७॥
सर्वावस्थासु सर्वत्र, महामन्त्रः शिवार्थिभिः ।
जपनीयोऽथवा ध्येयो, न मोक्तव्यो क्वचिददः ॥१५८॥

આ પ્રમાણે જાણીને સુખમાં, દુઃખમાં, માર્ગમાં, પર્વતમાં, યુદ્ધ સ્થાનમાં, બેસવામાં, શયનસ્થાનમાં અને રોગ તેમજ કલહ આવી પડે ત્યારે આ સઘળી અવસ્થામાં અને સઘળે મોક્ષના અર્થીઓએ આ મંત્રનો જાપ કરવો અથવા આ મંત્રનું ધ્યાન કરવું પણ કદાપિ હૃદયમાંથી તેને દૂર ન કરવો.

ध्यातोऽपि पापशमनः परमेष्ठिमन्त्रः,
किं स्यात्तपःप्रबलितो विधिनाऽर्चितश्च ।
दुग्धं स्वयं हि मधुरं क्वथितं तु युक्त्या,
सम्मिश्रितश्च सितया वसुधा सुधैव ॥१५९॥

શ્રી પંચપરમેષ્ઠિમંત્ર સ્મરણ કરવા માત્રથી પાપને શમાવનારો થાય છે, તો પછી તપથી પ્રબળ કરેલો અને વિધિથી પૂજેલો તે (પરમેષ્ઠિ મંત્ર) શું ન કરે ? દૂધ પોતાની મેળે જ મધુર છે, પણ તે યુક્તિથી ઉકાળેલું અને સાકરથી મિશ્રિત હોય તો તે પૃથ્વી પરના અમૃત તુલ્ય બને છે.

સામાન્ય કહેવત એવી છે કે-અમૃત તો સ્વર્ગમાં હોય તેથી અહીં નમસ્કાર મંત્રને "પૃથ્વી ઉપરના અમૃત"ની ઉપમા આપવામાં આવી છે.

स्वस्यैकच्छत्रतां विश्वे पापानि विमृशन्तु मा ।
अघमर्षणमन्त्रेऽस्मिन् सति श्री जिनशासने ॥१६०॥

શ્રી જિનશાસનને વિષે પાપનો નાશ કરનાર આ મંત્ર જો વિદ્યમાન છે તો હે પાપો ! વિશ્વને વિષે તમારી એક-છત્રતાને તમે કદી પણ ન વિચારો. અર્થાત્ શ્રી નમસ્કાર મહામંત્ર પાસે તમારું કંઇ પણ બળ ચાલશે નહિ.

याताः प्रयान्ति यास्यन्ति पारं संसारवारिधेः ।
परमेष्ठिनमस्कारं स्मारं स्मारं घना जनाः ॥१६१॥

પરમેષ્ઠિ નમસ્કારને વારંવાર સ્મરણ કરીને ઘણા લોકો સંસારસાગરના પારને પામ્યા છે, પામે છે અને પામશે.

यो लक्षं जिनबद्धलक्ष्यसुमनाः सुव्यक्तवर्णक्रमम् ।
श्रद्धावान् विजितेन्द्रियो भवहरं मन्त्रं जपेच्छ्रावकः ।
पुष्पैः श्वेतसुगन्धिभिश्च विधिना लक्षप्रमाणैर्जिनं-
यः सम्पूजयते स विश्वमहितः श्री तीर्थराजो भवेत् ॥१६२॥

શ્રી જિનેશ્વર ભગવંતને વિષે બદ્ધ લક્ષ્ય છે હૃદય જેનું (શ્રી જિનેશ્વરમાં એકાગ્ર મનવાળો) સુસ્પષ્ટ વર્ણ ક્રમ (ઉચ્ચાર)વાળો શ્રદ્ધાવાન અને જિતેન્દ્રિય એવો જે શ્રાવક,

આ ભવનાશક એવા શ્રી નવકાર મહામંત્રનો એક લાખ શ્વેત સુગંધી પુષ્પો વડે વિધિપૂર્વક જાપ કરે અને પૂજા કરે તે વિશ્વપૂજ્ય તીર્થંકર થાય. (આમાં એક લાખ સુગંધી પુષ્પો વડે પૂજા કરે અને એક પુષ્પ ચઢાવતી વખતે એક નવકારનો જાપ કરે એ વિધિ છે.)

विमुच्य निद्रां चरमे त्रियामा,-
यामार्धभागे शुचिमानसेन ।
दुष्कर्मरक्षोदमनैकदक्षो,
ध्येयस्त्रिधा श्रीपरमेष्ठिमन्त्रः ॥१६३॥

રાત્રિના છેલ્લા પ્રહરનો અર્ધભાગ બાકી રહે ત્યારે નિદ્રાને છોડીને દુષ્ટ કર્મરૂપી રાક્ષસનું દમન કરવામાં અતિ-ચતુર એવા શ્રી પરમેષ્ઠિ મંત્રનું પવિત્ર મનવાળા થઈને મન, વચન અને કાયાથી ધ્યાન કરવું જોઈએ.

आकृष्टिं सुरसम्पदां विदधति मुक्ति-श्रियो वश्यता-
मुच्चाटं विपदां चतुर्गतिभुवां, विद्वेषमात्मैनसाम् ।
स्तम्भं दुर्गमनं प्रति प्रयततां मोहस्य सम्मोहनं,
पायात् पञ्चनमस्क्रियाक्षरमयी साराधना देवता ॥१६४॥

તે પંચ પરમેષ્ઠિ નમસ્ક્રિયા (નવકાર)ના અક્ષર સ્વરૂપ આરાધના દેવતા તમારૂં રક્ષણ કરો, કે જે સુરસંપદાઓનું આકર્ષણ કરે છે, મુક્તિ (મોક્ષ)રૂપી લક્ષ્મીનું વશીકરણ કરે છે, સંસારની ચાર ગતિઓમાં રહેલી વિપત્તિઓનું

ઉચ્ચાટન (નાશ) કરે છે આત્માના પાપોનું વિદ્વેષણ કરે છે, આને દુર્ગતિમાં જવા માટે પ્રયત્ન કરતા જીવોનું સ્તંભન કરે છે એટલે દુર્ગતિને અટકાવે છે અને મોક્ષનું સમ્મોહન કરે છે.

पञ्चादौ यत्पदानि त्रिभुवनपतिभिर्व्याहृता पञ्चतीर्थी,
तीर्थान्येवाष्टषष्टिर्जिनसमयरहस्यानि यस्याक्षराणि ।
यस्याष्टौ सम्पदश्चानुपमतममहासिद्धयोऽक्तनशक्ति-
र्जीयाल्लोकद्वयस्याभिलषितफलदः श्रीनमस्कारमन्त्रः ॥१६५॥

જેના (નવકારના) પહેલા પાંચ પદો એ ત્રૈલોક્યપતિ શ્રી તીર્થંકર દેવોએ પંચતીર્થી તરીકે કહ્યા છે. જેના અડસઠ અક્ષરો શ્રી જિનસિદ્ધાન્તના રહસ્યભૂત (સારરૂપ) છે અને અડસઠ તીર્થો તરીકે વખાણ્યા છે, જેની આઠ સંપદાઓને અત્યંત અનુપમ એવી આઠ સિદ્ધિઓ કહેલી છે, જેની શક્તિની જગતમાં જોડ નથી અને જે બન્ને લોકને વિષે ઇચ્છિત ફલ આપનાર છે, તે શ્રી નવકાર મંત્ર જય પામો! શ્રી નવકારમાં પંચતીર્થી નીચે મુજબ છે-અરિહંતથી અષ્ટાપદ, સિદ્ધથી સિદ્ધગિરિ, આચાર્યથી આબુ, ઉપાધ્યાયથી ઉજ્જયંત (ગિરનાર), અને સાધુથી સમેતશિખર સમજવું.

कल्याणसंततिवनीनवनीरवाहं,
सौभाग्यवल्लिघनपल्लवपुष्पकालम् ।
आलानमाश्रयकृते जलधेः सुतायाः,
भव्या भुवि स्मरत भो परमेष्ठिमन्त्रम् ॥१६६॥

—શ્રી નવકાર મહામંત્રનું સ્મરણ એ કલ્યાણની શ્રેણિ રૂપ ઉદ્યાનને ફલિત કરવામાં નવા મેઘ તુલ્ય છે. સૌભાગ્યરૂપ વેલડીને નવપલ્લવિત કરવામાં વસંતઋતુ સમાન છે, લક્ષ્મીને સ્થિર કરવામાં આલાનસ્તંભરૂપ છે. એવા શ્રી પરમેષ્ઠિ મંત્ર નવકારનું હે ભવ્યો ! તમે સ્મરણ કરો.

दूरयत्यापदः सर्वाः पूरयत्यत्र कामनाः ।
राज्यस्वर्गापवर्गास्तु, ध्यातो योऽमुत्र यच्छति ॥१६७॥

इह लोकेऽर्थकामाद्या, नमस्कारप्रभावतः ।
परत्र सत्कुलोत्पत्तिः, स्वर्गः सिद्धिश्च जायते ॥१६८॥

ધ્યાન કરાયેલો શ્રી નવકાર મહામંત્ર આ લોકમાં સર્વ આપદાઓને દૂર કરે છે, સર્વ કામનાઓને પૂર્ણ કરે છે તથા પરલોકમાં રાજ્ય, સ્વર્ગ અને મોક્ષને આપે છે.

શ્રી નવકાર મહામંત્રના પ્રભાવથી આ લોકમાં અર્થ-કામ વગેરેની પ્રાપ્તિ થાય છે અને પરલોકમાં ઉચ્ચકુળમાં જન્મ વગેરે તથા સ્વર્ગ અને મોક્ષની પ્રાપ્તિ થાય છે.

पञ्चतायाः क्षणे पञ्च रत्नानि परमेष्ठिनाम् ।
आस्ये ददाति यस्तस्य, सद्गतिः स्याद् भवान्तरे ॥१६९॥
प्राणी प्राणप्रयाणस्य, क्षणे ध्यायन् नमस्क्रियाम् ।
लभते सुगतीर्नैकाः पाप्मा नास्तुतपूर्व्यपि ॥१७०॥

મરણ વખતે પાંચ પરમેષ્ઠિરૂપ પાંચ રત્નોને જે મુખને વિષે ધારણ કરે છે, તેની ભવાંતરમાં સદ્‌ગતિ થાય છે.

પહેલાં જેણે સ્મરણ કર્યું નથી એવા પાપી પ્રાણી પણ મરણ સમયે શ્રી નવકારમંત્રનું ધ્યાન કરે તો અનેક પ્રકારની સુગતિઓને તે પ્રાપ્ત કરે છે.

नमस्कृतिं कृपाचित्तैः श्रोत्रयोः प्राभृतिकृताः ।
स्वीकृत्य पुण्यसद्ध्यानं तिर्यञ्चोऽपि ययुर्दिवम् ॥१७१॥

કૃપાળુ ચિત્તવાળા સજ્જનો વડે કાનથી નમસ્કારનું ભેટણું કરાએલા એવા તિર્યંચો પણ પવિત્ર છે ધ્યાન જેનું એવી નમસ્કૃતિને સ્વીકારીને સ્વર્ગે ગયા છે.

कृत्वा पापसहस्राणि, हत्वा जन्तुशतानि च ।
अमुं मन्त्रं समाराध्य, तिर्यञ्चोपि दिवं गता ॥१७२॥

(વળી પણ કહ્યું છે કે)—

હજારો પાપોને કરનારા તથા સેંકડો જન્તુઓને હણનાર તિર્યંચો પણ આ મંત્રની સારી રીતિએ આરાધના કરીને સ્વર્ગને પામ્યા છે.

स्थिति–गति–सुख–दुःख,–स्वप्न–निद्रान्त–हर्म्याऽ–
टवि – निशि–दिनपातोत्पातवेलासु येषाम् ।
व्रजति न परमेष्ठिश्रेष्ठमन्त्रो मनस्त–
इह भवसमुद्राद् द्राग् बहिष्टाद् भवन्ति ॥१७३॥

બેસતાં, ચાલતાં, સુખમાં દુઃખમાં, સ્વપ્નમાં (ઊંઘમાં) જાગતાં, ઘરમાં, જંગલમાં, રાત્રે, દિવસે, પતન વખતે કે ઉત્થાન વખતે (અર્થાત્ ગમે તે પ્રસંગે) જેમના મનમાંથી પંચ પરમેષ્ઠિ મંત્ર (શ્રી નવકાર મહામંત્ર) દૂર નથી થતો તેઓ સંસારસમુદ્રમાંથી શીઘ્ર બહાર જાય છે અર્થાત્ નિર્વાણ-મોક્ષ સુખને મેળવે છે.

स्वपन् जाग्रन् तिष्ठन्नपि पथि चलन् वेश्मनि सरन्,
भ्रमन् क्लिश्यन् माद्यन् वनगिरिसमुद्रांश्च तरन् ।
नमस्कारान् पञ्चस्मृतिखनिरवतानिव सदा,
प्रशस्तैर्विज्ञप्तानिव वहति यः सोऽत्र सुकृती ॥१७४॥

જે માનવી સુતાં, જાગતાં, ઉભા રહેતાં, રસ્તામાં ચાલતાં, ઘરમાં પેસતાં, બહાર ફરતાં, ક્લેશમાં આવી પડતા પ્રમાદ આવી જતાં, અથવા જંગલ પર્વત કે સમુદ્રોને પાર કરતાં, પૂજ્ય પુરુષોએ ઉપદેશેલા પાંચ નમસ્કારોને જાણે સ્મૃતિના આંતરિક નાદ વડે મનમાં કોરાઈ ગયા હોય, તેમ ધારણ કરે છે, તે મનુષ્ય આ જગતમાં ખરેખર મહા ભાગ્યશાલી છે.

नमस्कारसमो मन्त्रः, शत्रुञ्जयसमो गिरिः ।
वीतरागसमो देवो, न भूतो न भविष्यति ॥१७५॥

નમસ્કારસમાન મંત્ર, શત્રુંજય સમાન પર્વત અને વીતરાગ સમાન દેવ, ભૂતકાળમાં થયા નથી અને આગામી કાળમાં થનાર નથી.

यत्किञ्चित्सुन्दरं वस्तु, दुष्प्रापं भुवनत्रये ।
लीलया प्राप्यते सर्वं तदमुष्य प्रभावतः ॥१७६॥

આ જગતમાં અત્યંત દુઃખે કરીને પ્રાપ્ત કરી શકાય તેવી જે કાંઇ પણ સુંદર વસ્તુ છે તે બધું પણ આ નવકારના પ્રભાવથી લીલાપૂર્વક કોઈ પણ જાતના કપટ વિના જ પ્રાપ્ત કરી શકાય છે.

अस्य पञ्चपरमेष्ठि–नमस्कारस्य वैभवम् ।
परिमातुं न शक्तोऽस्मि वारि वारिनिधेरिव ॥१७७॥

જેમ મહાસાગરના પાણીનું માપ કાઢવું અશક્ય છે તેમ આ પંચ પરમેષ્ઠિ નમસ્કારનો જે વૈભવ છે તેનું માપ કાઢવા કોઈ પણ મનુષ્ય સમર્થ નથી. અર્થાત્ નમસ્કારના પ્રભાવની અવધિ નથી.

एनमेव महामन्त्रं, समाराध्येह योगिनः ।
त्रिलोक्यापि महीयन्तेऽधिगताः परमां श्रियम् ॥१७८॥

—યોગી પુરુષો આજ નવકારમંત્રનું સમ્યગ્ રીતિએ આરાધન કરીને પરમ લક્ષ્મીને પામી ત્રણે લોકવડે પૂજાય છે.

अहो पंचनमस्कारः, कोऽप्युदारो जगत्सु यः ।
संपदोऽष्टौ स्वयं धत्ते, दत्तेऽनन्तास्तु ताः सताम् ॥१७९॥

—અહો! આ જગતમાં પંચ નમસ્કાર કોઇ વિશિષ્ટ ઉદાર છે, કે જે પોતે આઠ જ સંપદાને ધારણ કરે છે, છતાં

સત્પુરુષોને તે અનંત સંપદાને આપે છે.

त्वं मे माता पिता नेता, देवो धर्मो गुरुः परः ।
प्राणाः स्वर्गोऽपवर्गश्च, सत्त्वं तत्त्वं मतिर्गतिः ॥१८०॥

—તું મારે ઉત્કૃષ્ટ માતા છે, પિતા છે, નેતા છે, દેવ છે, ધર્મ છે, ગુરુ છે, પ્રાણ છે, સ્વર્ગ છે, અપવર્ગ છે, સત્ત્વ છે, તત્ત્વ છે, મતિ છે, અને ગતિ છે.

मन्त्रं संसारसारं, त्रिजगदनुपमं, सर्वपापारिमन्त्रं,
संसारोच्छेदमन्त्रं. विषमविषहरं, कर्मनिर्मूलमन्त्रम् ।
मन्त्रं सिद्धिप्रदानं. शिवसुखजननं, केवलज्ञानमन्त्रं,
मन्त्रं श्रीजैनमन्त्रं, जप जप जपितं, जन्मनिर्वाणमन्त्रम् ॥१८१॥

—મહામંત્ર શ્રી નવકાર એ સંસારમાં સારભૂત મંત્ર છે, ત્રણ જગતમાં અનુપમ છે, સર્વ પાપોને નાશ કરનાર છે, સંસારનો ઉચ્છેદ કરનાર છે, વિષમ પ્રકારના વિષને હરનાર છે, કર્મને નિર્મૂલ કરનાર છે, સિદ્ધિને પ્રાપ્ત કરાવનાર છે, શિવસુખનું કારણ છે. કેવલજ્ઞાનની પ્રાપ્તિ કરાવનાર છે. આવા પ્રકારના અદ્‌ભુત સામર્થ્યવાળા પરમેષ્ઠિ મંત્રને હે ભવ્યો! તમો વારંવાર જપો. જાપ કરાયેલો આ નમસ્કાર મહામન્ત્ર જન્મ-મરણની જંજાળમાંથી જીવોને છોડાવનાર છે.

सिद्धयोऽप्यणिमाद्यास्ता नमस्कारमधिष्ठिताः ।
अष्टषष्ट्यक्षरात्माऽपि, यदसौ प्रणवेऽविशत् ॥१८२॥

અણિમાદિ આઠ સિદ્ધિઓ પણ નમસ્કારમાં અધિષ્ઠિત છે શ્રી નવકાર મંત્ર અડસઠ અક્ષરવાળો હોવા છતાં પણ પ્રણવ (ॐकार)માં સમાઇ જાય છે. જેમકે અરિહંતનો अ અશરીરી સિદ્ધનો अ, આચાર્યનો आ, ઉપાધ્યાયનો उ મુનિનો म् એ રીતે अ+अ=आ+उ=ओ+म् આ રીતે વ્યાકરણની સંધિના નિયમ પ્રમાણે 'ॐ' બને છે.

बन्धनैर्मुच्यते सर्वैः सर्पैश्चन्दनवज्जनः ।
श्रुत्वा धीरं ध्वनिं पञ्च–नमस्कारगरुत्मतः ॥१८३॥

જેમ ગરૂડનો શબ્દ સાંભળવાથી ચંદનનું વૃક્ષ સર્પોના બંધનથી મુક્ત થાય છે, તેમ પંચ નમસ્કારનો ગંભીર ધ્વનિ સાંભળવાથી મનુષ્યો પણ તમામ બંધનોથી મુક્ત થાય છે.

यथा नक्षत्रमालायां, स्वामी पीयूषदीधितिः ।
तथा भावनमस्कारः, सर्वस्यां पुण्यसंहतौ ॥ १८४ ॥

જેમ નક્ષત્રોમાં ચંદ્રમા શોભાયમાન છે, તેમ તમામ પુણ્યરાશિમાં ભાવ નમસ્કાર સર્વ શ્રેષ્ઠ છે.

न यद् दीपेन सूर्येण, चन्द्रेणाप्यपरेण वा ।
तमस्तदपि निर्नाम, स्यान्नमस्कारतेजसा ॥ १८५ ॥

દીવાથી, સૂર્યથી કે બીજા કોઇપણ તેજથી જે અંધકારનો નાશ નથી થતો તે નાશ નમસ્કારથી થાય છે.

समुद्रादिव पीयूषं, चन्दनं मलयादिव ।
नवनीतं यथा दध्नो, वज्रं वा रोहणादिव ॥१८६॥

आगमादुद्धृतं सर्वसारं, कल्याणसेवधिम् ।
परमेष्ठिनमस्कारं, धन्या केचिदुपासते ॥१८७॥

સમુદ્રમાંથી અમૃતની જેમ મલયાચલમાંથી ચંદનની જેમ, દહીંમાંથી માખણની જેમ આગમમાંથી ઉદ્ધરેલા સર્વ શ્રુતના સારભૂત અને કલ્યાણના નિધિ સમાન આ નવકારને કોઈક ધન્ય પુરૂષો જ સેવે છે.

संविग्नमानसाः स्पष्टगंभीरमधुरस्वराः ।
योगमुद्राधरकराः शुचयः कमलासनाः ॥ १८८ ॥

उच्चरेयुः स्वयं सम्यक्, पूर्णां पञ्चनमस्कृतिम् ।
उत्सर्गतो विधिरयं, ग्लान्याऽत्रैते न चेत् क्षमाः ॥१८९॥

असिआउसेति मन्त्रं, तन्नामाद्याक्षराङ्कितम् ।
स्मरन्तो जन्तवोऽनन्ताः मुच्यन्तेऽनन्तबन्धनात् ॥ १९० ॥

શરીરથી પવિત્ર બનીને પદ્માસને બેસીને હાથ વડે યોગમુદ્રા ધારણ કરીને અને સંવેગ યુક્ત (મોક્ષની અભિલાષાવાળા) બનીને ભવ્ય પ્રાણીએ સ્પષ્ટ ગંભીર અને મધુર સ્વરે સંપૂર્ણ (૬૮ અક્ષરયુક્ત) નમસ્કાર મંત્રનો ઉચ્ચાર કરવો. આ ઉત્સર્ગ વિધિ જાણવો. જો શારીરિક માંદગીના કારણે પોતે સંપૂર્ણ નમસ્કારનો ઉચ્ચાર કરવા સમર્થ ન હોય તો એજ પંચ પરમેષ્ઠિના પહેલા અક્ષરથી ઉત્પન્ન

થયેલ 'असिआउसा' આ પ્રમાણેના મંત્રનું સ્મરણ કરે, કારણ કે આ પાંચ અક્ષરના સ્મરણથી પણ અનંતા જીવો મરણના બંધનથી મુક્ત થયા છે.

अर्हद्रूपाऽऽचार्यो–पाध्यायमुन्यादिमाक्षरैः ।
सन्धिप्रयोगसंश्लिष्टैः, ॐकारं वा विदुर्जिनाः ॥१९१॥

व्यक्ता मुक्तात्मनां मुक्तिः, मोहस्तम्बेरमाङ्कुशः ।
प्रणीतः प्रणवः प्राज्ञैः, भवार्त्तिच्छेदकर्त्तरी ॥१९२॥

હવે કદાચ તેવી કોઈ ગંભીર માંદગીમાં ઉપર કહેલા પાંચ અક્ષરરૂપ મંત્રનું પણ સ્મરણ ન થઇ શકે તો અહંત, અરૂપી (સિદ્ધ), આચાર્ય, ઉપાધ્યાય અને મુનિ એ પાંચ પરમેષ્ઠિના પ્રથમ પ્રથમ અક્ષર લઇ તેને વ્યાકરણના સંધિ નિયમો લગાડવાથી ૐકાર બને છે, એમ જિનેશ્વરોએ કહેલ છે. તે ૐકારનું સ્મરણ કરવું. કારણ કે તેમાં પાંચ પરમેષ્ઠિ આવી જાય છે.

શ્રી જિનેશ્વરોએ કહેલો આ ૐકાર મુક્તાત્માઓની પ્રગટ મુક્તિ સમાન છે, મોહરૂપી હાથીને વશ કરવા માટે અંકુશ સમાન છે, અને સંસારની પીડાને છેદવામાં કાતર સમાન છે. સ્વર્ગના દરવાજા ઉઘાડવા માટે કુંચી સમાન આ ૐકારરૂપી તત્વનું ધ્યાન કરનાર મહાત્માઓને જીવે ત્યાં સુધી સુખ મળે છે અને મર્યા પછી મુક્તિ મળે છે.

सर्वथाप्यक्षमो दैवात् यद्वाऽन्ते धर्मबान्धवात् ।
शृण्वन् मन्त्रममुं चित्ते धर्मात्मा भावयेदिति ॥१९३॥

અથવા તો ભાગ્યવશાત્ મૃત્યુ સમયે સર્વ પ્રકારે આ ૐકારનું સ્મરણ કરવામાં પોતે અશક્ત હોય તો તે સાધર્મિક બંધુ પાસેથી આ મંત્રનું શ્રવણ કરે અને તે વખતે ચિત્તમાં આ પ્રમાણે ભાવના ભાવે.

अमृतैः किमहं सिक्तः, सर्वाङ्ग यदि वा कृतः ।
सर्वानन्दमयोऽकाण्डे केनाऽप्यनघबन्धुना ॥१९४॥
परं पुण्यं परं श्रेयः परं मङ्गलकारणम् ।
यदिदानीं श्रावितोऽहं पञ्चनाथनमस्कृतिम् ॥१९५॥

શું કોઈ પુન્યશાળી બંધુએ અકાળે મારા સમગ્ર શરીરે અમૃત છાંટયું ? અથવા તો શું હું તેના વડે સંપૂર્ણ આનંદસ્વરૂપ કરાયો ? કારણ કે હમણાં અને તેણે શ્રેષ્ઠ પુણ્યરૂપ શ્રેષ્ઠ કલ્યાણરૂપ અને શ્રેષ્ઠમંગળના કારણરૂપ પંચ પરમેષ્ઠિ નમસ્કાર મંત્ર સંભળાવ્યો.

अहो! दुर्लभलाभो मे ममाहो! प्रियसङ्गमः ।
अहो! तत्त्वप्रकाशो मे सारमुष्टिरहो! मम ॥ १९६ ॥

અહો ! આ પંચ પરમેષ્ઠિ નમસ્કારનું શ્રવણ કરવાથી મને દુર્લભ વસ્તુનો લાભ થયો. અહો ! મને તત્ત્વનો પ્રકાશ થયો અહો ! મને સારભૂત ઉત્તમ વસ્તુનું સંપૂર્ણ રહસ્ય પ્રાપ્ત થયું.

अद्य कष्टानि नष्टानि दुरितं दूरतो ययौ ।
प्राप्तं पारं भवाम्भोधेः श्रुत्वा पञ्चनमस्कृतिम् ॥१९७॥

આ પંચપરમેષ્ઠિ નમસ્કારના શ્રવણથી આજે મારાં

કષ્ટો નાશ પામ્યાં, મારું પાપ દૂરથી ચાલ્યું ગયું અને આજે હું સંસારસાગરના પારને પામ્યો.

प्रशमो देवगुर्वाज्ञा—पालनं नियमस्तपः ।
अद्य मे सफलं जज्ञे श्रुतपञ्चनमस्कृतेः ॥१९८॥

પંચપરમેષ્ઠિ નમસ્કાર મંત્રનું શ્રવણ કરવાથી આજે મારો પ્રશમરસ, દેવ તથા ગુરુની આજ્ઞાનું પાલન, નિયમ અને તપ એ સઘળુંય સફળ થયું.

स्वर्णस्येवाग्निसम्पातो दिष्ट्या मे विपदप्यभूत् ।
यल्लेभेऽद्य मयाऽनर्घ्य-परमेष्ठिमयं महः ॥१९९॥

અગ્નિનો સંયોગ જેમ સુવર્ણને નિર્મળ કરે છે, તેજ રીતિએ આ માંદગીની વિપત્તિ પણ મારે કલ્યાણને માટે થઈ, કારણ કે આજે પરમેષ્ઠિસ્વરૂપ અમૂલ્ય તેજ મેં પ્રાપ્ત કર્યું".

एवं शमरसोल्लासपूर्वं, श्रुत्वा नमस्कृतिम् ।
निहत्य क्लिष्टकर्माणि, सुधीः श्रयति सद्गतिम् ॥२००॥

આ પ્રમાણે પ્રશમરસના ઉલ્લાસપૂર્વક પંચપરમેષ્ઠિ નમસ્કારનું શ્રવણ કરી અને ક્લિષ્ટ કર્મોનો નાશ કરી બુદ્ધિમાન પુરુષ સદ્‌ગતિને પામે છે.

ॐ अर्हं नमः ।

अर्हं यत्प्राणिभिः पुण्यै–रुपायैरुपयाच्यते ।
तस्मै कल्याणकन्दाय, स्वानन्दाय नमोनमः ॥२०१॥

પવિત્ર ઉપાયો વડે પ્રાણીઓ જેની વાચના યા ઉપાસના કરે છે, જે કલ્યાણના કંદરૂપ અર્થાત્ શ્રેયના ઉત્પત્તિ સ્થાનભૂત અને સ્વાનંદમય (પરમાનંદમય) એવા "(अर्हं)" બીજને પુનઃ પુનઃ નમસ્કાર કરૂં છું. વારંવાર નમસ્કાર થાઓ.

श्रीमन्नमस्कारपदानि सर्व-
सिद्धान्तसाराणि नवापि नूनम् ।
आद्यानि पञ्चातिमहान्ति तेषु,
मुख्यं महाध्येयमिहामनन्ति ॥ २०२ ॥

શ્રી નવકારના નવે પદો ખરેખર સર્વ સિદ્ધાન્તમાં સારભૂત છે, તેમાં પહેલા પાંચ પદો અતિ મહાન છે અને તેમાં પણ મુખ્ય પહેલા (नमो अरिहंताणं) પદને સત્પુરૂષો મહાધ્યેય તરીકે સ્વીકારે છે.

अर्हमित्येतदक्षरं परमेश्वरस्य परमेष्ठिनो
वाचकं सिद्धचक्रस्यादिवीजं सकला-
गमोपनिषद्भूतं अशेषविघ्नविघातनिघ्नं,
अखिलदृष्टादृष्टफलसंकल्पकल्पद्रुमोपमम् ॥ २०३ ॥

'અર્હમ્' એ પરમેશ્વર પરમેષ્ઠિનું વાચક છે, સિદ્ધચક્રનું આદિ બીજ છે, સકલ આગમોનું રહસ્ય છે, સર્વ વિઘ્નોનું વિનાશક છે અને દૃષ્ટ-અદૃષ્ટ સર્વ ફળોને એકી સાથે પૂર્ણ કરવા માટે કલ્પવૃક્ષ સમાન છે.

अर्हमित्यक्षरं यस्य, चित्ते स्फुरति सर्वदा ।
परं ब्रह्म ततः शब्दब्रह्मणः सोऽधिगच्छति ॥२०४॥

'अर्हम्' એ પ્રમાણેના અક્ષર જેના ચિત્તને વિષે સદા સ્ફુરાયમાન થાય છે, તે આત્મા શબ્દબ્રહ્મના ધ્યાનથી પરબ્રહ્મને અવશ્ય પ્રાપ્ત કરે છે.

नामाकृतिद्रव्यभावैः पुनतस्त्रिजगज्जनम् ।
क्षेत्र काले च सर्वस्मिन्नर्हतः समुपास्महे ॥ २०५ ॥

પોતાના નામ, આકૃતિ, દ્રવ્ય અને ભાવદ્વારા જે અરિહંત પરમાત્માઓ સમગ્ર વિશ્વમાં સર્વકાલે જગતના જીવોને પવિત્ર બનાવે છે, તે અરિહંતોની અમે ભાવપૂર્વક ઉપાસના કરીએ છીએ.

अर्हमित्यक्षरं ब्रह्मवाचकं परमेष्ठिनः ।
सिद्धचक्रस्य सद्बीजं सर्वतः प्रणिदध्महे ॥ २०६ ॥

અર્હં કે જે અક્ષર બ્રહ્મ છે, પરમેષ્ઠિનો વાચક છે, સિદ્ધચક્રનું સદ્બીજ છે. તે અર્હંનું અમે સર્વ પ્રકારે-પ્રણિધાન પૂર્વક ધ્યાન કરીએ છીએ.

आकाशगमने हेतुरसौ विद्या न केवलम् ।
किन्तु हेतुरसावेव गतौ स्वर्गापवर्गयोः ॥ २०७ ॥

'नमो अरिहंताणं' એ નામની આ સપ્તાક્ષરી વિદ્યા માત્ર આકાશગામિની વિદ્યા છે એટલું જ નહિ પણ તે તો યાવત સ્વર્ગ અને મોક્ષ સુધી અવશ્ય પહોંચાડે એવી મહાવિદ્યા છે.

इलिका भ्रमरीध्यानात्, भ्रमरीत्वं यथाश्नुते ।
तथा ध्यायन् परात्मानं, परमात्मत्वमाप्नुयात् ॥२०८॥

ભ્રમરીના ધ્યાનથી ઇલિકા જેમ ભ્રમરીપણાને પામે છે. તેમ પરમાત્માનું ધ્યાન કરનાર આત્મા પરમાત્મપણાને પ્રાપ્ત કરે છે.

आत्माऽयमर्हतो ध्यानात्परमात्मत्वमश्नुते ।
रसं विद्धं यथा ताम्रं स्वर्णत्वमधिगच्छति ॥ २०९ ॥

જેમ રસથી વિંધાયેલું તાંબુ સુવર્ણપણાને પામે છે, તેમ આ આત્મા શ્રી અરિહંત પરમાત્માના ધ્યાનથી પરમાત્મપણાને પામે છે.

सारमेतन्मया लब्धं, श्रुताब्धेरवगाहनात् ।
भक्तिर्भागवती बीजं, परमानन्दसंपदाम् ॥ २१० ॥

શ્રુતસાગરનું અવગાહન કરવાથી આ પ્રકારનો સાર મેં પ્રાપ્ત કર્યો છે કે શ્રી અરિહંત પરમાત્માની ભક્તિ એજ પરમપદનું બીજ છે.

सङ्क्षेपेण यदत्रोक्तं विस्तारात्परमागमे ।
तत्सर्वं ध्यातमेव स्याद् ध्यातेषु परमेष्ठिषु ॥ २११ ॥

અહીં જે સંક્ષેપથી કહ્યું છે અને આગમોમાં વિસ્તારથી ધ્યાનને માટે કહ્યું છે, તે બધા ધ્યાનોનો પરમેષ્ઠિઓને ધ્યાવવામાં સમાવેશ થઇ જાય છે.



મૈત્રી આદિ ભાવનાગર્ભિત શ્લોકો

# મૈત્રી આદિ ભાવનાગર્ભિત શ્લોકો કંઠસ્થ વગેરેથી

શ્રી નવકાર મહિમાગર્ભિત શ્લોકો કંઠસ્થ વગેરેથી ભાવિત થયા બાદ મૈત્રી આદિ ભાવનાથી વાસિત થવું જોઈએ. એ માટે શ્રી નવકારના સાધકને ઉપયોગી એવા મૈત્રી આદિ ભાવનાગર્ભિત શ્લોકો અહીં રજૂ કરવામાં આવે છે. તેને કંઠસ્થ કરી લેવા, તેનો અર્થ પણ ધારી લેવો. જાપની શરૂઆત પહેલાં અર્થની વિચારણાપૂર્વક તેને સુમધુર રીતે બોલવા અને અંતઃકરણને ભાવિત કરવું.

खामेमि सव्वजीवे, सव्वे जीवा खमंतु मे ।
मित्ती मे सव्वभूएसु, वेरं मज्झ न केणइ ॥ १ ॥

—જગતના સર્વ જીવોને હું ખમાવું છું. અર્થાત્ તેમની પાસે મારા અપરાધની માફી માગું છું, સર્વ જીવો મને ક્ષમા આપો, એમ પ્રાર્થું છું. મારે સર્વ જીવોની સાથે મૈત્રી ભાવ છે, કોઈની સાથે મારે વૈર-વિરોધ નથી. ૧

शिवमस्तु सर्वजगतः, परहितनिरता भवन्तु भूतगणाः ।
दोषाः प्रयान्तु नाशं, सर्वत्र सुखीभवतु लोकः ॥ २ ॥

—જગતના સર્વ જીવોનું કલ્યાણ થાઓ, સર્વ પ્રાણીસમૂહ પારકાનું હિત કરવાની ભાવનાવાળો બનો, સર્વના સર્વ દોષો નાશ પામો અને સર્વત્ર સર્વલોક સુખી થાઓ. ૨

परहितचिन्ता मैत्री, परदुःखविनाशिनी तथा करुणा ।
परसुखतुष्टिर्मुदिता, परदोषोपेक्षणमुपेक्षा ॥ ३ ॥

—અન્ય જીવોના હિતની ચિન્તા કરવી એ મૈત્રીભાવના છે. અન્ય જીવોના દુઃખોને ટાળવાની ભાવના એ કરુણાભાવના છે. અન્ય જીવો સુખ પામે તેમાં સંતોષ પામવો એ પ્રમોદભાવના છે. અને બીજાના અસાધ્ય દોષોની ઉપેક્ષા કરી તેમના પ્રત્યે રાગ-દ્વેષ ન કરવો તે માધ્યસ્થ્ય ભાવના છે. ૩

मैत्रीपवित्रपात्राय, मुदितामोदशालिने ।
कृपोपेक्षाप्रतीक्षाय, तुभ्यं योगात्मने नमः ॥ ४ ॥

—મૈત્રીના પરમભાજનભૂત, મુદિતાથી પ્રાપ્ત થયેલા મહાનંદ વડે શોભતા અને કરુણા તથા માધ્યસ્થ્ય વડે જગત્પૂજ્ય બનેલ યોગસ્વરૂપ હે વીતરાગ! તમને મારો નમસ્કાર હો! ૪

सत्त्वेषु मैत्रीं गुणिषु प्रमोदं क्लिष्टेषु जीवेषु कृपापरत्वम् ।
मध्यस्थभावं विपरीतवृत्तौ, सदा ममात्मा विदधातु देव ॥५॥

—હે દેવ! મારો આત્મા નિરંતર જગતના સર્વ જીવો પ્રત્યે મૈત્રીભાવને, ગુણવાન આત્માઓ પ્રત્યે પ્રમોદભાવને, દુઃખી જીવો પ્રત્યે કરુણાભાવને, અને પાપી જીવો પ્રત્યે મધ્યસ્થભાવને ધારણ કરો એમ હું આપની પાસે પ્રાર્થના કરું છું. ૫

सर्वेऽपि सुखिनः सन्तु, सर्वे सन्तु निरामयाः ।
सर्वे भद्राणि पश्यन्तु, मा कश्चिद् दुःखभाग् भवेत् ॥६॥

—વિશ્વના સર્વ પ્રાણીઓ સુખી થાઓ, સર્વ પ્રાણીઓ નિરોગી હો, સર્વ પ્રાણીઓ મંગલને જુઓ; અને કોઈપણ જીવ દુઃખ ન પામો. ૬

दुःस्थां भवस्थितिं स्थेम्ना. सर्वजीवेषु चिन्तयन् ।
निसर्गसुखसर्गं ते-ष्वपवर्गं विमार्गयेत् ॥ ७ ॥

—આ ભવસ્થિતિ અત્યંત દુઃખદાયક છે; એમ સર્વ જીવોને વિષે સ્થિરતાપૂર્વક ધર્મજાગરિકા વખતે વિચારતો ઉપાસક, જ્યાં સ્વાભાવિક સુખની જ સૃષ્ટિ છે, એવો મોક્ષ સર્વને મળો એવી પ્રાર્થના કરે. ૭

---

### શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ ભગવાનનું સ્તોત્ર

ॐ नमः पार्श्वनाथाय, विश्वचिन्तामणीयते ।
ह्रीँ धरणेन्द्रवैरोट्या-पद्मादेवीयुताय ते ॥ १ ॥

शान्तितुष्टिमहापुष्टि-धृतिकीर्तिविधायिने ।
ॐ ह्रीँ द्विड्व्यालवेताल-सर्वाधिव्याधिनाशिने ॥ २ ॥

जयाऽजिताख्याविजयाख्याऽपराजितयाऽन्वितः ।
दिशांपालैर्ग्रहैर्यक्षै-र्विद्यादेवीभिरन्वितः ॥ ३ ॥

ॐ असिआउसा नम-स्तत्र त्रैलोक्यनाथताम् ।
चतुःषष्टिसुरेन्द्रास्ते, भासन्ते च्छत्रचामरैः ॥ ४ ॥
श्रीशंखेश्वरमण्डन ! पार्श्वजिन ! प्रणतकल्पतरुकल्प ! ।
चूरय दुष्टव्रातं, पूरय मे वाञ्छितं नाथ ! ॥ ५ ॥

---

मैत्र्यादिभावयोगेन, शुभध्यानप्रभावतः ।
सुखं-सुखेन प्राप्नोति, जीवो मोक्षं न संशयः ॥

મૈત્રી આદિ ભાવનાઓ વડે તથા શુભ ધ્યાનના પ્રભાવથી જીવ અત્યંત સુખપૂર્વક મોક્ષને પ્રાપ્ત કરે છે, એમાં સંદેહ નથી.

ખમાવું બધા જીવને આજ પ્રીતે,
ખમો તે બધા મુજને સર્વ રીતે;
બધા જીવમાં મિત્રતાને પ્રસારું,
નથી કોઈ સાથે હવે વેર મારું.

બધા વિશ્વનું થાવ કલ્યાણ આજે,
બનો સજ્જ સૌ પારકા હિત કાજે;
બધા દૂષણો સર્વથા નાશ પામો,
જનો સર્વ રીતે સુખો આંહિ જામો.

સૌ પ્રાણી આ સંસારના, સન્મિત્ર મુજ વહાલા હજો;
સદ્ગુણમાં આનંદ માનું, મિત્ર કે વૈરી હજો.

દુઃખિયા પ્રતિ કરુણા અને, દુશ્મન પ્રતિ મધ્યસ્થતા,
શુભ ભાવના પ્રભુ ચાર આ, પામો હૃદયમાં સ્થિરતા.

ગુણીજનોકું વન્દના, અવગુણ દેખ મધ્યસ્થ;
દુઃખી દેખી કરુણા કરો, મૈત્રી ભાવ પ્રશસ્ત.

ઉપર જે કાવ્યો બતાવ્યાં છે તેમાં રુચિ અનુસાર શ્લોકો પસંદ કરી થોડો વખત તેનું ચિંતન કરી મૈત્રી આદિ ભાવનાથી ભાવિત થવું. પછી વજ્રપંજર સ્તોત્રથી આત્મરક્ષા કરવી.

---

## श्रीआत्मरक्षाकरं वज्रपञ्जराख्यं महास्तोत्रम्

( શ્રી નમસ્કાર મહામંત્રનો વિધિપૂર્વક જાપ કરનાર મહાનુભાવ પુણ્યાત્માએ જાપના પ્રારંભમાં આ સ્તોત્ર વડે મુદ્રાઓ સહિત સ્વશરીરની રક્ષા કરવી. મુદ્રાઓ ગુરુગમથી શીખી લેવી. આત્મરક્ષાપૂર્વક જાપ કરવાથી અનેક ફાયદાઓ થાય છે. )

ॐ परमेष्ठिनमस्कारं, सारं नवपदात्मकम् ।
आत्मरक्षाकरं वज्र-पञ्जराभं स्मराम्यहम् ॥ १ ॥

ॐ नमो अरिहंताणं, शिरस्कं शिरसि स्थितम् ।
ॐ नमो सव्वसिद्धाणं, मुखे मुखपटं वरम् ॥ २ ॥

ॐ नमो आयरियाणं, अंगरक्षातिशायिनी ।
ॐ नमो उवज्झायाणं, आयुधं हस्तयोर्दृढम् ॥ ३ ॥

ॐ नमो लोए सव्वसाहूणं, मोचके पादयोः शुभे ।
एसो पंचनमुक्कारो, शिला वज्रमयी तले ॥ ४ ॥

सव्वपावप्पणासणो, वप्रो वज्रमयो बहिः ।
मंगलाणं च सव्वेसिं, खादिरांगारखातिका ॥ ५ ॥

स्वाहान्तं च पदं ज्ञेयं, पढमं हवइ मंगलं ।
वप्रोपरि वज्रमयं, पिधानं देहरक्षणे ॥ ६ ॥

महाप्रभावा रक्षेयं, क्षुद्रोपद्रवनाशिनी ।
परमेष्ठिपदोद्भूता, कथिता पूर्वसूरिभिः ॥ ७ ॥

यश्चैवं कुरुते रक्षां, परमेष्ठिपदैः सदा ।
तस्य न स्याद्भयं व्याधि-राधिश्चापि कदाचन ॥ ८ ॥

ભાવાર્થ—નવપદસ્વરૂપ અને જગતના સારભૂત આ પરમેષ્ઠિ નમસ્કાર, આત્મરક્ષા કરવા માટે વજ્રના પિંજર સમાન છે. તેનુ હું સ્મરણ કરું છું. (૧)

'ॐ नमो अरिहंताणं ।' આ મંત્ર મુગટરૂપે મસ્તકે રહેલો છે એમ જાણવું (રક્ષા કરતી વખતે મસ્તકે હાથ સ્પર્શવા) અને 'ॐ नमो सव्वसिद्धाणं ।' આ મંત્ર મુખ પર શ્રેષ્ઠ વસ્ત્ર તરીકે રહેલો છે, એમ જાણવું. બોલતાં મુખ પર હાથ સ્પર્શવા) (૨)

'ॐ नमो आयरियाणं ।' આ મંત્રને અતિશાયી અંગરક્ષક તરીકે જાણવો. ( બોલતાં શરીર પર હાથ સ્પર્શવા ) અને 'ॐ नमो उवज्झायाणं ।' આ મંત્રને બે હાથમાં રહેલા

મજબૂત આયુધ (શસ્ત્ર) તરીકે સમજવો. (બોલતી વખતે હાથમાં શસ્ત્ર પકડવાની ચેષ્ટા કરવી.) (૩)

ॐ नमो लोए सव्वसाहूणं ' આ મંત્રને પગમાં રહેલી મંગળકારી મોજડીઓ જાણવી (બોલતી વખતે પગ નીચે હાથ સ્પર્શવા.) અને 'एसो पंचनमुक्कारो ।' આ મંત્રને પાદતલે રહેલી વજ્રની શિલાના સ્થાને સમજવો. (બોલતી વખતે આસન પર બેઠા હોય તેને બન્ને હાથથી સ્પર્શ કરતાં મનમાં વિચારવું કે હું વજ્રશિલા ઉપર બેઠો છું, તેથી જમીનમાંથી કે પાતાલલોકમાંથી મને કોઇ વિઘ્ન નડી શકશે નહિ) (૪)

'सव्वपावप्पणासणो ।' આ મંત્રને ચારે દિશામાં વજ્રમય કિલ્લારૂપ જાણવો. (બોલતી વખતે એમ વિચારવું કે મારી ચારે તરફ વજ્રનો કોટ છે. બે હાથથી ચારે બાજુ કોટની કલ્પના કરતાં આંગળી ફેરવવી.) 'मंगलाण च सव्वेसि ।' આ મંત્રને ખેરના અંગારાની ખાઇ સમજવી (બોલતી વેળા વિચારવું કે વજ્રના કોટની બહાર ચારે બાજુ ખેરના અગ્નિથી ખાઇ ભરેલી છે) (૫)

'पढमं हवइ मंगलं ।' આ મંત્રને કિલ્લા ઉપર વજ્રમય ઢાંકણુ સમજવું. (બોલતી વેળા હાથ મસ્તક ઉપર ફેરવીને વિચારવું કે વજ્રમય કોટની ઉપર આત્મરક્ષા માટે વજ્રમય ઢાંકણુ રહેલું છે, (આ પદને અંતે 'स्वाहा' મંત્ર પણ સમજી લેવો.) (૬)

પરમેષ્ઠિપદોથી પ્રગટ થયેલી મહાપ્રભાવશાળી આ રક્ષા સર્વ ઉપદ્રવોનો નાશ કરનારી છે, એમ પૂર્વાચાર્યોએ કહેલું છે. (૭)

પરમેષ્ઠિપદો વડે આ રીતે જે નિરંતર આત્મરક્ષા કરે છે, તેને કોઇ પણ પ્રકારનો ભય, શારીરિક વ્યાધિ અને માનસિક પીડાઓ કદી પણ થતી નથી. સર્વ ઉપદ્રવોનો નિવારક આ મંત્ર છે. (૮)

પછી પાપપ્રતિઘાત અને ગુણબીજાધાન નામનું પંચસૂત્રમાંનું પ્રથમ સૂત્ર પ્રણિધાનપૂર્વક ગણી જવું. એ ન આવડતું હોય તો અમૃતવેલની સજ્ઝાય[1] અથવા નીચેના મહામંગળકારી સૂત્રથી આત્માને ભાવિત કરવો.

'चत्तारि मंगलं–अरिहंता मंगलं ।
सिद्धा मंगलं, साहू मंगलं, केवलिपन्नत्तो धम्मो मंगलं'।

—ચાર પદાર્થો મંગલ છે -(૧) અરિહંતો મંગલ છે, (૨) સિદ્ધો મંગલ છે, (૩) સાધુઓ મંગલ છે અને (૪) કેવલિ પ્રરૂપિત ધર્મ મંગલ છે.

चत्तारि लोगुत्तमा–अरिहंता लोगुत्तमा ।
सिद्धा लोगुत्तमा साहू लोगुत्तमा ।
केवलिपन्नत्तो धम्मो लोगुत्तमो ।'

—ચાર પદાર્થો લોકમાં ઉત્તમ છે-(૧) અરિહંતો લોકમાં ઉત્તમ છે, (૨) સિદ્ધો લોકમાં ઉત્તમ છે, (૩)

---

૧ આ સજ્ઝાય આ પુસ્તકમાં અન્યત્ર આપવામાં આવી છે.

સાધુઓ લોકમાં ઉત્તમ છે, અને (૪) કેવલિપ્રરૂપિત ધર્મ લોકમાં ઉત્તમ છે.

चत्तारि सरणं पवज्जामि,
अरिहंते सरणं पवज्जामि,
सिद्धे सरणं पवज्जामि,
साहू सरणं पवज्जामि,
केवलिपन्नत्तं धम्मं सरणं पवज्जामि'।

—ચાર વસ્તુઓ શરણરૂપ છે. માટે હું ચારના શરણ સ્વીકારું છું -(૧) અરિહંતોનું શરણ સ્વીકારું છું, (૨) સિદ્ધોનું શરણ સ્વીકારું છું. (૩) સાધુઓનું શરણ સ્વીકારું છું અને (૪) કેવલિ-પ્રરૂપિત ધર્મનું શરણ સ્વીકારૂં છું.

પછી નીચેની ગાથા સ્થિરચિત્તે ભણવી.

'अरिहंतो मह देवो, जावज्जीवं सुसाहुणो गुरुणो ।
जिणपन्नत्तं तत्तं, इअ सम्मत्तं मए गहीअं ॥'

પ્રત્યેક ભવોમાં અરિહંત પરમાત્મા મારા દેવ છે, સુસાધુ ભગવંતો મારા ગુરુ છે, તેમ જ સકલ જીવોનું હિત એ જ છે તત્ત્વ જેમાં એવો શ્રી જિનેશ્વર ભગવંત-કથિત ધર્મ તેને જ હું તત્ત્વ માનું છું, આ જાતિનું સમ્યક્ત્વ મેં અંગીકાર કર્યું છે.

સાધકે સાધનાની શરૂઆતમાં ત્રણે કાલના અને ત્રણ જગતના સર્વ શ્રી નવકારસાધક ભવ્યાત્માઓની સાધનાની પણ ત્રિવિધે ત્રિવિધે ભૂરિ ભૂરિ અનુમોદના કરવી જોઇએ.

આ રીતે જાપ શરૂ કરતાં પહેલાં નવકારમંત્રમહિમા-ગર્ભિત શ્લોકો, મૈત્રી આદિ ભાવનાઓ, શ્રી વજ્રપંજર સ્તોત્રથી આત્મરક્ષા, પંચસૂત્ર અથવા અમૃતવેલની સજ્ઝાય, અથવા 'ચત્તારિમંગલ"નો પાઠ વગેરેમાંથી અનુકૂળતા અને સ્ફૂર્તિ મુજબ થોડી વાર રટણ કરવું.

ઉપરની તમામ વસ્તુઓ અંતઃકરણમાં ભાવ જાગૃત કરવાના ઉપાયભૂત છે. તેથી જે રીતે હૃદયમાં ભાવ ઉત્પન્ન થાય તે પદોનું આલંબન લઈ હૃદયને ભાવિત કરવું. તેમાં તાત્પર્ય એ છે કે પ્રાથમિક ભૂમિકામાં ભાવની વૃદ્ધિ કરવા માટે શરૂઆતમાં આ જાતિનો સ્વાધ્યાય ખાસ જરૂરી છે.

આટલું કર્યા બાદ સમગ્ર શબ્દબ્રહ્મની ઉત્પત્તિના કારણભૂત તથા પંચ પરમેષ્ઠિપદવાચક પ્રણવ-ૐકારનું નીચેના શ્લોકથી સ્મરણ કરવું.

'ॐकारं बिन्दुसंयुक्तं, नित्यं ध्यायन्ति योगिनः ।
कामदं मोक्षदं चैव, ॐकाराय नमो नमः ॥'

ત્યારપછી સકલ વિઘ્નના વિચ્છેદક અને સઘળાં મનોવાંછિત પૂર્ણ કરનાર શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ ભગવાનનું સ્મરણ કરવું. તે માટે 'ॐ नमः पार्श्वनाथाय विश्वचिन्तामणीयते' એ આખું કાવ્ય, અથવા નીચેનું કાવ્ય બોલવું.

नमोऽस्तु पार्श्वनाथाय, विघ्नविच्छेदकारिणे ।
नागेन्द्रकृतच्छत्राय, सर्वादेयाय ॐ नमः ॥

પછી નીચેના શ્લોકથી ચરમ શાસનપતિ આસન્ન ઉપકારી, શ્રી મહાવીર-વર્ધમાનસ્વામીનું સ્મરણ કરવું.

कल्याणपादपारामं, श्रुतगंगाहिमाचलम् ।
विश्वाम्भोजरविं देवं, वन्दे श्रीज्ञातनन्दनम् ॥

પછી નીચેના શ્લોકથી અનંત લબ્ધિનિધાન શ્રી ગૌતમગણધરેન્દ્રનું સ્મરણ કરવું.

सर्वारिष्टप्रणाशाय, सर्वाभीष्टार्थदायिने ।
सर्वलब्धिनिधानाय, श्रीगौतमस्वामिने नमः ॥

પછી નીચેના શ્લોકથી પરમ ઉપકારી ગુરુ મહારાજનું કૃતજ્ઞ બુદ્ધિથી અતિ નમ્રભાવે સ્મરણ કરવું.

अज्ञानतिमिरान्धानां, ज्ञानाञ्जनशलाकया ।
नेत्रमुन्मीलितं येन, तस्मै श्रीगुरवे नमः ॥

---

श्रीतीर्थंकरगणधरप्रसादात् सिद्ध्यतु मम एष योगः' ॥

જાપની શરૂઆતમાં ઉપર બતાવેલી વસ્તુઓનું મનન-ચિંતન કરવાથી મન-વચન-કાયાની ચંચળતા દૂર થાય છે.

જાપ પૂર્ણ થયા બાદ પણ મૈત્રી આદિ ભાવનાઓ ફરીથી વિચારવી. શુભ ધ્યાનની સ્થિરતા અને વૃદ્ધિ માટે એ ભાવનાઓ રસાયણનું કામ કરે છે. એનાથી ચિત્ત પ્રસન્ન અને પ્રફુલ્લિત થાય છે. અને હૃદયમાં સદ્ભાવ વૃદ્ધિ પામે છે.

# ભક્તિ સુધા બિન્દુ

## ( અવતરણિકા )

આ પ્રકરણમાં પ્રભુભક્તિનું સામર્થ્ય કેટલું અચિંત્ય અને અનંત છે, તે વિષયક સામગ્રી રજુ કરવામાં આવી છે. આત્મકલ્યાણના માર્ગમાં પ્રભુભક્તિનું સ્થાન કેટલું ઉચ્ચ કોટિનું છે તે હકીકત પણ આપણને આમાંથી અતિ-સ્પષ્ટપણે જાણવા મળી શકે છે.

કલિકાલસર્વજ્ઞ યોગિસમ્રાટ્ આચાર્ય ભગવંત શ્રી હેમચંદ્રાચાર્ય મ૦ શ્રીએ ત્રિષષ્ઠિ શલાકાપુરૂષ ચરિત્રમાં શ્રી તીર્થંકર ભગવંતોના ચ્યવન, જન્મ, દીક્ષા અને કેવળજ્ઞાન આદિના પ્રસંગોએ દેવેન્દ્રો અને નરેન્દ્રો આદિના મુખે ભક્તિપૂર્ણ હૃદયથી સર્વ કલ્યાણકારિણી પ્રભુભક્તિ અંગે હૃદયસ્પર્શી અમૃતોદ્‌ગારોની જે પરંપરાઓ પ્રગટ કરી છે, તે ઘણી વિશાળ છે. તેમાંથી સારભાગ લઈને ટુંકમાં જ તે અમૃતોદ્‌ગારોને અહીં રજુ કરવામાં આવ્યા છે. આ પ્રકરણનાં પ્રથમ ભાગમાં કેવળ શ્રી ત્રિષષ્ઠિશલાકાપુરુષ ચરિત્રમાંના જ ભક્તિવિષયક સુભાષિતો છે અને બીજા ભાગમાં બીજા પણ ભક્તહૃદયી મહાપુરૂષોના પ્રભુભક્તિ અંગેના વચનામૃતો રજુ કરવામાં આવ્યા છે, આ ભક્તિ-રૂપી સુધારસના બિન્દુઓનું વારંવાર પાન કરીને ભવ્ય જીવો અજર-અમરપણાને પ્રાપ્ત કરો એજ મંગળ મનોકામના.

ભવોભવ તુમ ચરણોની સેવા,

હું તો માગું છું દેવાધિદેવા.

न स्वर्गाप्सरसां स्पृहा समुदये नो नारकोच्छेदने,

नो संसारपरिक्षितौ न च पुनर्निर्वाणनित्यस्थितौ;

त्वत्पादद्वितयं नमामि भगवन्, किंत्वेककं प्रार्थये,

त्वद्भक्ति-र्मम मानसे भवभवे, भूयाद् विभो! निश्चला॥१॥

અર્થઃ- હે પ્રભુ! મને સ્વર્ગની સુંદર અપ્સરાઓના સમુદાય મળે તેવી સ્પૃહા નથી.

મારા નરકનાં દુઃખો નષ્ટ થાય તેવી પણ અભિલાષા નથી.

મારા સંસારના પરિભ્રમણનો સર્વથા ક્ષય થાય તે માટે પણ મને ઇચ્છા નથી,

મારો મુક્તિપુરીમાં સદાય વાસ થાય તેની પણ મને ચાહના નથી.

પરંતુ હે દેવાધિદેવ! હું તને એક જ પ્રાર્થના કરૂં છું કે તારી ભક્તિ મારા અંતરમાં ભવોભવ અવિચલ રહો!!!



|| ॐ अर्हं नमः ||

१

અનંતદર્શન, અનંતજ્ઞાન, અનંત સામર્થ્ય અને અનંત સ્વરૂપવાળા તેમજ સર્વ અતિશયોના પાત્રરૂપ એવા હે ભગવંત! હું તમને ભાવપૂર્વક નમસ્કાર કરૂં છું!

૨

ત્રણુ ભુવનના અધીશ, સર્વ વિશ્વપર વાત્સલ્યભાવને ધારણુ કરનારા, કરુણાના મહાસાગર અને ત્રિજગત્પૂજ્ય એવા હે પ્રભુ! પ્રણિધાન સહિત હું તમારૂં સ્મરણુ કરૂં છું.

૩

ચતુર્વિધ ધર્મનો ઉપદેશ કરનારા, ચાર મુખવાળા અને ચોથા પુરુષાર્થ (મોક્ષ)ના સ્વામી એવા હે ભગવંત! તમારી અમે સ્તુતિ કરીએ છીએ!

૪

જેનું સ્વરૂપ જાણી શકાતું નથી, જે મોટાથી પણુ મોટા છે અને જેને અનંતચતુષ્ટય સિદ્ધ થયેલા છે, એવા તમો ભગવંતને હું નમસ્કાર કરૂં છું.

૫

હે ભગવન્! જે કોઇ શાસ્ત્રમાં, જે કોઇ પ્રકારે અને જે કોઇ નામથી, રાગદ્વેષ રહિત એવા દેવનું વર્ણુન કરેલું છે, તે આપ એકજ છો અને તેથી આપને મારા નમસ્કાર છે.

૬

જેણે જગતને માટે ભયંકર એવા રાગ-દ્વેષને જેઓએ હણી નાખ્યા છે, તે પરમાત્મા નિદ્રામાં કે જાગૃત અવસ્થામાં મારું રક્ષણ કરનારા થાઓ !

૭

શાસ્ત્ર સંબંધી સઘળો પરિશ્રમ જેમનું જ્ઞાન થવા બાદજ ફળવાળો બને છે તે એક વીતરાગ, સર્વજ્ઞ પરમાત્મા જ ધ્યાન કરવા લાયક તથા ઉપાસના કરવા લાયક છે.

૮

પ્રભુની સ્તુતિ-સ્તોત્ર કરવા વડે હું વાણીને પવિત્ર કરું છું, કારણ કે આ ભવઅટવીમાં જન્મ પામ્યાનું પ્રાણીઓને એજ ખરું ફળ છે.

૯

હે દેવ ! સ્વયંભૂરમણ સમુદ્રની ઉર્મિઓ કદી ગણી શકાય, પણ મારા જેવા પુરૂષો અતિશયોના પાત્ર એવા તમારા ગુણોને ગણી શકે નહિ.

૧૦

કુંભો વડે સમુદ્રના પાણીનું માપ કાઢવું એ જેમ અશક્ય છે, તેમ જડબુદ્ધિવાળા એવા અમારા જેવા લાખો પુરૂષો વડે પણ ગુણસમુદ્ર એવા ભગવાન શ્રી જિનેશ્વર દેવોના ગુણોનું પ્રમાણ શોધવું એ અશક્ય છે: તો પણ ભક્તિને વશ થયેલા એવા અમે, અમારી શક્તિ કે યોગ્યતાનો વિચાર કર્યા વિનાજ ત્રિલોકનાથ શ્રી તીર્થંકર દેવોના ગુણોનું ઉત્કીર્તન કરવા માટે ઉત્સાહિત થઈએ છીએ.

૧૧

તેનું કારણ એ છે કે ભગવાનના ગુણોના પ્રભાવથી અમારી મંદપ્રજ્ઞા પણ પ્રભાવશાળી બને છે. ગુણોરૂપી પર્વતના દર્શનથી ભક્તિને વશ થયેલા અને બુદ્ધિથી દરિદ્ર એવા પણ અમે નવીન નવીન વાચાને પ્રાપ્ત કરીએ છીએ.

૧૨

જેમ ચન્દ્રદર્શનથી મંદ દૃષ્ટિ પણ પટુ બની જાય છે, તેમ હે નાથ! આપનો પ્રભાવ દેખવાથી અપ્રાજ્ઞ માણસ પણ સ્તવન કરવા માટે પ્રાજ્ઞ બની જાય છે.

૧૩

હે ભગવન્! આપને નમસ્કાર કરનારાઓ તપસ્યા કરનારાઓના કરતાં પણ ચઢી જાય છે અને આપની સેવા કરનારાઓ યોગિઓથી પણ અધિક છે.

૧૪

હે દેવ! આપની સ્તુતિ કરનારાઓ, સર્વને માટે સ્તુતિ કરવા યોગ્ય બને છે, આપની અર્ચા કરનારાઓ સર્વની અર્ચાને યોગ્ય બને છે, તથા આપને નમસ્કાર કરનારાઓ સર્વના નમસ્કારને પાત્ર બને છે. ખરેખર આપની ભક્તિ અચિન્ત્ય ફલને આપનારી છે.

૧૫

સમસ્ત ઇચ્છિત અર્થને આપનારા હે પરમાત્મન્! જેઓના હૃદયરૂપી ચૈતન્યના અધિષ્ઠાતા આપ બન્યા છો, તે ભવ્યાત્માઓથી આ જગતમાં બીજા કોઈ મોટા ભાગ્યશાળી છેજ નહિં.

૧૬

હે દેવ! મૂર્ખ માણસને જેમ અન્યાભ્યાસ કેવળ ક્લેશને માટે જ થાય છે, તેવી રીતે આપની ભક્તિથી શૂન્ય એવા આત્માઓનો મહાન ઘોરાતિઘોર તપ પણ કેવળ કાય-ક્લેશને જ આપનાર થાય છે.

૧૭

હે નાથ! જ્યાં તમારૂં દર્શન નથી તે ઘર શા કામનું છે? અને તમારા દર્શનથી પવિત્ર એવું આ બધું ભૂમિતળ કલ્યાણરૂપ છે.

૧૮

હે હિતકારી પ્રભુ! તમારા ચરણમાં સ્પર્શ કર્યા સિવાયના બીજાં જે કાંઈ કર્મો છે તે સર્વ કુકર્મો છે, અને તેઓ આ સંસારની વૃદ્ધિના કારણ થાય એવાં કર્મોને પ્રસવ્યા જ કરે છે.

૧૯

હે યોગીશ્વર! તમારા ધ્યાન વિના જે બીજાં ધ્યાન છે તે સર્વ દુર્ધ્યાન છે, જેનાથી પોતાના તંતુથી કરોળી-આની જેમ પોતાનો આત્મા જ બંધાય છે.

૨૦

હે અનંત ગુણના નિધાન! તમારા ગુણની કથા વિના જે કથા છે તે સર્વ દુષ્ટ કથા છે, જેનાથી વાણી વડે તિત્તિર પક્ષીની જેમ વાણી વિપત્તિને પામે છે.

૨૧

હે જગદ્ગુરુ ! તમારા ચરણકમળની સેવાના પ્રભાવથી વિષય અને કષાયરૂપ આ સંસારનો ઉચ્છેદ થાઓ અથવા ભવેભવે તમારી ભક્તિ થયા કરો !

૨૨

ચન્દ્રમા જેમ સર્વ જલાશયોના જળમાં સમાન રીતિએ વર્તે છે, તેમ હે સ્વામિન્ ! આપ પણ જગતના સર્વ જીવોના ચિત્તમાં સમાનપણે વસો છો.

૨૩

યોગક્ષેમને કરનારા હે પ્રભુ ! તત્ત્વને આપ સ્વયં જણાવો છો, માર્ગને પણ આપજ દેખાડો છો, તથા વિશ્વને આપ સ્વયં રક્ષો છો, તો પછી આપની પાસેથી હવે શું માગવું ? અર્થાત્ મારે માગવાનું કાંઈ રહેતું જ નથી. આપ વગર માગ્યે જ આપી રહ્યા છો.

૨૪

હે અચિન્ત્ય ચિન્તામણિ પ્રભુ ! ઇચ્છા કર્યા વગર માત્ર સ્મરણ કરવાથી પણ તમે મોક્ષને માટે થાઓ છો, તો દર્શન અને સ્તુતિ કરીને તમારી પાસે તેથી અધિક ફળ શું માગીએ ?

૨૫

હે વિભુ ! તમને પ્રણામ કરવો તે પણ મનુષ્યોને અચિંત્ય ચિંતામણિરૂપ થાય છે, તો તમારું મનથી, ધ્યાન અને વચનથી સ્તવન કરતાં શું ન થાય ?.

૨૬

હે પ્રભુ ! તમારા સ્તવનમાં, પ્રણામમાં, ધ્યાનમાં અને તમારા જ વિષયમાં અમારી પ્રવૃત્તિ સદા રહો, બીજા મનોહર પદાર્થોની અમારે કાંઈ જ જરૂર નથી.

૨૭

હે ત્રિભુવનતારક ! જેમ જેમ પ્રાણીઓ નિઃસ્પૃહતાથી તમારી ઉપાસના કરે છે, તેમ તેમ તમે તેમને ઉત્કૃષ્ટ ફળ આપો છો, એ મોટું આશ્ચર્ય છે.

૨૮

કર્મને છેદવાને મોટો યત્ન કરી તમે જે પૂર્વે તીર્થંકર નામકર્મ ઉપાર્જન કર્યું, તે જ તમારૂં નિઃસ્વાર્થ પરોપકારીપણું છે. આ જગતમાં ઘોર સંસારથી ભય પામેલા પ્રાણીઓને હે પ્રભુ ! તમારૂં સમવસરણ મોટા કિલ્લાની પેઠે શરણરૂપ છે.

૨૯

હે સ્વામિન્ ! કેવળજ્ઞાન પામ્યા પછી આપ કૃતાર્થ હોવા છતાં પણ કેવળ લોકો ઉપર ઉપકાર કરવાની ખાતર જ પૃથ્વીતલ ઉપર વિહાર કરો છો. શું ગગનમંડળમાં સૂર્ય પોતાના સ્વાર્થ માટે વિહરે છે ? નહિં જ.

૩૦

હે ત્રિભુવનેશ્વર ! ઘાતી કર્મોને હણ્યા બાદ શેષ અઘાતી કર્મોની આપ જે ઉપેક્ષા કરો છો, તેમાં ભુવનને ઉપકાર કરવા સિવાય બીજું શું કારણ છે ! કાંઈ જ નહિ.

૩૧

હે પ્રભુ ! વિશ્વના ઉપકારને માટે તમે વિહાર કરતાં પ્રાણીઓને અસંભવિત કલ્યાણ પણ શું શું પ્રાપ્ત નહી થાય? અર્થાત્ સર્વ કલ્યાણ પ્રાપ્ત થશે જ.

૩૨

હે નાથ ! જેમ નિષ્કારણ જગતના ઉપકારને માટે સૂર્ય પોતાના સકળ કિરણોથી વિશ્વને પ્રકાશિત કરે છે, જેમ ચંદ્ર પોતાની જ્યોત્સ્નાથી, વિશ્વનો સંતાપ હરે છે, જેમ વર્ષાઋતુ મેઘના જળથી જગત્‌ને જીવન આપે છે, જેમ વાયુ પોતાની નિરંતરની ગતિથી જગત્‌ને આશ્વાસન કરે છે, તેવી રીતે નિષ્કારણ ત્રણુ લોકના ઉપકારને માટે જ તમારી પ્રવૃત્તિ જય પામે છે.

૩૩

હે સ્વામિન્ ! પિતા, માતા, ગુરુ કે સ્વામી સર્વે એકત્ર થઇને જે હિત નથી કરી શકતા, તે આપ એક પણ અનેક જેવા બનીને જગતનું હિત કરો છો.

૩૪

હે નાથ ! ચક્રવર્તીઓના ચક્રોથી, વાસુદેવના શસ્ત્રથી, ઈન્દ્રના વજ્રથી અને બીજા ઈન્દ્રોના શસ્ત્રોથી પણ જે કર્મો કોઈ દિવસ ભેદાતાં નથી તે કર્મો તમારા દર્શન માત્રથી ભેદાઇ જાય છે.

૩૫

ક્ષીરસમુદ્રની વેલાથી, ચંદ્રાદિકની કાંતિથી, મેઘની ધારાઓથી, ગોશીર્ષચંદનના વિલેપનથી અને કદલીઓના

ઘાટા ઉદ્યાનોથી જે દુઃખોનો પરિતાપ શમી જતો નથી, તે તમારા દર્શનમાત્રથી તત્કાળ શાંત પામી જાય છે.

૩૬

અનેક પ્રકારના કવાથો (ઉકાળા)થી, જાત જાતના ચૂર્ણોથી, ઘણા પ્રકારના લેપોથી, અનેક પ્રકારની શસ્ત્રક્રિયાથી તથા બહુ રીતના યંત્ર પ્રયોગથી, જે રોગો છેદાતા નથી તે રોગો તમારા દર્શનમાત્રથી પ્રલય પામી જાય છે.

૩૭

સકલ સંપત્તિના એક હેતુભૂત એવા હે પ્રભુ! એક તરફ ધાર્મિક બધાં કાર્યો અને એક તરફ તમારૂં દર્શન એ બન્નેની તુલના કરતાં તમારૂં દર્શન અધિક ફળપ્રાપ્તિના સાધનરૂપ જણાય છે.

૩૮

હે પ્રભુ! વધારે શું કહેવું. ટુંકામાં એટલું જ કહેવાનું છે કે જે કાંઈ આ જગતમાં અસાધ્ય છે તે તમારા દર્શનમાત્રથી સાધ્ય થઈ જાય છે.

૩૯

હે દેવ! તે પુરુષોને ધન્ય છે કે જેઓ આપનાં ચરણકમળનાં દર્શન કરવા માટે દૂર દૂરથી પણ હંમેશાં રાજહંસની જેમ દોડીને આવે છે.

૪૦

હે ત્રિભુવનબાંધવ! સદાય આપનું દર્શન કરનારા તિર્યંચોને પણ ધન્ય છે, જ્યારે આપના દર્શનથી વંધ્ય એવા સ્વર્ગવાસીઓ પણ અધન્ય છે.

૪૧

હે ભગવન્ ! તમારા દર્શનસુખથી અમારી દૃષ્ટિઓ કૃતાર્થ થઇ છે, અને તમારું પૂજન કરવાથી અમારા હાથ કૃતાર્થ થયેલા છે.

૪૨

હે પુરુષોત્તમ ! આજ મારો જન્મવૈભવ કૃતાર્થ થયો છે, કારણ કે, તમારી પૂજાનો મહોત્સવ કરવાનો મને લાભ પ્રાપ્ત થયો છે.

૪૩

હે પ્રભુ ! જેઓ તમારી અષ્ટપ્રકારી પૂજા કરે છે, તેઓના હાથમાં અણિમાદિ આઠ સિદ્ધિઓ સહજભાવે પ્રાપ્ત થાય છે.

૪૪

હે પરમપુરુષ ! તે નેત્રોને ધન્ય છે કે જે પ્રતિદિન આપનું દર્શન કરે છે, તેનાથી પણ તે હૃદયને વિશેષ ધન્ય છે કે જે હૃદય નેત્રથી જોયેલા તમને હંમેશા ધારણ કરી રાખે છે.

૪૫

હે અનુપકૃત ઉપકારી નાથ ! તમારા દર્શનથી પ્રાણીઓ જાણે મોક્ષની નિઃશ્રેણી હોય તેવી ગુણઠાણાની શ્રેણીપર સુખપૂર્વક આરોહણ કરી, મોક્ષને મેળવે છે.

૪૬

ગરૂડના દર્શનથી જેમ દૃઢ નાગપાશ પણ તૂટી જાય છે,

તેમ હે વિભુ ! તમારા દર્શનથી પ્રાણીઓના દૃઢ કર્મપાશ પણ તૂટી જાય છે.

૪૭

હે અનંત ગુણનિધિ ! લાખો જન્મથી ઉપાર્જન કરેલું કર્મ પણ આપના દર્શનથી વિલીન થાય છે. ઘણા કાળથી પત્થર સમાન બનેલ ઘી પણ શું અગ્નિથી દ્રવિત નથી થતું ? થાય છે.

૪૮

હે નાથ ! આપના આશ્રિતો આપની તુલ્ય બને, એમાં લેશ માત્ર અઘટિત નથી. દીપકના સંપર્કથી દીવેટો શું દીપકપણાને નથી પામતી ? પામેજ છે.

૪૯

હે દેવ ! આપનો આશ્રય કરનાર આત્મા ગુરુકર્મી પણ લઘુકર્મી બની જાય છે સિદ્ધરસનો સ્પર્શ શું લોઢાને પણ સુવર્ણ નથી બનાવતો ? બનાવેજ છે.

૫૦

હે જગત્પતિ ! જેનાવડે તમારા દર્શન થયા તે નેત્રને પણ ધન્ય છે, અને જેનાવડે તમારો સ્પર્શ થયો તે હાથને તે કરતાં વિશેષ ધન્ય છે.

૫૧

હે નાથ ! મારાં નેત્રો સર્વદા તમારા મુખને જોઇ વિકાસ પામો, મારા હાથ તમારી ઉપાસના કરો, અને મારા કાનો તમારા ગુણના શ્રોતા થાઓ.

૫૨

હે જિનનાથ ! તમારાં સ્નાત્ર, અર્ચન વિગેરેમાં જે મહોત્સવ કરવામાં આવેલો છે, તે ચિરકાળના અમારા મનોરથોરૂપી પ્રસાદ ઉપર કળશરૂપ થયેલો છે.

૫૩

હે જગન્નાથ ! સાંપ્રત કાળે હું આ સંસારની પણ પ્રશંસા કરૂં છું, કારણ કે જેમાં મુક્તિના એક નિબંધ રૂપ તમારૂં દર્શન પ્રાપ્ત થયું છે.

૫૪

હે ભગવન્ ! જ્યાં સુધી સૂર્યોદય થયો નથી ત્યાં સુધીજ અંધકાર રહે છે, જ્યાં સુધી સિંહ આવતો નથી ત્યાં સુધી જ ગજેન્દ્રો મદાંધ રહે છે. જ્યાં સુધી કલ્પવૃક્ષ પ્રાપ્ત થયું નથી ત્યાં સુધી જ દારિદ્રય રહે છે; જ્યાં સુધી વૃષ્ટિકારક મેઘ થતો નથી ત્યાં સુધી જ જળની તંગી રહે છે, જ્યાં સુધી પૂર્ણ ચન્દ્ર ઉગતો નથી ત્યાં સુધી જ દિવસનો તાપ રહે છે, તેમ જ્યાં સુધી તમે જોવામાં આવેલા નથી ત્યાં સુધી જ આ જગતમાં કુબોધ રહેલો છે.

૫૫

હે નાથ ! તમને જોવાને, તમારી સ્તુતિ કરવાને અને તમારૂં પૂજન કરવાને માટે મારા શરીરમાં અનંત નેત્રો, અનંત જિહ્વાઓ, અને અનંત ભુજાઓ થાય એવી હું ઇચ્છા રાખું છું.

૫૬

પરમપદના પરમ હેતુ હે પ્રભુ ! જે દિવસો તમારા દર્શ-

નથી પવિત્ર છે, તેજ ખરેખરા દિવસો છે; બાકીના જે દિવસો છે તે તો મારે અંધારપક્ષની રાત્રિ જેવા છે.

૫૭

હે ક્ષમાસાગર ! જે પ્રાણીઓ નિત્ય તમને જુએ છે અને સેવે છે તેઓની હું હર્ષથી સર્વકાળ અનુમોદના કરૂં છું.

૫૮

અનંતસુખના દાતા હે પ્રભુ ! જ્યોત્સ્નાથી વ્યાપ્ત એવો ચંદ્રમા જેમ ચકોર પક્ષીને હર્ષ આપે છે, તેમ કાંતિઓથી વ્યાપ્ત એવા તમે સર્વની દૃષ્ટિઓને પરમ હર્ષ આપો છો.

૫૯

હે નાથ ! મારે ભાગ્યે તમારા દર્શનથી હું ચિરકાળે પણ અનુગ્રહિત થયો છું, કેમ કે સાધારણ પુણ્યથી અર્હંત પ્રભુનું સાક્ષાત્ દર્શન થતું નથી.

૬૦

હે નાથ ! જેઓ તમારી આગળ ભૂમિપર આળોટી પૃથ્વીના રજથી વ્યાપ્ત થાય છે, તેઓને ગોશીર્ષચંદનનો અંગરાગ દુર્લભ નથી.

૬૧

શરણાગતવત્સલ હે વિભુ ! જેઓ ભક્તિ વડે એક પુષ્પ પણ તમારા મસ્તક પર ચડાવે છે તેઓ મસ્તક પર છત્ર ધારણ કરીને નિરંતર વિચરે છે.

૬૨

હે દેવ ! તમારા અંગ ઉપર જેઓએ એકવાર પણ અંગરાગ કર્યો હોય તેઓ દેવદૂષ્ય વસ્ત્રને ધારણ કરનારા થાય તેમાં કાંઇપણ શંકા નથી.

૬૩

હે નાથ ! જેઓ તમારા કંઠ ઉપર એકવાર પણ પુષ્પ-માળા ધરે છે તેઓના કંઠ ઉપર દેવાંગનાઓ પુષ્પની માળા પહેરાવવા ઉત્સુક થાય.

૬૪

હે પ્રભુ ! જેઓ તમારા અતિનિર્મળ ગુણોનું એકવાર પણ વર્ણન કરે તેઓ આ લોકમાં અતિશયવાન થઈ દેવાં-ગનાઓથી મવાય છે.

૬૫

હે નાથ ! જેઓ નમ્ર થઈને ચતુરાઈથી તમારી આગળ નૃત્યાદિક ભક્તિ કરે છે તેઓને ઐરાવત હાથીના સ્કંધ ઉપર આસન મળવું દુર્લભ નથી.

૬૬

હે દેવ ! જેઓ રાત્રિ દિવસ તમારા પરમાત્મસ્વરૂપનું ધ્યાન કરે તેઓ હમેશાં આ લોકમાં સર્વને ધ્યાન કરવા યોગ્ય થાય છે.

૬૭

હે સ્વામિન્ ! આપનું ધ્યાન, સ્તવન અને પૂજન કર-નાર આત્માઓજ પોતાના મન, વચન અને કાયાને સફળ બનાવનારા છે.

૬૮

હે પ્રભુ ! જ્યાં સુધી તમે અધીશ્વર થયા નથી, ત્યાં સુધી જ પ્રાણીઓના મનરૂપી ધનને વિષયરૂપ તસ્કરો ચોરી શકે છે.

૬૯

હે ભુવનેશ્વર ! ઉજ્જ્વળ દર્પણ જેવા મારા મનમાં હંમેશાં પ્રતિબિંબ રૂપે પડેલી તમારી મૂર્તિ મને મુક્તિ-સુખના કારણરૂપ થાઓ.

૭૦

હે અનંતગુણના સાગર ! મનને જેમ મેરુ દૂર નથી, તેમ આપના ચરણકમલોને વિષે ભ્રમરનું આચરણ કરનારા કિંકરોને લોકાગ્ર અર્થાત્ મોક્ષ પણ દૂર નથી.

૭૧

હે નાથ ! જે ભવ્યજનો તમારા શાસનરૂપી નિશ્રેણી ઉપર ચડ્યા છે, તે થોડા કાળમાં ઊંચા લોકાગ્ર ઉપર પણ ચડી ચૂકયા જ છે, એમાં લેશ પણ શંકા નથી.

૭૨

મદોન્મત્ત ઇન્દ્રિયોરૂપી ગજેન્દ્રને નિર્મદ કરવા માટે ભેષજ તુલ્ય આપનું શાસન, હે સ્વામિન્ ! જગતમાં જયવંત વર્તે છે.

૭૩

હે પ્રભુ ! ભવ્ય પ્રાણીઓએ જોવા માત્રથી અથવા ધ્યાન કરવા માત્રથી તમે તેઓના કર્મરૂપ પાશને છેદવાને કોઇ અપૂર્વ શસ્ત્રરૂપ થાઓ છો.

૭૪

હે જગત્પતિ ! આ ઈંદ્રાદિક પદવીની પ્રાપ્તિ તો શું

માત્ર છે ? કેમ કે, તમારી સેવાથી તો તમારી જેવા જ થવાય છે.

૭૫

હે વિભો ! સૂર્યથી કમળનો અભ્યુદય થાય, તેમ વિશ્વના અંધકારને છેદનારા એવા અપૂર્વ સૂર્યરૂપ તમારા જન્મથી આજે જગતમાં શુભ કર્મનો ઉદય થયેલો છે.

૭૬

હે પ્રભુ ! ચંદ્રનાં કિરણ માત્ર પડવાથી જેમ શેફાલિકાના પુષ્પ ખરી પડે છે, તેમ તમારા દર્શનમાત્રથી પ્રાણીઓનું અશુભ પોતાનું ફળ આપ્યા સિવાય ગળી જાય છે.

૭૭

હે સ્વામિ ! રોગીને ઔષધિની જેમ અવિરતિ એવા અમને તમારૂં દર્શન મોટા ઉપકારને ઉત્પન્ન કરનારું થયેલું છે.

૭૮

વિશ્વને અભય આપનારૂં તમારૂં દીક્ષાધારી સ્વરૂપ તો એક તરફ રહ્યું, પણ હે ભગવન્ ! તમે આ બાલ્યાવસ્થાની મૂર્તિથી પણ, પ્રાણીઓના દુઃખને હરી લ્યો છો.

૭૯

હે નાથ ! જેમ મુક્તાહારાદિ મારા હૃદયનું બાહ્ય આભૂષણ છે, તેમ ત્રણ જગતના પતિ એવા તમે મારા હૃદયનું આંતર આભૂષણ છો.

૮૦

હે પ્રભુ ! હાલમાં તમારા પ્રસાદથી તમારા દર્શનનું ફળ ઉત્તમ સમ્યક્ત્વ મને યાવજ્જીવિત નિશ્ચળપણે રહેવારૂપ થાઓ.

૮૧

હે દેવ ! લોકોની દ્રષ્ટિને અંધ કરનારૂં અને વિસ્તાર પામતું કોપરૂપ અંધારૂં તમારા દર્શનરૂપ અમૃતાંજનથી દૂર નાસી જાય છે.

૮૨

હે જગન્નાથ ! તમારા દર્શનરૂપ જળના તરંગો સર્વ પ્રાણીઓના કષાયાદિ મળથી ભરેલા મનને ધોઈ નાખે છે.

૮૩

હે દેવ ! જ્યાં સુધી અજ્ઞ પ્રાણીઓ તમારા વચનરૂપ મંત્રને સાંભળતા નથી ત્યાં સુધીજ તેમને માનરૂપી ભૂત વળગ્યા કરે છે.

૮૪

હે વિભુ ! તમારા પ્રસાદથી માયારૂપ બેડીને તોડી સરલતારૂપ વાહનમાં બેસનારા પ્રાણીઓને મુક્તિ કાંઇપણ દૂર નથી.

૮૫

હે પરમેશ્વર ! આજે સારે ભાગ્યે તમારૂં દર્શન થવાથી મારે પૂર્વસંચિત પાપરૂપ રાત્રિનો પ્રભાત સમય થયો છે.

૮૬

આત્માની સાથે નિત્યપણે પરોવાયેલા પ્રાણીઓનાં કુકર્મો

અયસ્કાંત મણિથી લોઢાની જેમ તમારા દર્શનાદિકથી આજે જુદા પડી જાઓ.

૮૭

મધ્ય દિને જેમ પ્રાણીઓના શરીરની છાયા સંકોચાઇ જાય છે, તેમ હે પ્રભો ! આપના પ્રભાવરૂપી મધ્યાહ્ન પ્રાણીઓના કર્મોને સંકોચી નાખે છે.

૮૮

જેવી રીતે તમારા ચરણનખનાં કિરણો મારા શિર આગળ પ્રસરવાથી મને આભૂષણરૂપ થાય છે, તેવી રીતે આ મુગટ વિગેરે આભૂષણો થતાં નથી.

૮૯

હે ત્રિજગન્નાથ ! તમારા ગુણોની સ્તુતિ કરતાં મને જે પ્રસન્નતા થાય છે, તેવી પ્રસન્નતા ચારણ ભાટો મારી સ્તુતિ કરે છે, ત્યારે મને થતી નથી.

૯૦

તમારી પાસે ભૂમિ ઉપર બેસતાં જેવી મારી ઉન્નતિ થાય છે, તેવી ઉન્નતિ સૌધર્મસભાની અંદર સિંહાસનપર બેસતાં થતી નથી.

૯૧

હે પ્રભુ ! તમારા જેવા સ્વામીની પરતંત્રતામાં લાંબો કાળ રહેવાને જેમ હું ઇચ્છું છું, તેવી રીતે રાજ્યની સ્વતંત્રતામાં પણ રહેવાને હું ઈચ્છતો નથી.

૯૨

તમારા દર્શનમાત્રથી જ પ્રાણી, બીજાં કર્મોને ભૂલી જઇ આત્મારામી થાય છે તો તમારી દેશના સાંભળવાથી તો શું ન થાય?

૯૩

હે જિનેશ્વર! તમારા ચરણકમળમાં ભ્રમરરૂપે રહેતાં મને એટલો બધો હર્ષ પ્રાપ્ત થાય છે, કે જેથી ભોગને માટે કે મોક્ષને માટે મને સ્પૃહા જ રહેતી નથી.

૯૪

તમારા દર્શનરૂપ અમૃતપાનવડે જેમના શરીર ઉચ્છ્વાસ પામેલા છે, એવા પ્રાણીઓના કર્મબંધ અવશ્ય તુટી જાય છે.

૯૫

વિવેકરૂપી દર્પણને સાફ કરવામાં તત્પર અને કલ્યાણ-વૃક્ષના બીજ જેવા તમારા ચરણનાં રજકણો અમોને પવિત્ર કરો.

૯૬

હે દેવ! તમારા નામરૂપ રક્ષામંત્રથી સંરક્ષિત થયેલા આ જગત્‌ને હવે પછી પાપરૂપ પિશાચ વળગી શકશે નહિ.

૯૭

હે સ્વામી! અમારા પૂર્વના પુણ્યાનુબંધી પુણ્યજ છે કે જેથી અસાધારણ સુખ આપનાર તમે દૃષ્ટિગોચર થયા છો.

૯૮

સ્વામિન્! સાંભળેલા, સંભારેલા સ્તુતિકરેલા, ધ્યાન કરેલા તમે સર્વ પ્રકારે સુખને માટેજ થાઓ છો.

૯૯

હે સ્વામી ! તમારી પાસે શાશ્વત વૈરથી અંધ થયેલા બહિરંગ શત્રુઓ જ માત્ર શમી જાય છે, એમ નહિ પણ અંતરંગ શત્રુઓ જે કામ-ક્રોધાદિ છે તે પણ શમી જાય છે.

૧૦૦

હે દેવાધિદેવ ! આજે સારે ભાગ્યે મારા હૃદયરૂપી મંદિરમાં તમે નિવાસ કરી તેને સનાથ કરેલું છે.

૧૦૧

હે નાથ ! જેમ શ્રાંત થઇ ગયેલાઓ રથને, તૃષાતુરો નદીને, તાપથી તપેલાઓ વૃક્ષની છાયાને, ડુબી જતાઓ વહાણને, રોગીઓ ઔષધને, અંધકારથી અંધ થયેલાઓ દીપકને, હિમથી પીડિત થયેલાઓ સૂર્યને, માર્ગ ભૂલી ગયેલાઓ ભોમીઆને, અને વ્યાઘ્રથી ભય પામેલાઓ અગ્નિને પ્રાપ્ત કરે, તેમ અનાથપણાને લીધે ઘણા કાળથી વિધુર થઇ ગયેલા અમોએ અત્યારે તમારા જેવા તીર્થંપતિ નાથને પ્રાપ્ત કરેલા છે.

૧૦૨

આકાશના વાદળાની જેમ ચન્દ્રમાની ચન્દ્રિકાની જેમ કે માર્ગનાં છાયાવૃક્ષોની છાયાની જેમ આપની કૃપા, દરિદ્ર કે ધનાઢ્ય મૂર્ખ કે ગુણી, સર્વ કોઈને સમાન રીતિએ ઉપકારક છે.

૧૦૩

હે પરમેશ્વર ! ન્યાયી રાજા જેમ શત્રુ પાસેના દેશને મુક્ત કરી તેનું રાજ્ય તેના મૂળ માલીકને આપે તેમ તમે

અનંત પ્રાણીઓને કર્મબંધનોથી મુક્ત કરીને અચલ સુખ આપો છો.

૧૦૪

હે સ્વામી ! રાગદ્વેષાદિ તસ્કરો મોહરૂપ અવસ્વાપિની નિદ્રા મૂકીને આ ત્રણ જગતને લાંબા વખતથી લુંટી લે છે, માટે હવે સત્વર તેની રક્ષા કરો.

૧૦૫

હે પરમેશ્વર ! અમારા ઉપર પ્રસન્ન થાઓ કે જેથી અમે વિષય-કષાય, રાગ-દ્વેષ અને મોહાદિકથી અજિત રહીએ.

૧૦૬

મોક્ષદ્વારમાં પ્રવેશ કરવાને ઉત્સુક મનવાળા પ્રાણીઓને મોહરૂપી અંધકારમાં તમે જે દીપકપણું ધારણ કરો છો, તેવું બીજો કોઈ ધારણ કરતો નથી.

૧૦૭

જેમ ચીકણા પદાર્થોના યોગથી પાત્ર પણ ચીકણું થાય-છે, તેમ તમારા ગુણને ગ્રહણ કરવાથી માણસ પણ તત્કાળ ગુણી થઈ જાય છે.

૧૦૮

આ સંસારરૂપી સરિતાના રાગ અને દ્વેષ એ બે પ્રવાહ છે, તેની મધ્યમાં દ્વીપની જેવા મધ્યસ્થપણામાં તમારા શાસનથી રહેવાય છે.

૧૦૯

હે ! પ્રભુ રાત્રિમાં દીપક, સમુદ્રમાં દ્વીપ, મરૂદેશમાં વૃક્ષ અને શિતકાળમાં અગ્નિસમાન દુર્લભ આ આપના

ચરણકમળના રજકણ અમને કલિકાલમાં પ્રાપ્ત થયેલ છે એ અમારૂં મહાન અહોભાગ્ય છે.

૧૧૦

હે પ્રભુ ! આપના દર્શન રહિત કૃતયુગાદિકમાં (સત્યયુગાદિકમાં) હું અટવી સદૃશ ભટક્યો છું પણ આપનું દર્શન ન મળ્યું તેથી તે કૃતયુગ મને સફળ ન થયો.

જેથી જેમાં આપનું દર્શન પ્રાપ્ત થયું એવા કલિકાલને પણ અમારો નમસ્કાર હો ! ભવતારક આપનું દર્શન જો મળે તો તે કલિયુગ પણ વખાણવા લાયક બને છે.

૧૧૧

હે પ્રભુ ! જેમ વિષહારિ રત્નથી વિષયુક્ત ફણીધર શોભે છે, તેમ સંપૂર્ણ દોષ રહિત એવા આપથી બહુ દોષયુક્ત એવો કલિકાલ પણ શોભા પામે છે. ફણીધર ભયંકર છે પણ તેમાં રહેલો મણી વિષનો નાશ કરનાર છે તેમ તમે પણ કલિકાલરૂપી ફણીનુ વિષ દૂર કરનાર મણીની જેમ કલિકાલમાં છો ! તો આપને લીધે કલિકાલ પણ શોભી રહેલ છે.

૧૧૨

હે વીતરાગ ! આપ મુક્તિપુરી પ્રત્યે પ્રયાણ કરતા પ્રાણીઓને વગર માગ્યા સહાયદાતા છો, સ્વાર્થ વગર હિતકારી છો, પ્રાર્થના કરાવ્યા વગર પરોપકાર કરનારા છો, અને નિષ્કારણ બંધુ છો.

૧૧૩

હે પ્રભુ! આપ મમત્વ વગર સ્નિગ્ધ મનવાળા છો, માર્જન વગર ઉજ્જ્વળ વાણીવાળા છો; પ્રક્ષાલન કર્યા વગર નિર્મળ આચરણવાળા છો, તેથીજ શરણ કરવા યોગ્ય એવા આપનું શરણ સ્વીકારૂં છું.

૧૧૪

હે વીતરાગ! આપની સમતા આશ્ચર્યકારી છે, આપનું રૂપ અદ્ભુત છે, અને સર્વ જીવ ઉપર આપની કૃપા અદ્ભુત છે. એવી રીતે સર્વ અદ્ભુત (આશ્ચર્ય)ના પરમ નિધાન એવા આપ પરમાત્મા પ્રત્યે અમારો નમસ્કાર હો!

૧૧૫

હે વીતરાગ! આપની સ્તુતિ કરનાર કે નિંદા કરનાર ઉપર આપ સમાન મનોવૃત્તિ ધારણ કરવાવાળા હોવા છતાં, પ્રશંસક અને નિંદકને શુભાશુભ ભિન્ન ભિન્ન ફળને આપનારા થાઓ છો, એ આશ્ચર્યજનક છે!

૧૧૬

રત્નાકર જેમ રત્નો વડે શોભે છે, તેમ હે જગત્પતિ! આપ પણ અનંતજ્ઞાન-દર્શન-વીર્ય અને આનંદાદિ રત્નો વડે શોભી રહ્યા છો.

૧૧૭

રાત્રિ જેમ ચન્દ્રથી શોભે છે, સરોવર જેમ હંસથી શોભે છે અને વદન કમળ જેમ તિલકથી શોભે છે તેમ હે ત્રિભુવન-નાથ! ત્રણે ભુવન એક આપના વડે જ શોભી રહ્યા છે.

૧૧૮

હે ભગવન્! આપની ભક્તિના લેશનું ફળ પણ મોટી ઋદ્ધિ અને કાન્તિવાળા દેવો જ્યાં રહેલા છે એવી સ્વર્ગ ભૂમિમાં નિવાસ છે.

૧૧૯

હે સ્વામિન્! આપના નામમંત્રનો જાપ એ જાપ કરનાર આત્માને સર્વ-સિદ્ધિ-સમાકર્ષણ મંત્રપણાને પામે છે.

૧૨૦

આપની ભક્તિની વિષે તલ્લીન થયેલા આત્માઓને ભેદવા માટે વજ્ર કે છેદવા માટે શૂલ પણ સમર્થ નથી.

૧૨૧

હે ભગવન્! આપને જેઓ અનિમેષ સ્થિર નેત્રો વડે નિરંતર જુએ છે, તેઓ પરલોકમાં અનિમેષભાવ (દેવત્વ) ને પામે, તેમાં કશુંજ આશ્ચર્ય નથી.

૧૨૨

હે ભગવન્! આપના પાદનખની દીપ્તિઓ ભવશત્રુથી ત્રાસેલા આત્માઓને વજ્રપંજરસમાન રક્ષણ આપનારી થાય છે.

૧૨૩

હે દેવ! દુઃખરૂપી દાવાનળના તાપથી તપેલા આત્મા-ઓને આપની ભક્તિ અષાઢી મેઘની વૃષ્ટિની જેમ પરમ શાંતિ આપનારી છે.

૧૨૪

હે ભગવન્! મોહાંધકારથી મૂઢ આત્માઓને માટે આપની ભક્તિ વિવેકરૂપી દીપને પ્રગટાવનારી છે.

૧૨૫

હે પરમેશ્વર! દેશના આપતી વખતે શાસ્ત્રરૂપ વત્સને પ્રસવ આપનારી તમારી વાણીરૂપ ગાયને અમે વંદના કરીએ છીએ.

૧૨૬

તમે અમને દિન પરદિન અધિકાધિક જોવામાં આવ્યા છો, હે નાથ! માર્ગના વૃક્ષની છાયાની જેમ વિશ્વને ઉપકાર કરનારૂં તમારૂં ઉજ્જ્વળ કેવળજ્ઞાન જય પામો.

૧૨૭

વરસાદના પાણીથી જેમ જંબૂવૃક્ષના ફળો ખરી પડે છે, તેમ આપની દેશનારૂપી જલના સિંચનથી પ્રાણીઓના કર્મપાશો શીઘ્ર ગળી જાય છે

૧૨૮

હે પ્રભુ! જ્યાં સુધી તમારા વચનરૂપી અમૃત આ લોકમાં મિથ્યાત્વરૂપી સર્પ ગિરતાળ સમર્થ થઈ પ્રવર્તે છે, પણ ઘાતી કર્મોના ક્ષયથી જેમ તમોને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું છે, તેમ તમારા ઉપદેશથી આ જગતને મિથ્યાત્વનો નાશ થઈને સમકિતની પ્રાપ્તિ થશે.

૧૨૯

હે સ્વામિન્! અમૃતના ઘુંટડા જેવા તમારા દેશનાવચનો સંસારરૂપ મરૂદેશમાં મગ્ન થયેલા અમોને સ્વસ્થ કરવાને માટે થાવ.

૧૩૦

જેઓ અન્ય કર્મોનો ત્યાગ કરી તમારી દેશના સાંભળે છે, તેઓ ક્ષણવારમાં પૂર્વે કરેલાં તમામ કર્મોનો ત્યાગ કરનારો થાય છે.

૧૩૧

વસ્ત્રનો મેલ જેમ સ્વચ્છ પાણી વડે સાફ થાય છે તેમ હે દેવ! આપની દેશનારૂપી નિર્મળ જળ વડે ધોવાયેલા આત્માઓ કર્મમલથી રહિત બને છે.

૧૩૨

હે નાથ! આપની દેશનાના પ્રભાવે હવેથી નરકનો માર્ગ ખીલાઈ જશે, તિર્યંચ યોનીમાં પણ થોડી ગતિ પ્રવર્તશે, સ્વર્ગલોક એક સીમાડાના બીજા ગામડા જેવું થશે, અને મુક્તિ જે ઘણી દૂર છે તે પણ નજીક થશે.

૧૩૩

હે પ્રભુ! દેવ અને દાનવથી હું મનુષ્યોની મોટી મહત્તા માનું છું. કારણ કે ત્રણે લોકને વંદન કરવા યોગ્ય એવા તમે મનુષ્યપણામાં પ્રગટ થયેલા છો.

૧૩૪

સૂર્યથી જેમ આકાશ, હંસથી જેમ સરોવર અને રાજાથી જેમ નગર તેમ તમારાથી આ ભરતક્ષેત્ર શોભે છે

૧૩૫

જો કે તમે માત્ર ભારતવર્ષમાં રહ્યા છો, તે છતાં સર્વ ઠેકાણે વ્યાપ્ત થયેલા જણાઓ છો, કેમકે સર્વ સ્થાનકે રહેલા પ્રાણીઓના ભવની પીડાનો તમે નાશ કરો છો.

૧૩૬

હે પ્રભુ! તમે કોઈવાર વિદ્યાધરોના મોટી ઋદ્ધિવાળા ચક્રવર્તી થયા છો, કોઇવાર ઉત્કૃષ્ટ બળવાળા બળદેવ થયા છો, કોઇવાર અચ્યુતેંદ્ર થયા છો. કોઇવાર મહાજ્ઞાની ચક્રવર્તી થયા છો છેવટે આટે તીર્થંકરનાં જન્મથી તમારા વર્ણનની વાણી પરિપૂર્ણ થઇ ગઇ છે.

૧૩૭

હે નાથ! મોક્ષરૂપ સાધનને સાધી લેવા માટે તમારૂં શિષ્યપણું ગ્રહણ કરવાની ઇચ્છાવાળા એવા અને હમણાં જ આ દક્ષિણ ભરતવર્ષમાં મનુષ્યપણું પ્રાપ્ત થાઓ.

૧૩૮

હે સ્વામી! મહાપુણ્યનું કારણ એવું તમારૂં દર્શન જો અમને ન થયું હોત તો અમો કે જે અવિરત છીએ તેમનો જન્મ ભધો નિરર્થક થઇ જાત.

૧૩૯

હે જગદ્ગુરુ! અમારા લેવાને પૂર્વ પુણ્યના યોગથીજ કલ્યાણપ્રાપ્તિના ચિંતામણિરૂપ તમારા કલ્યાણકના ઉત્સવો પ્રાપ્ત થાય છે.

૧૪૦

હે ઈશ! તમોને હું કેટલું સ્નાત્ર કરાવું? તમારૂં કેટલું પૂજન કરૂં? અને તમારૂં હું કેટલુંક સ્તવન કરૂં.? અને તમારૂં આરાધન કરવામાં તૃપ્તિજ થતી નથી.

૧૪૧

હે જગત્પતિ ! આજે ક્ષીરસાગર પ્રમુખ જળાશયોનાં જળ, પદ્મ વિગેરે દ્રહોનાં જળ અને કમળો, હિમાલય વિગેરે પર્વતોની ઔષધિઓ, ભદ્રશાળ પ્રમુખ વનનાં પુષ્પો અને મલયાચલની આસપાસની ભૂમિનાં ચંદન એ સર્વે તમારા સ્નાત્રમાં ઉપયોગી થવાથી કૃતાર્થ થયાં છે.

૧૪૨

હે પ્રભુ ! તમારા અંગના સ્પર્શથી, તમારી સ્તુતિ કરવાથી, તમારા નિર્માલ્ય સુંઘવાથી, તમારા દર્શનથી અને તમારા ગુણગાન સાંભળવાથી અમારી પાંચે ઇન્દ્રિયો કૃતાર્થ થઈ ગઈ છે.

૧૪૩

હે દેવ ! અત્યારે તમારા સ્તોત્રથી, ધ્યાનથી અને પૂજાદિકથી અમારા વાણી, મન અને શરીરે કલ્યાણકારી ફળ મેળવ્યું છે.

૧૪૪

તમારા બિંબથી અલંકૃત થયેલો આ મેરૂગિરિ આજે તમારા પ્રસાદની જેમ સર્વ પર્વતોમાં ઉત્કૃષ્ટ અને તીર્થરૂપ થયેલો છે.

૧૪૫

હે દેવ તમારા જન્મ કલ્યાણકનો મહોત્સવ કરવાથી આ બધા દેવતાઓનું ઐશ્વર્ય પણ કૃતાર્થ થયું છે.

૧૪૬

હે પ્રભુ ! તમને સ્નાત્ર, અંગરાગ, નેપથ્ય ને આભૂષણ વિગેરે ધારણ કરાવવામાં તમારા પ્રસાદથી હમેશાં મારો અધિકાર રહો.

૧૪૭

હે ભુવનેશ્વર ! તમારા દર્શનથી અને સ્પર્શથી આજે નેત્ર અને હાથ ખરેખરા નેત્ર અને હાથ થયાં છે.

૧૪૮

હે દેવ ! તમારા ચરણસ્પર્શથી પણ પ્રાણી નિર્મળ થાય છે, શું સ્પર્શવેધી રસથી લોઢું પણ સુવર્ણ નથી થતું ?

૧૪૯

હે અધીશ ! જેઓ હંમેશાં તમારું દર્શન કરે છે, તે મનુષ્યોને પણ ધન્ય છે કારણકે તમારા દર્શનનો ઉત્સવ સ્વર્ગના રાજથી પણ અધિક છે.

૧૫૦

હે નાથ ! જેમ પંકજ (કમળ) કાદવમાંથી ઉત્પન્ન થાય છે, તથાપિ તે કાદવની સાથે લેપાતું નથી. તેમ તમે સંસારમાં વસો છો, છતાં તેમાં લિપ્ત થતા નથી.

૧૫૧

હે નાથ ! જેમ જેમ તમારે વિષે અમારી ભક્તિ વિશેષ વિશેષ થાય છે, તેમ તેમ અમારાં પૂર્વ કર્મો લઘુ થતાં જાય છે.

૧૫૨

જે પ્રમાદીઓને તમારા ચરણનું દર્શન થતું નથી તેવા

સ્વર્ગીઓ ભલે સુખી કહેવાતા હોય છતાં પણ તેમનામાં અને નારકીજીવોમાં કાંઈપણ ભેદ નથી.

૧૫૩

હે નાથ! વિશ્વને અભય આપનાર એવા તમે વિદ્યમાન છતાં હવે કોઇને કાંઇ પણ ભય નથી, પણ જ્યારે અમે અમારા સ્થાનમાં જઈશું, ત્યારે તમારો વિયોગ થશે તેનો અમને ભય છે.

૧૫૪

ગ્રીષ્મઋતુના તાપથી તપેલા વટેમાર્ગુઓને જેમ વર્ષાદ પ્રાપ્ત થાય, તેમ સ્વામી વગરના એવા અમોને ચિરકાળે તમે એક ઉત્તમ સ્વામી પ્રાપ્ત થયેલા છો.

૧૫૫

દુનિયાના જીવો શરદીથી બચવા માટે જેમ સૂર્યનો આશ્રય લે છે, તેમ હે દેવ! ઘોર સંસારના દુઃખોથી બચવા માટે વિવેકી આત્માઓ આપનો જ આશ્રય લે છે.

૧૫૬

મુજ હોજો ચિત્ત શુભ ભાવથી,
ભવોભવ તાહરી સેવ રે;
યાચીએ કોડી જતને કરી,
એહ તુજ આગલે દેવ રે. ૧

હવે પછીના પંદર સુભાષિતોમાં આ જ પ્રાર્થના જુદી જુદી રીતે રજુ થાય છે.

૧૫૭

હે જગત્પતિ ! તમારા ચરણનું મને વારંવાર દર્શન થાઓ, એવીજ હું ઇચ્છા રાખું છું તે સિવાય મોક્ષની પણ મને ઇચ્છા નથી.

૧૫૮

હે સ્વામી ! હવે હું કલ્પાંતરનું સામ્રાજ્ય કે અનુત્તર વિમાનનો નિવાસ પણ ઇચ્છતો નથી, ફક્ત તમારા ચરણ-કમળની સેવાને જ ઇચ્છું છું.

૧૫૯

હે પ્રભુ ! તમે સર્વ જીવોના સર્વ ભાવ જાણો છો અને સર્વના સદા હિતકારી છો તેથી તમારી પાસે કાંઈપણ પ્રાર્થના કરવાની જરૂર નથી તથાપિ એટલી પ્રાર્થના કરૂં છું કે જેમ તમે પૃથ્વીમાં વિહાર કરી, ગામ, આકર અને નગર વિગેરેને ક્ષણે ક્ષણે છોડી દ્યો છો, તેમ કોઇ વખત પણ મારા હૃદયને છોડશો નહિ !

૧૬૦

આ લોકમાં, સ્વર્ગમાં, કે બીજે ગમે ત્યાં હું તમારૂં વાહન થાઉં એવી ઇચ્છા રાખું છું.

૧૬૧

હે જગત્પતિ ! જેવા તમે આ ભવમાં મારા સ્વામી થયા છો, તેવી રીતે ભવાંતરમાં પણ મારા સ્વામી થાઓ, એ સિવાય બીજો કોઇ મારો મનોરથ નથી.

૧૬૨

અને હે ભગવન્ ! તમારા પ્રસાદથી નિરંતર તમારા ચરણકમળમાં મારું ચિત્ત ભ્રમરરૂપ થયેલું રહે એવી રીતે મારો સર્વકાળ નિર્ગમન થજો. !

૧૬૩

તમારા ગુણનું વર્ણન કરવામાં હું સમર્થ નથી, તેથી માત્ર હું મારો સ્વાર્થ જ કહી બતાવું છું કે-હે નાથ ! પ્રત્યેક ભવને વિષે તમારા ચરણકમળમાં મારી પૂર્ણ ભક્તિ હજો.

૧૬૪

હે ભગવન્ ! દેવલોકમાં પણ ભ્રમરાની પેઠે તમારા ચરણકમળમાં લીન થયેલા ચિત્તવડે મારા દિવસો નિર્ગમન થાઓ.

૧૬૫

વાસગૃહમાં કે સભામાં બેસતાં અને ચાલતાં એવા મારે સર્વ અર્થની સિદ્ધિને આપનારું, તમારા નામરૂપ મંત્રનું સ્મરણ થયા કરો.

૧૬૬

હે પ્રભુ ! નિયાણું બાંધવું એ નિષિદ્ધ છે. તો પણ 'તમારા દર્શનનું ફળ મને તમારી ભક્તિ રૂપે જ નિરંતર થાઓ' એવું નિયાણું હું બાંધું છું.

૧૬૭

હે જગન્નાથ ! વારંવાર નમસ્કાર કરીને હું આપની પાસે એકજ યાચના કરૂં છું કે-આપના પ્રસાદથી સમુદ્રના પાણીની જેમ અક્ષય એવી ભક્તિ આપને વિષે મને પ્રાપ્ત થાઓ.

૧૬૮

હે પ્રભુ ! તમારા નામની સ્મૃતિ કે જે આ લોક અને પરલોકમાં વાંછિત મનોરથોને આપવામાં કામધેનુ તુલ્ય છે તે હું જ્યાં જ્યાં રહું તો પણ મને પ્રાપ્ત થયા કરજો.

૧૬૯

હે ભગવન્ ! આપ અમે ત્યાં હો, પણ અમારા હૃદયનો કદાપિ ત્યાગ નહિ કરતા, એટલુંજ અમે આપની પાસે યાચીએ છીએ.

૧૭૦

હે જગન્નાથ ! ભવોભવ તમારા ચરણનું મને શરણ થજો ! એવી હું પ્રાર્થના કરૂં છું, તમારી સેવાથી શું સાધી શકાતું નથી ? બધુંજ સાધી શકાય છે.

૧૭૧

હે ત્રણે જગતના નાથ ! હું તમારી પાસે એટલુંજ માગું છું કે મારૂં મન તમારામાં જાણે વ્યાપ્ત હોય, કોતરાયેલું હોય અને ઉંડાણમાં જોડાયેલું હોય તેમ રહ્યા કરજો.



# ભક્તિ સુધા બિન્દુ

## વિભાગ બીજો

### ( અવતરણિકા )

અહીં ૧૭૧ નંબર સુધી ત્રિષષ્ઠિ શલાકાપુરુષ ચરિત્રમાંથી પ્રભુભક્તિ વિષયક સુભાષિતો રજુ કરવામાં આવ્યાં છે. હવે અહીં નીચે ક્રમ નં. ૧૭૨થી શ્રી વર્ધમાન દ્વાત્રિંશિકા, વિમલીયાસ્તુતિ, ઋષભપંચાશિકા, પરમાર્હંત્ કુમારપાલ ભૂપાલ વિરચિત સાધારણ જિન સ્તવન, વીતરાગ સ્તોત્ર, યોગશાસ્ત્ર તથા શ્રી સિદ્ધસેન દીવાકરસૂરીશ્વરજી મ. વિરચિત શક્રસ્તવ આદિ ગ્રન્થોમાંથી પ્રભુભક્તિ વિષયક સુભાષિતો રજુ કરવામાં આવે છે.



ભવચક્રમાં પરિભ્રમણ કરતા જીવને દુઃખમાત્રનું મુખ્ય કારણ પૂર્વે તેણે અરિહંત પરમાત્માની ભક્તિ નથી કરી તે છે.

महाव्याधिग्रस्तः शटितवसनं दीनवदनो,
बुभुक्षाक्षामात्मा, परगृहगतप्रेक्षणपरः ।
स दुःखार्तो लोके, भ्रमति हि भवे येन कुधिया,
न सद्भक्त्या ध्यातो, ननु जिनपतिश्चिंतितफलः ॥

(૧) મહાન વ્યાધિઓથી પીડાયેલો,

(૨) ફાટ્યાં-તૂટ્યાં વસ્ત્ર ધારણ કરનારો,

(૩) સજ્જનોને કરુણાના સ્થાનરૂપ,

(૪) અતિ દીન વદનવાળો-સાવ રાંકડો (દયામણો),

(૫) ભૂખની પીડાથી જેનું પેટ ઉંડુ ઉતરી ગયું છે,

(૬) અને તેથી બીજાઓના ઘર સામે ટગર-ટગર જોનારો,

(૭) તથા દુઃખથી અત્યંત પીડાયેલો થઇને અત્યંત દરિદ્રી જીવ, લોકમાં પરિભ્રમણ કરે છે, તેનું મુખ્ય કારણ દુષ્ટ બુદ્ધિવાળા તેણે કોઈ ભવમાં ચિંતવન કરવા માત્રથી ઇચ્છિત ફલને આપનારા એવા શ્રી અરિહંત પરમાત્માનું ધ્યાન કર્યું નથી તે છે. અર્થાત્ પૂર્વે અરિહંત પરમાત્માની ભક્તિ તેણે કરી હોત તો તેની આ હાલત કદી પણ ન થાત.

---

૧૭૨

જેમણે કહેલો તપ, સંયમ, સત્ય વચન, બ્રહ્મચર્ય, અચૌર્ય, નિરભિમાનિપણું, આર્જવ (સરલતા), અપરિગ્રહ, મુક્તિ (નિર્લોભતા) અને ક્ષમા એ દશ પ્રકારનો ધર્મ જગતમાં સદા જયવંત વર્તે છે, તે શ્રી જિનેન્દ્ર પ્રભુ એક જ મારી ગતિ થાઓ.

૧૭૩

કોઈ પંડિત પુરૂષો શુભ ધ્યાનરૂપ જળથી પવિત્ર થઈ અને સદાચારરૂપી દિવ્ય વસ્ત્રોથી અંગને અલંકૃત કરી, પોતાના શરીરરૂપ મંદિરમાં જે ભગવંતના સ્વરૂપની પૂજા કરે છે, તે એકજ જિનેંદ્ર મારી ગતિ થાઓ.

૧૭૪

ધન્ય એવા પુરૂષો દયા, સત્ય, અચૌર્ય, નિઃસંગ મુદ્રા, તપ, જ્ઞાન, શીલ, અને ગુરુની ઉપાસના પ્રમુખ આઠ પુષ્પોથી જે ભગવંતનું જ્ઞાનજ્યોતિમાં પૂજન કરે છે, તે શ્રી જિનેંદ્ર પરમાત્મા એક જ મારી ગતિ હો.

૧૭૫

હે અનંતવીર્યના સંભાર! જગતને આલંબન દેનાર! નાથ! મને સંસારરૂપી અટવીથી પાર ઉતારીને ભય વગરનો કરો.

૧૭૬

હે નાથ! કમળના વનનો વિકાસ કરનાર જેમ સૂર્ય સિવાય બીજું કોઈ નથી, તેમ હે જગતના ચક્ષુ! આપના વગર મારી નિર્વૃતિ (મોક્ષ) કોઈથી થનાર નથી.

૧૭૭

હે મહાભાગ! સંસારથી પાર પામેલા એવા આપને જોયા બાદ આ સંસારમાં એક ક્ષણ પણ રહેવામાં આનંદ પડતો નથી. કિન્તુ હે નાથ! હું શું કરું? આ અંતરંગ શત્રુઓનો સમૂહ મને સત્વર સખત રીતે બાંધી રહે છે. હે નાથ! મારી ઉપર કૃપા કરીને તે શત્રુસમૂહને પ્રચંડ લીલાથી દૂર કરી આપો જેથી હું આપની પાસે આવી પહોંચું!

૧૭૮

હે ધીર! આ સંસાર તારા આધારે છે અને આ સંસારથી નિસ્તાર પણ તને આધીન છે તો પછી હે પરમેશ્વર! મને તારવામાં શા માટે ઢીલ કરાય છે?

૧૭૯

માટે હવે મને સંસારથી પાર ઉતારો, ઢીલ ન કરો. હે નાથ! જેને બીજા કોઈનો આધાર નથી એવા દાસ જેવાના ઉદ્ગારો શું આપ સરીખા નહિ સાંભળો?

૧૮૦

હે નાથ! આપનું સર્વોત્તમ રૂપ જોનારા જીવો જો હર્ષથી પરિપૂર્ણ થતા નથી, તો જો તેઓ સર્વજ્ઞ ન હોય તો પછી તેઓ સંજ્ઞી હોવા છતાં પણ ખરેખર અસંજ્ઞી છે.

૧૮૧

હે નાથ! આપની સેવાથી જરૂર મારા મોહનો નાશ થશે એ વાતથી હું આનંદ પામું છું. પરંતુ મોહનો ઉચ્છેદ થતાં મને કેવળજ્ઞાન પ્રાપ્ત થશે. અને કેવળજ્ઞાની કેવળજ્ઞાનીને

નમન ન કરે એવો વ્યવહાર હોવાથી મારા ઉપર અનુપમ ઉપકાર કરનારા એવા આપને પણ હું વાંદી નહિ શકું, તેથી કરીને હું ક્ષીણ થાઉં છું. અર્થાત્ પછી આપને હું વંદન નહિ કરી શકું તેનું મને દુઃખ થાય છે.

૧૮૨

હે જગદ્ગુરુ ! જો કે આપ કૃતાર્થ છો, તેમજ મધ્યસ્થ છો અર્થાત્ રાગ, દ્વેષ અને મોહથી અસ્પૃષ્ટ છો, ચિન્મય એવા આત્મસ્વરૂપમાં સ્થિત છો, તો પણ હું આપને પ્રાર્થના કરૂં છું કે આપ કોઈક કાળે અથવા કોઈ દેશમાં પણ ફરીને મારા જેવા જનોને આપનું દર્શન કરાવજો.

૧૮૩

શરણાગતને આશ્રય આપનારા હે પ્રભો ! જે લોકો આપના પવિત્ર શાસનમાં શંકા અથવા વિવાદ કરે છે, તેઓ ખરેખરા સ્વાદિષ્ટ, અનુકૂળ અને હિતકારક ભોજનમાં શંકા અને વિવાદ કરે છે. તેમ હું માનું છું. કારણકે આપના શાસનમાં શંકા કરવા જેવું છે જ નહિ.

૧૮૪

હે વીતરાગ ! જેના સમ્યક્પણાના બલથી આપ જેવાના શુદ્ધ સ્વરૂપનું અમે યથાર્થ દર્શન કરી શકયા છીએ, કુવાસના-રૂપી અંજનનો નાશ કરનાર આપના શાસનને અમારા નમસ્કાર થાઓ. !

૧૮૫

હે સ્વામિન્ ! આપ મુક્તિને વિષે ગયા હોવા છતાં પણ મારા નિર્મલ ચિત્તને વિષે આપના ગુણોનો આરોપ

કરવાવડે આપ મને સાક્ષાત્ છો. અત્યંત દૂર એવો પણ સૂર્ય, દર્પણમાં કિરણોના સંબંધથી, ઘરની અંદર શું પ્રકાશ નથી કરતો ? કરે જ છે.

૧૮૬

હે નાથ ! આપના સ્તવન વડે પ્રાણીઓના અનેક ભવોનાં એકઠાં કરેલાં પાપો ક્ષય પામે છે, સૂર્યનાં કિરણોના સમૂહની હાજરીમાં અંધકાર કયાં સુધી ટકી શકે ? ક્ષણવાર પણ ન ટકી શકે.

૧૮૭

ભવસમુદ્રમાં પરિભ્રમણ કરતા એવા મને કોઈ પ્રકારે મહામુશીબતે આપ મહાત્મા મળ્યા છો, પરંતુ ખેદની વાત છે કે પાપપિંડ એવા મારા વડે ભક્તિથી હે નાથ ! આપને ન નમાયું, ન પૂજાયું કે ન સ્તુતિ પણ કરાયી.

૧૮૮

આ સંસારચક્રમાં કર્મરૂપી મોટો કુંભાર ક્રોધરૂપી દંડ વડે ભમાવતો મને દુઃખના સમૂહનું ભાજન કરે છે. તે માટે હે પ્રભો ! હે જગતના શરણભૂત ! આપ મારૂં રક્ષણ કરો ! રક્ષણ કરો !

૧૮૯

હે નાથ ! આપની આજ્ઞાને કરવાથી પ્રાપ્ત થયું છે તત્ત્વ જેને એવો હું આ સંસારના મૂળ કારણરૂપ મમત્વાદિકનો ત્યાગ કરીને, આત્મા એ જ તત્ત્વ છે એમ માનતો, સંસારથી નિરપેક્ષ વર્તનવાળો અને મોક્ષ પ્રત્યે પણ મધ્યસ્થ ભાવવાળો ક્યારે થઈશ ?

૧૯૦

હે સ્વામિન્ ! આપના ચંદ્રકાંતિ સરખા મનોહર ગુણો-રૂપી દોરી વડે મારા મનરૂપી વાનરને બાંધીને આપની આજ્ઞારૂપી અમૃતના પાનમાં લયલીન થયેલો હું ક્યારે આત્મ-સ્વરૂપમાં આનંદ કરીશ !

૧૯૧

હે સ્વામિન્ ! સ્વ-શરીરને વિષે પણ મમત્વબુદ્ધિનો ત્યાગ કરીને, શ્રદ્ધા વડે પવિત્ર અંતઃકરણવાળો થઇને, હૃદયમાં શુદ્ધ વિવેક-હેયાદિકનો વિભાગ કરીને, અન્ય સર્વનો સંગ ત્યજીને તથા શત્રુ અને મિત્રને વિષે સમભાવ ધારણ કરીને ક્યારે હું સંયમને આચનારો બનીશ ?

૧૯૨

હે વીતરાગ ! આપ જ મારા દેવ છો અને આપે બતા-વેલો ધર્મ જ મારો ધર્મ છે. એ પ્રકારનું મારું સ્વરૂપ વિચારીને આપે આપના સેવક એવા મારી ઉપેક્ષા કરવી યોગ્ય નથી.

૧૯૩

હે ઇશ ! સમસ્ત પ્રાણીઓને મુક્તિમાં લઈ જવાનું આપનું સામર્થ્ય છે, તો પછી ક્રિયાવિહીન, દીન અને આપના ચરણકમલમાં લીન એવા મને આપ કેમ બચાવતા નથી ?

૧૯૪

હે જિનેશ્વર ! જે પુરુષના અંતઃકરણમાં આપના ચરણ

કમળનું યુગલ હંમેશાં સ્ફુરાયમાન છે, ત્યાં નક્કી ત્રણે જગતની લક્ષ્મી, સહચારિણીની માફક આશ્રય કરવાને આવે છે.

૧૯૫

હે પ્રભો ! હું નિર્ગુણીઓમાં ચક્રવર્તી છું. ક્રૂર છું, દુરાત્મા છું, હિંસાખોર છું, અને પાપી છું. જે કારણથી આપનાથી છુટો પડેલો એવો હું દુઃખની ખાણ એવા ભવ-સમુદ્રમાં ડુબી ગયો છું. એ ખેદની વાત છે.

૧૯૬

હે સ્વામિન્ ! જે કારણથી આજે આપના દર્શન થયાં તે કારણથી આજે હું અમૃતના સમુદ્રમાં ડૂબી ગયો છું. જેના હસ્તકમળમાં ચિંતામણિરત્ન સ્ફુરાયમાન થયું છે, તેવા પુરુષને કોઈ પણ વસ્તુ અસાધ્ય નથી જ.

૧૯૭

હે જિનદેવ ! સંસારરૂપી મહાસમુદ્રમાં ડૂબતા એવા મને આપજ પ્રવહણ સમાન છો, અને આપ જ ઉત્તમોત્તમ સુખના અદ્વિતીય ધામ છો તથા મુક્તિની પ્રાપ્તિ કરાવવામાં આપ જ અભિરામ-મનોહર છો.

૧૯૮

હે જિનેશ્વર ! જેણે ભક્તિથી હમેશાં આપને નમસ્કાર કરેલો છે; સ્તવનો વડે સ્તુતિ કરી છે અને પુષ્પની માળાઓ વડે પૂજા કરી છે, તેના હાથમાં ચિન્તામણિ રત્ન પ્રાપ્ત થયું છે અને તેના ઘરના આંગણામાં કલ્પવૃક્ષ ઉગ્યો છે.

૧૯૯

હે ભગવન્ ! હું આરા નેત્રો બંધ કરીને તથા મનને સ્થિર કરીને જ્યારે ચિંતવન કરું છું, ત્યારે આ જગત્માં સંપૂર્ણ કર્મક્ષયના કારણભૂત આપ જ છો, પણ બીજો કોઈ નથી, એમ મને સ્પષ્ટ સમજાય છે.

૨૦૦

હે નાથ ! ગુણ રહિત એવા પણ મને આપે સંસાર-સમુદ્રના મધ્યભાગથી નિસ્તાર કરીને મોક્ષનગરનો કુટુંબી કરવો જ જોઈએ, કારણ કે અદ્વિતીય દયાથી આર્દ્ર થએલા મહાન પુરુષો આશ્રયે આવેલાઓના ગુણ અગર અવગુણને સર્વથા ચિંતવતા નથી.

૨૦૧

સંપત્તિ એ સાચી સંપત્તિ નથી. શ્રી અરિહંત પરમાત્માનું સ્મરણ એજ સાચી સંપત્તિ છે. વિપત્તિ એ સાચી વિપત્તિ નથી. શ્રી અરિહંત પરમાત્માનું વિસ્મરણ એજ સાચી વિપત્તિ છે.

૨૦૨

હે નાથ ! પ્રસન્ન મુખ, મધ્યસ્થ દૃષ્ટિ અને લોકને પ્રીતિ ઉપજાવનારું વચન એ બધું તમારામાં, અત્યંત પ્રીતિના સ્થાન-રૂપ છતાં મૂઢ લોકો વૃથા તમારાથી ઉદાસ રહે છે. અને દુઃખના ભાજન બને છે.

૨૦૩

હે ત્રાતા ! જગતને જીતનારા તમારા બીજા ગુણો તો એક તરફ રહ્યા પણ માત્ર ઉદાત્ત-શાંત એવી તમારી મુદ્રા-એજ આ ત્રણ જગતને જીતી લીધા છે.

૨૦૪

જેઓ તમારા શાસનરૂપ અમૃતરસથી હંમેશાં પોતાના આત્માને સિંચન કરે છે, તેઓને મારી પ્રણામાંજલિ છે અને અમે તેમની ઉપાસના કરીએ છીએ.

૨૦૫

હું ધન્ય છું, સફળ જન્મવાળો છું, અને કૃતાર્થ થયો છું કે જે તમારા ગુણગ્રામની રમણીયતામાં વારંવાર લીન થયો છું !

૨૦૬

હે વીતરાગ ! તમારી સેવા કરવા કરતાં પણ તમારી આજ્ઞા શ્રેષ્ઠ છે, તમારી સેવા પણ તમારી આજ્ઞાના પાલન માટે છે. તમારી આજ્ઞા આરાધી હોય તો મોક્ષને માટે થાય છે અને વિરાધી હોય, તો તે સંસારને માટે થાય છે.

૨૦૭

તમારી આજ્ઞા અનાદિકાળથી હેય અને ઉપાદેયગોચર છે, એટલે કે આશ્રવ સર્વથા હેય-ત્યાગ કરવા યોગ્ય છે અને સંવર સર્વથા ઉપાદેય-આદરવા યોગ્ય છે, એવી તમારી આજ્ઞા છે.

૨૦૮

આશ્રવ સંસારનો હેતુ છે, અને સંવર મોક્ષનો હેતુ છે, આ પ્રમાણે આર્હતી મુષ્ટિ છે, અર્થાત્ મૂળ જ્ઞાન એટલુંજ છે, બાકી બીજો બધો તેનોજ વિસ્તાર છે.

૨૦૯

આ પ્રમાણેની આજ્ઞાના આરાધનમાં તત્પર એવા અનંતા

જીવો મોક્ષ પામ્યા, કેટલાક વર્તમાનમાં પામે છે અને ભવિષ્યમાં અનંતા પામશે.

૨૧૦

ચિત્તની પ્રસન્નતા વડે દીનતાને છોડી દઇને માત્ર તમારી આજ્ઞાનેજ માનનારા પ્રાણીઓ સર્વથા કર્મરૂપ પિંજરમાંથી મુક્ત થાય છે.

૨૧૧

જેમને અંતરાયો નથી, મિથ્યાત્વ નથી, હાસ્ય નથી રતિ નથી, અરતિ નથી, ભય નથી અને જુગુપ્સા નથી, તે પરમાત્મા મને ગતિ-શરણુ આપનાર થાઓ.

૨૧૨

જેમને શોક નથી, કામ નથી, અજ્ઞાન નથી, અવિરતિ નથી તથા નિદ્રાનો અવકાશ નથી તે પરમાત્મા મને શરણુ-ભૂત થાઓ.

૨૧૩

હે પ્રભુ! તમે કેવળજ્ઞાન રૂપ નેત્રથી આ બધા જગતને જુઓ છો જેથી ત્રણુ નેત્રવાળા એવા તમને મારો નમસ્કાર છે.

૨૧૪

પાંત્રીશ અતિશય સહિત વચનવાળા અને ચોત્રીશ અતિશયવાળા પરમેષ્ઠી સ્વરૂપ તમને નમસ્કાર છે.

૨૧૫

દેવાધિદેવ, જગતનું રક્ષણ કરનાર, ભવસમુદ્રથી પાર ઉતારનારા પરમાત્મારૂપ હે શાંતિનાથ ભગવાન! સર્વ પુરુષાર્થની સિદ્ધિ કરવા માટે સિદ્ધમંત્રરૂપ તમારા નામને પણ વારંવાર નમસ્કાર છે!

૨૧૬

હે જગન્નાથ! સર્વ વિશ્વના ઉપકારી, જન્મથી બ્રહ્મચારી, દયાવીર અને રક્ષક એવા હે નેમિનાથ પ્રભુ! તમને અમારો નમસ્કાર છે.

૨૧૭

પ્રિયંગુ વૃક્ષની જેવા નીલવર્ણવાળા જગતના પ્રિય હેતુરૂપ, દુસ્તર સંસારરૂપ સાગરમાં સેતુરૂપ એવા હે પાર્શ્વનાથ પ્રભુ! તમને હું વારંવાર નમસ્કાર કરું છું.

૨૧૮

અર્હંત, ભગવંત, સ્વયંસંબુદ્ધ, વિધાતા અને પુરુષોત્તમ એવા આદિકાર તીર્થંકર રૂપ તમને હું નમસ્કાર કરું છું.

૨૧૯

લોકોમાં પ્રદીપરૂપ, લોકને પ્રદ્યોતન કરનારા, લોકમાં અધીશ અને લોકના હિતકારી એવા તમને હું નમું છું.

૨૨૦

પુરુષોમાં શ્રેષ્ઠ પુંડરીક કમળરૂપ, સુખના આપવાવાળા, પુરુષોમાં સિંહ સમાન અને પુરુષોમાં મદગંધી ગજેન્દ્રરૂપ એવા તમને નમસ્કાર છે.

૨૨૧

ચક્ષુને આપનાર, અભયને આપનાર, બોધિદાયક, માર્ગદેશક, ધર્મદાયક, ધર્મદેશક અને શરણદાયક એવા તમને હું નમું છું.

૨૨૨

ધર્મના ચક્રવર્તી, છદ્મસ્થપણાને નિવૃત્ત કરનાર અને સમ્યગ્ દર્શનધારી એવા તમને નમસ્કાર છે.

૨૨૩

રાગદ્વેષને પોતે જય કરનારા અને બીજાને જિતાવનારા, પોતે સંસારસાગરથી તરેલા અને બીજાને તારનારા, કર્મથી મુક્ત અને બીજાને મૂકાવનારા, પોતે બોધ પામેલા અને બીજાને બોધ કરાવનારા એવા તમને હું નમું છું.

૨૨૪

સર્વજ્ઞ, સર્વદર્શી, સર્વ અતિશયના પાત્ર અને આઠ કર્મનો નાશ કરનાર એવા હે સ્વામી! તમને નમસ્કાર છે.

૨૨૫

ક્ષેત્ર, પાત્ર, તીર્થ, પરમાત્મા, સ્યાદ્વાદવાદી, વીતરાગ અને મુનિ એવા તમને નમસ્કાર છે.

૨૨૬

પૂજ્યોના પણ પૂજ્ય, મોટાથી પણ મોટા, આચાર્યોના પણ આચાર્ય અને જ્યેષ્ઠના પણ જ્યેષ્ઠ એવા તમને નમસ્કાર છે.

૨૨૭

વિશ્વભૂઃ-યોગીઓના નાથ અને યોગી, પવિત્ર કરનાર અને પવિત્ર, અનુત્તર અને ઉત્તર એવા તમને નમસ્કાર છે.

૨૨૮

પાપનું પ્રક્ષાલન કરનાર, યોગાચાર્ય, જેનાથી કોઈ બીજું વિશેષ ઉત્તમ નથી એવા, અગ્ર, વાચસ્પતિ અને મંગળરૂપ તમને નમસ્કાર છે.

૨૨૯

સર્વ તરફથી ઉદિત થયેલા, એકવીર, સૂર્યરૂપ, અને 'ૐ ભૂર્ભુવઃ સ્વઃ' એ વાણીથી સ્તુતિ કરવા યોગ્ય એવા તમને નમસ્કાર છે.

૨૩૦

સર્વ જનના હિતકારી સર્વ અર્થના સાધનાર, અમૃતરૂપ, બ્રહ્મચર્યને ઉદિત કરનાર, આપ્ત અને પારંગત એવા તમને નમસ્કાર છે.

૨૩૧

દક્ષિણીય, નિર્વિકાર, દયાળુ અને વજ્રઋષભનારાચ શરીરના ધારણ કરનાર એવા તમને નમસ્કાર છે.

૨૩૨

ત્રણે કાળના સર્વ ભાવોને હસ્તામલકવત જાણનારા, જિનેશ્વર, સ્વયંભૂ, જ્ઞાન, બળ, વીર્ય, તેજ, શક્તિ અને ઐશ્વર્યમય એવા તમને નમસ્કાર છે.

૨૩૩

આદિપુરૂષ, પરમેષ્ઠિ, મહેશ, અને પરમજ્યોતિસ્વરૂપ એવા તમને નમસ્કાર છે.

૨૩૪

સિદ્ધાર્થરાજાના કુલરૂપી ક્ષીરસાગરમાં ચંદ્ર જેવા, મહાવીર, ધીર અને ત્રણ જગતના સ્વામી એવા તમને નમસ્કાર છે.

૨૩૫

જીવ અજીવ વગેરે તત્ત્વોના ઉપદેશક, પરમેશ્વર, બોધિદાયક અને સ્વયંબુદ્ધ એવા અર્હંતનું મારે શરણ હો.

૨૩૬

ધ્યાનરૂપ અગ્નિથી કર્મોને દગ્ધ કરનાર, તેજરૂપ, શાશ્વત, અને અનંત કેવળજ્ઞાનવાળા સિદ્ધ ભગવંતનું મારે શરણ હો.

૨૩૭

નિરીહ, નિરહંકાર, નિર્મમ, સમાન ચિત્તવાળા-સમભાવવાળા, મહાવ્રતને ધરનારા અને ધીર સાધુઓનું મારે શરણ હો.

૨૩૮

અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ પાંચ મહાવ્રતવાળા કેવળીપ્રરૂપિત ઉત્કૃષ્ટ ધર્મનું મારે શરણ હો.

૨૩૯

મેં સેંકડો જન્મમાં પ્રાણીઓના જે કાંઇ મન વચન કાયાએ અપરાધ કર્યા હોય તેને હું મન-વચન-કાયાથી નિંદુ છું.

૨૪૦

દશ પ્રકારનો યતિધર્મ તથા દ્વાદશ પ્રકારનો ગૃહી-ધર્મ પાળતાં મને જે કાંઇ અતિચાર લાગ્યા હોય તે સર્વને હું વોસિરાવું છું.

૨૪૧

શ્રી જિનગુણ સ્તવનનો મહિમા પ્રદર્શિત કરતાં શ્રી સિદ્ધસેનદિવાકરસૂરીશ્વરજી મહારાજા શક્રસ્તવમાં ફરમાવે છે કે—

શ્રી જિનગુણનું સ્તવન, જાપ કે પાઠ તથા શ્રવણ, મનન કે નિદિધ્યાસન અષ્ટ મહાસિદ્ધિને દેનારૂં છેઃ સર્વ પાપને રોકનારૂં છેઃ સર્વ પુણ્યનું કારણ છેઃ સર્વ દોષને હરનારૂં છેઃ સર્વગુણને કરનારૂં છેઃ મહાપ્રભાવ યુક્ત છેઃ ભવાન્તર-કૃત અસંખ્ય પુણ્યથી પ્રાપ્ય છે તથા અનેક સમ્યગ્દૃષ્ટિ, ભદ્રક પરિણામી, ઉત્તમ કોટિના દેવો અને મનુષ્યાદિથી સેવિત છે. ચરાચર જીવલોકમાં તેવી કોઇ ઉત્તમ વસ્તુ નથી કે જે શ્રી જિનગુણસ્તવનાદિના પ્રભાવે ભવ્ય જીવોને કર-તલમાં આવીને પ્રાપ્ત ન થાય.

૨૪૨

શ્રી જિનગુણ સ્તવનના પ્રભાવથી ચારે નિકાયના દેવ-

તાઓ પ્રસન્ન થાય છે. પૃથ્વી, અપ્, તેઉ, વાઉ અને આકાશાદિભૂતો અનુકૂળ થાય છે.

२४३

સાધુ પુરૂષો સુંદર મન વડે અનુગ્રહ કરવામાં તત્પર બને છે.

२४४

શ્રી જિનગુણ સ્તવનના પ્રભાવથી જળને વિષે, સ્થળને વિષે અને આકાશને વિષે ફરનારા ક્રૂર જંતુઓ મૈત્રીમય બને છે; અધમ વસ્તુઓ ઉત્તમ સ્વભાવને પામે છે.

२४५

શ્રી જિનગુણ સ્તવનના પ્રભાવથી મનોહર એવા ધર્મ, અર્થ અને કામ ગુણો પ્રાપ્ત થાય છે. ઐહિક સર્વ સંપત્તિઓ-શુદ્ધ ગોત્ર, કલત્ર, પુત્ર, મિત્ર, ધન, ધાન્ય, જીવિત, યૌવન, રૂપ; આરોગ્ય અને યશ પ્રમુખ સંપદાઓ સન્મુખ થાય છે.

२४६

શ્રી જિનગુણ સ્તવનના પ્રભાવથી આમુષ્મિક સ્વર્ગાપવર્ગની લક્ષ્મી મળવા માટે સમુત્સુક થઈ હોય નહિ તેમ અનુક્રમે સ્વયં દોડતી આવે છે.

२४७

શ્રી જિનગુણ સ્તવનના પ્રભાવથી સિદ્ધિ અને સર્વ શ્રેયસ્કર વસ્તુનો સમુદાય આવીને પ્રાપ્ત થાય છે. સંક્ષેપમાં શ્રી જિનગુણનો અનુરાગ એ સર્વ સંપદાઓનું મૂળ છે.

२४८

लोकोत्तमो निष्प्रतिमस्त्वमेव, त्वं शाश्वतं मङ्गलमप्यधीश।
त्वामेकमर्हन्! शरणं प्रपद्ये, सिद्धर्षिसद्धर्ममयस्त्वमेव ॥

હે અધીશ! આપ લોકોત્તમ છો, નિષ્પ્રતિમ છો, અને મંગળરૂપ છો. હે અર્હન્! હું આપનું જ એક શરણ અંગીકાર કરૂં છું-આપ જ સિદ્ધર્ષિ અને સદ્ધર્મમય છો.

२४९

त्वं मे माता पिता नेता, देवो धर्मो गुरुः परः।
प्राणाः स्वर्गोऽपवर्गश्च, सत्त्वं तत्त्वं गतिर्मतिः ॥

હે વિભો! આપજ મારે ઉત્કૃષ્ટ માતા છો, પિતા છો, નેતા છો, દેવ છો, ધર્મ છો, ગુરુ છો, પ્રાણ છો, સ્વર્ગ અને અપવર્ગ છો, સત્ત્વ છો, તત્ત્વ છો, ગતિ છો અને મતિ છો.

२५०

जिनो दाता जिनो भोक्ता जिनः सर्वमिदं जगत्।
जिनो जगति सर्वत्र, यो जिनः सोऽहमेव च ॥

२५१

જિન એ દાતા છે, જિન એ ભોક્તા છે, આ સમસ્ત જગત્ જિન છે, જગતમાં સર્વત્ર જિન છે, જે જિન છે તે હું પોતે જ છું.

૨૫૨

यत् किञ्चित् कुर्महे देव । सदा सुकृत-दुष्कृतम् ।
तन्मे निजपदस्थस्य, दुःखं क्षपय त्वं जिन ! ॥

હે દેવ ! અમે સદા જે કાંઈ સુકૃત દુષ્કૃત કરીએ છીએ, આપના ચરણમાં રહેલા એવા અમારા તે દુઃખને હે જિન ! આપ ક્ષય કરો.

૨૫૩

गुह्यातिगुह्यगोप्ता त्वं, गृहाणाऽस्मत्कृतं जपम् ।
सिद्धिः श्रयति मां येन, त्वत्प्रसादात् त्वयि स्थितम् ॥

આપ અતિગુહ્યથી પણ ગુહ્ય રક્ષક છો. અમારા કરેલા આ જાપને આપ ગ્રહણ કરો જેથી આપના પ્રસાદથી આપને વિષે રહેલ એવા અમને સિદ્ધિ આશ્રય કરે.



# સમતાનો પ્રભાવ



* સંપાદક *

પૂ૦ મુનિરાજશ્રી કુંદકુંદવિજયજી મહારાજ

## સમતાની શ્રેષ્ઠતા

उपायः समतैवैका, मुक्तेरन्यः क्रियाभरः ।
तत्तत् पुरुषभेदेन, तस्या एव प्रसिद्धये ॥

—અધ્યાત્મસાર પ્રબંધ ૨. ગાથા ૨૭

મુક્તિનો ઉપાય તો એકલી સમતા જ છે અને તે સિવાયનો બીજો ક્રિયાસમૂહ તો તે તે પુરુષના ભેદે કરીને કહેવામાં આવેલ છે અને તે પણ સમતાની સિદ્ધિને માટે જ છે.

❀ ❀ ❀

परस्मात्परमेषा य-न्निगूढं तत्त्वमात्मनः ।
तदध्यात्मप्रसादेन, कार्योऽस्यामेव निर्भरः ॥

—અધ્યાત્મસાર પ્રબંધ ૨, ગાથા ૨૯

આત્માનું જે નિગૂઢ અને સર્વથી ઉત્કૃષ્ટ તત્ત્વ છે, તે આ સમતા જ છે. એટલા માટે આ સમતાને પ્રાપ્ત કરવામાં જ અધ્યાત્મબોધના પ્રસાદવડે અત્યંત પ્રયત્ન કરવો જોઈએ.

# સમતાનો પ્રભાવ

## ( પ્ર વે શિ કા )

શ્રી જિનેશ્વર કથિત ધર્મનો અંતિમ સાર સમતા છે. ચૌદ પૂર્વધર ભગવાન શ્રી ભદ્રબાહુ સ્વામીએ સર્વશાસ્ત્રોમાં શિરોમણિભૂત એવા શ્રી કલ્પસૂત્રમાં ફરમાવ્યું છે કે જે આત્મા ઉપશમ અર્થાત્ સમતાભાવ રાખે છે, તેને આરાધના છે. અને જે ઉપશમ અર્થાત્ સમતાભાવ રાખતો નથી, તેને આરાધના નથી.

શિષ્ય પ્રશ્ન પૂછે છે-હે ભગવન્! આપ એમ શા માટે કહો છો ?

તેના ઉત્તરમાં ભગવાન શ્રી ભદ્રબાહુ સ્વામી ફરમાવે છે કે-શ્રમણપણાનો સાર ઉપશમ અર્થાત્ સમતાભાવ છે.

અહીં હવે પછીના 'સમતાનો પ્રભાવ' એ પ્રકરણમાં જે લખાણ દાખલ કરવામાં આવ્યું છે, તે સમગ્ર પ્રકરણમાં ઉપશમ ભાવ અને ઉપશમ ભાવને લાગુ પડતા તેના પર્યાય શબ્દોને પણ સંગ્રહી લેવામાં આવ્યા છે. જે ઉપદેશ ઉપશમ ભાવને લાગુ પડે છે તે ઉપદેશ ઉપશમ ભાવના પર્યાય શબ્દોને પણ એક સરખી રીતે લાગુ પડી શકે છે. પ્રશમરતિ આદિ ગ્રન્થોમાં ફરમાવવામાં આવ્યું છે કે-ઉપશમ, માધ્યસ્થ્ય, વૈરાગ્ય, વિરાગતા, શાન્તિ, પ્રશમ, દોષક્ષય, કષાયવિજય આ સર્વ શબ્દો પર્યાયવાચી શબ્દો છે. બીજી રીતે કહેવું હોય તો તે તમામ શબ્દોનું અંતિમ તાત્પર્ય એકજ છે. આમાં

શમ, સમતા, સમાધિ, ક્ષાન્તિ, ક્ષમા આદિ શબ્દોનો પણ સમાવેશ થઈ જાય છે.

'સમતાનો પ્રભાવ' એ પ્રકરણમાં રજુ થયેલ પ્રત્યેક વાક્યોમાં એક પણ વાકય એવું નહિ હોય કે જેમાં કોઈને કોઈ રીતે ઉપશમ, સમતા, સમાધિ અને તેના પર્યાય શબ્દોને લાગુ પડતા શબ્દોનો જેમાં સમાવેશ કરવામાં ન આવ્યો હોય. અર્થાત્ 'સમતાનો પ્રભાવ' એ પ્રકરણમાં તેવાં જ વાક્યોની વિવિધ શાસ્ત્રોમાંથી ચુંટણી કરવામાં આવી છે કે જેમાં આખા વાકયમાં કોઈ ને કોઈ સ્થાને ઉપરના ભાવને દર્શાવતા શબ્દનો સમાવેશ થયો જ હશે.

આ લખાણ આત્મગવેષી, મુમુક્ષુ, આત્માર્થી જીવો માટે છે. સુપાત્ર આત્માઓએ અહીં એક વસ્તુ એ પણ ખાસ ખ્યાલમાં રાખવાની છે કે ઉપશમ, સમતા સમાધિ આદિ આવી અતિ ઉચ્ચ બાબતો માત્ર પુસ્તકો વાંચવા માત્રથી જીવનમાં એકદમ આવી જતી નથી.

તેને પ્રાપ્ત કરવાનો વાસ્તવિક ઉપાય તો એ છે કે સાચા જિજ્ઞાસુ બની સદ્દગુરુઓના ઉપદેશશ્રવણ દ્વારા કે સંસારની નિર્ગુણતા અને નિઃસારતા બરાબર સમજીને તથા મોક્ષની તથા મોક્ષમાર્ગની ઉપાદેયતા જાણીને તથા પોતાના અનાદિ કષાયાદિ દોષોને દૂર કરવાની બુદ્ધિથી અતિ નમ્ર ભાવે ગુણવંત મહાપુરુષોની નિશ્રામાં રહીને વિનયપૂર્વક તેમની પાસેથી સાક્ષાત્ તેમના મુખકમળથી ઉપદેશ ગ્રહણ કરવો જરૂરી છે. આ મુખ્ય વિધિ છે. આવા ગુણો કેળવવાનો અને મેળવવાનો એજ મુખ્ય રાજમાર્ગ છે.

પરંતુ દરેક આત્માઓને ગુણવંત મહાપુરુષોનો સાક્ષાત યોગ મળી શકતો નથી. કારણ કે જગતમાં ઉત્તમ ગુણવાન

પુરુષોનો સમાગમ અતિ દુર્લભ હોય છે. તેમાં ઘણી ઘણી પુન્યાઈની અપેક્ષા રહે છે. અને તેથી જેમને ગુણવંત મહાપુરૂષોનો સાક્ષાત્ જોગ મળી શકતો નથી, તેમ છતાં જેઓ જિજ્ઞાસા વૃત્તિવાળા છે, ગુણના અર્થી છે, તેવા જીવોને આવું વાંચન કાંઈક અંશે જરૂર માર્ગદર્શક બની શકે. અને આવા વાંચનથી તેઓને આ વિષયના અધિકારી મહાપુરુષો પાસે જઈને ધર્મને શ્રવણ કરવાની રુચિ પ્રગટ થઈ શકે. અને જે જે ગ્રન્થોમાંથી સમતાવિષયક સુવાકયો આમાં રજુ કરવામાં આવ્યાં છે તે તે ગ્રન્થો જાણવાની, સમજવાની રુચિ પ્રગટ થઈ શકે.

ઉપશમ, સમતા અને સમાધિવિષયક આ સંગ્રહ અહીં દાખલ કરવામાં આવ્યો છે, તેમાં એક હેતુ એ પણ છે કે કેટલીકવાર સારા વૈરાગ્યવાન, તપસ્વી, જ્ઞાની, ધ્યાની, અને ઉત્તમ આરાધક આત્માઓ પણ જયારે વય આદિના કારણે કે શારીરિક રોગાદિના કારણે અસ્વસ્થ (બિમાર) બને છે, ત્યારે મોટા મોટા ગ્રન્થો વાંચવા માટે કે સાંભળવા માટે તેઓ અશક્તિના કારણે અસમર્થ બને છે, તે વખતે તેઓ શાસ્ત્રોની સારભૂત સંક્ષિપ્ત બાબતોમાં જ પોતાનું મન જોડી શકે છે. અને તેવે અવસરે એવી તાત્ત્વિક અને પ્રયોજનભૂત બાબતોમાં મનને જોડવાથી આત્માને ઘણી સમાધિ મળે છે. અને સમર્થ શાસ્ત્રકારોના એ ટુંકા ટુંકા પણ અતિ બોધદાયક સુવાકયોના આધારે તેમને અવનવી સ્ફૂરણાઓ સ્વયં થઈ આવે છે. કારણ કે મહાપુરુષોની રચનામાં જ એવું સામર્થ્ય હોય છે. અને તેથી ગ્લાનાદિના અવસરે શ્રવણ કરનારનો આરાધક ભાવ ટકી રહે છે. જીવમાં વીર્યોલ્લાસ વધી જાય અને તેથી પોતાને ઉત્પન્ન થયેલી રોગાદિની પીડાને ભૂલી જાય અને

આત્મા સમતારસમાં વધુ ને વધુ સ્થિર બનતો જાય છે. કે જે સમતા અંતે સમાધિમરણમાં પણ નિમિત્ત બને છે. ઉપરાંત આવા ઉપદેશના ચિંતન, મનન દ્વારા સમતા, સમાધિ કે ઉપશમભાવનો અભ્યાસ કેળવાય છે અને તેના સંસ્કારો આત્મામાં ઉંડે સુધી ઉતરી જન્માંતરમાં પણ આત્મકલ્યાણના માર્ગમાં તે ઘણા ઉપયોગી નીવડે છે.

રાગદ્વેષજનિત અશુભ સંસ્કારો તો આત્મામાં અનાદિ કાળથી જડ નાખીને બેઠેલાં જ છે, તે અશુભ સંસ્કારો તેના પ્રતિપક્ષી એવા ઉત્તમ ભાવોને અનેકવાર ભાવિત કરવાથી જ નિર્મૂળ થાય છે અને ઉત્તમ ભાવો પણ તો જ આત્મામાં સ્થિર બની શકે છે; એ રીતે શ્રી ષોડશક આદિ ગ્રન્થોમાં આચાર્ય ભગવંત શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મ૦ આદિ મહાપુરુષોએ ફરમાવ્યું છે. તેથી પણ સમતા આદિ ભાવોનો અભ્યાસ વારંવાર કરવા લાયક છે.

પ્રશમરતિમાં પણ કહ્યું છે કે-શ્રી તીર્થંકર પરમાત્માઓએ આત્મ-હિતકર જે જે પદાર્થો કહ્યા છે, તથા ત્યારપછી તેમના વચનના અનુસારે ત્યારપછીના મહાપુરુષોએ પણ જે જે પદાર્થો સુંદર રીતે કહ્યા છે, તે પદાર્થોનું વારંવાર સન્માનપૂર્વક પુનરાવર્તન, ચિંતન, મનન કરવું તે આત્માને અત્યંત લાભકારક જ બને છે, તે માટે દૃષ્ટાંત આપતાં ગ્રન્થકર્તા જણાવે છે કે-શરીરના રોગી આત્માઓ જેમ પોતાના શારીરિક રોગ મટાડવા માટે એકવાર ઔષધ ખાવા છતાં રોગ ન મટે ત્યાં સુધી સુવૈદ્યના વચન અનુસાર પોતાના શારીરિક રોગોને મટાડવા માટે રોગીને જેમ વારંવાર તેનું તે જ ઔષધ ખાવું પડે છે, તે જ પ્રમાણે આત્માના રાગ-દ્વેષ આદિ

અંતરંગ દોષોરૂપી રોગને મટાડવા માટે ઉપશમ-સમતા રસથી ભરેલા પદોના અર્થોનો વારંવાર સ્વાધ્યાય કરવો જ જોઈએ.

અથવા સર્પ આદિના દંશ વખતે તેનું ઝેર ન ઉતરે ત્યાં સુધી તેના ઝેરને ઉતારવા માટે તેના તે જ મંત્રના પદોનો વારંવાર ઉચ્ચાર કરવા છતાં તે દોષરૂપ ગણાતું નથી, તેવી જ રીતે રાગ-દ્વેષરૂપી ઝેરનો નાશ કરનારા ઉપશમ-સમતા રસથી ભરેલા અર્થપદોનો પણ વારંવાર સ્વાધ્યાય કરવો તે દોષરૂપ નહિ પણ આત્માને માટે તે અત્યંત ગુણરૂપ બને છે.

વળી આજીવિકા માટે લોકો એનું એજ કામ વારંવાર કરે છે, તેમ આત્માના ગુણની પુષ્ટિ માટે ઉપશમ-સમતા રસથી ભરેલા ઉપદેશપદોની વારંવાર ચિંતવના કરવી તે આત્માને માટે અત્યંત ગુણકારી છે. ટૂંકમાં શાસ્ત્રકારોનો એજ ઉપદેશ છે કે-જે ચિંતવન કરવાથી ઉપશમ-સમતા ભાવની વધુ ને વધુ મજબૂતી થાય તે ભાવમાં પ્રયત્નપૂર્વક વારંવાર મન, વચન અને કાયાને જોડી રાખવા જોઈએ.

જૈનશાસનરૂપી મહાસામ્રાજ્યમાં મહાપુરુષો રચિત ઉપશમ-સમતા રસથી ભરેલી ભવ્ય રચનાઓ અતિવિપુલ પ્રમાણમાં છે. ઉપશમરસની તે બધી રચનાઓ આત્મામાંથી રાગ, દ્વેષ અને મોહરૂપી ભૂતને ભગાડવા માટે પરમ મંત્રાક્ષરનું કામ કરે છે.

જો કે ઉપર ઉપરથી જોતાં કેટલીકવાર આપણને એમ પણ લાગે કે રોજ આવો સ્વાધ્યાય કરવા છતાં પણ જીવનમાં તેનું વિશેષ પરિણામ કાંઇ દેખાતું નથી. પરંતુ આ નિર્ણય ઉતાવળો છે. તેથી પુરો વિચાર કર્યા વિના એમ માની લેવું

તે વ્યાજબી નથી. પ્રયત્ન કરવા છતાં પણ કાર્યસિદ્ધિ ન થાય ત્યાં સમજવું કે આપણા પ્રયત્નમાં ક્યાંક ખામી રહી ગઈ છે.

આપણામાં જિજ્ઞાસા હોય, તમન્ના હોય, તીવ્ર તાલાવેલી હોય, અપૂર્વ ઉત્સાહ હોય અને ગમે તે ભોગે આ કાર્ય મારે સિદ્ધ કરવું જ છે એવો પાકો નિર્ણય હોય, ઉપરાંત આનાથી જગતમાં બીજું કોઈ શ્રેષ્ઠ કાર્ય છે જ નહિ આવી નિર્મળ સમજ હોય અને એની સાથે આવા વિષયના જાણકારની દોરવણી હોય અને આપણો તીવ્ર પુરુષાર્થ હોય તો આપણી વર્તમાનમાં જેટલી યોગ્યતા હોય તેટલા પ્રમાણમાં અવશ્ય કાર્યસિદ્ધિ થાય છે.

કાર્યસિદ્ધિમાં ગુરુવર્ગના આશીર્વાદની સાથે તેમણે બતાવેલા રાહ પ્રમાણે પુરા પ્રયત્ન પૂર્વક તેમાં પુરુષાર્થ કરવાની પણ એટલી જ જરૂર છે. પુરુષાર્થના પણ અનેક પ્રકાર છે. જેમકે મૃદુ એટલે હળવો, મધ્યમ, તીવ્ર, તીવ્રતર અને તીવ્રતમ. તીવ્રતમ એટલે ગમે તે ભોગે મારે આ કાર્ય સાધવું જ છે એવા દૃઢ સંકલ્પની સાથેનો દૃઢ પુરુષાર્થ, વિઘ્નનાં ગમે તેટલાં વાદળો ઘેરાય તો પણ હટવું નહિ આવો દૃઢ નિર્ણય. આવી વૃત્તિવાળા સાધકને અવશ્ય લાભ થાય છે.

પ્રયત્નના પ્રારંભમાં એકાએક તાત્કાલિક લાભ કેમ દેખાતો નથી તેનાં પણ ખાસ કારણો હોય છે. તે કારણોને બરાબર સમજી લેવાથી તે બાબતનો ભ્રમ પણ ટળી જાય છે. અને પુરુષાર્થની મંદતા આવી હોય તે એકદમ ટળી જાય છે અને ફરીથી પ્રયત્ન કરવાનો ઉત્સાહ વૃદ્ધિ પામે છે.

પ્રયત્ન કરવા છતાં તાત્કાલિક ફળ ન જણાય ત્યારે નીચેનાં દૃષ્ટાંતો વિચારવા યોગ્ય છે.

(૧) ધારો કે એક લોખંડનો ગોળો છે. તે ગોળાના અણુએ અણુમાં અગ્નિએ પ્રવેશ કર્યો છે, અર્થાત્ તે ગોળો અગ્નિમય બની ગયો છે. અગ્નિની સાથે અંગાંગી ભાવે મળી ગયેલા એવા લોખંડના ગોળા ઉપર કોઈ એકાદવાર પાણીનો છંટકાવ કરે તો સ્થૂલ બુદ્ધિથી વિચારતાં જોકે તેનું તાત્કાલિક કાંઇ પરિણામ દેખાતું નથી, પણ તે છંટકાવ તદ્દન નિરર્થક ગયેલ છે, અને તેનુ કાંઇ પણ પરિણામ નિપજ્યું જ નથી એમ કહી શકાય નહિ. સૂક્ષ્મ બુદ્ધિથી વિચાર કરવામાં આવે તો જરૂર તેની આંશિક અસર થઇ જ છે એમ માનવું જ પડે. તેવી જ રીતે વર્તમાનમાં આપણો આત્મા ક્રોધાદિ કષાયોથી ભરેલો છે. તેના અણુએ અણુમાં ક્રોધાદિ કષાયો વ્યાપીને રહેલા છે. તે વખતે ઉપશમ રસના પ્રારંભિક છંટકાવથી સ્થૂલ બુદ્ધિથી તાત્કાલિક તેની કાંઇપણ અસર ન પણ દેખાય તો પણ સૂક્ષ્મ બુદ્ધિથી વિચારવામાં આવે તો તેની કંઇ ને કંઇ અસર જરૂર થાય જ છે, એમ માનવું વધારે યુક્તિસંગત છે.

(૨) અહીં બીજી પણ એક અગત્યની વાત સમજવા જેવી છે અને તે એ છે કે-જ્યારે દોષશુદ્ધિનું-દોષોને ટાળવા માટેનું કાર્ય શરૂ કરવામાં આવે છે, ત્યારે કેટલીક વાર દોષોની તીવ્રતાનું પણ અનુમાન થાય છે. પણ ખરી રીતે તે અનુમાન પણ સાચું નથી. પણ તેમાં વાસ્તવિક હકીકત એ છે કે દોષો એ દુર્ગન્ધની ખાણ જેવા છે, અથવા દુર્ગન્ધની કોઠી જેવા છે. તેનું શુદ્ધિકરણ કરતી વખતે તે પોતાની વધુ તીવ્રતા બતાવે છે. પણ તે જવા માટે છે. માત્ર જતાં જતાં પણ દુર્જનની જેમ તે પોતાનો સ્વભાવ

બતાવતા જાય છે અને તેથી દોષો તીવ્ર થયા એવો ભ્રમ માત્ર થાય છે.

જેમ પહેલાં જેણે કદી ઉપવાસ કર્યો નથી એટલે ઉપવાસનો જેને અભ્યાસ નથી તેને ઉપવાસના દિવસે પિત્ત આદિનો પ્રકોપ થાય છે, અને તેથી ઉલટી વમન થાય છે, વિરસ અને દુર્ગન્ધી ઓડકારો આવે છે, બેચેની થઇ જાય છે, જીવ અંદરથી ગભરાય છે, આ બધું ઉપવાસનો જેને અભ્યાસ નથી તેને પ્રારંભમાં થાય છે ખરૂં, પરંતુ અંદરથી તો આ બધું એક પ્રકારનું શરીરનું શુદ્ધિકરણ થઇ રહ્યું હોય છે. અને એના પરિણામે તો શરીરના અને આત્માના અનેક રોગો મટી જઇ આત્મા કંચન જેવો બની જાય છે. છતાં પ્રારંભમાં એમ જણાય છે કે ઉપવાસથી આ બધી તકલીફ થઇ. જેમ અહીં ભ્રાંતિ થાય છે તેવી જ રીતે દરેક દોષોની શુદ્ધિ વખતે ઓછા વધતા અંશે એવો અનુભવ થાય છે પણ તેથી એવા પ્રસંગે ગભરાવું જોઇએ નહિ પણ સમતા આદિ ગુણોના અભ્યાસ માટેનો પુરુષાર્થ ચાલુ રાખવો જોઇએ એ જ શ્રેયસ્કર છે.

(૩) તેવી જ રીતે કપડું ગમે તેટલું મેલું હોય પણ તેને જો માત્ર પાણીમાં પલાળવામાં આવે છે, તો પણ તેમાંથી મેલ જરૂર પોચો પડે જ છે. જો કે સ્થૂલ દૃષ્ટિથી તેનું તાત્કાલિક કોઇ પરિણામ દેખાતું નથી અને કેટલીકવાર તે ઉલટું વધારે મલિન થયેલું જણાય છે, પણ સૂક્ષ્મ બુદ્ધિથી વિચારતાં એ વાત બરાબર નથી. પાણીમાં કપડાને પલાળવાથી મેલ ભલે દૂર થયો ન દેખાય. પણ મેલ પોચો તો જરૂર પડે છે અને એ રીતે પોચા પડેલા મેલને પછી કપડામાંથી દૂર કરવો એ કાર્ય ઘણું સરળ બની જાય છે. તેવીજ રીતે આઠ પ્રકારના

કર્મથી મલિન થયેલા આપણા આત્માને જ્યારે આપણે ઉપશમ-સમતારૂપી જલમાં સ્નાન કરાવીએ છીએ ત્યારે આત્મા ઉપરનો કર્મનો મેલ જરૂર પોચો પડી જાય છે અને પછી તે સરળતાથી દૂર પણ થઇ શકે છે.

(૪) વળી તૃષાતુર મનુષ્યને જેમ જલપાન તૃપ્તિનું કારણ બને છે, તેમ સંસારના પદાર્થોની અનંત તૃષ્ણાથી તૃષાતુર એવા આપણા આત્માને ઉપશમ-સમતારસનું પાન તે તૃષ્ણાને દૂર કરાવી આત્માને પરમ તૃપ્ત કરી આ દેહથી જ મોક્ષસુખનો અનુભવ કરાવનાર પણ બને છે.

(૫) ધારો કે વૃક્ષને એક મજબૂત શાખા છે. કુહાડાના એકજ ઘાથી તે દૂર થતી નથી. પણ સેંકડો વખત તેના પર પ્રહાર કરવા પડે છે, ત્યારે તે શાખા વૃક્ષથી જુદી પડે છે, તેવીજ રીતે આત્મામાં કર્મની મજબૂત જડો રહેલી છે, એકજ પ્રયત્નથી જુદી પડી શકે નહિ. પણ તે માટે વારંવાર પ્રયત્ન કરવો પડે છે. જો કે વૃક્ષની શાખા સૌથી છેલ્લા પ્રહારથીજ વૃક્ષથી જુદી પડે છે પણ તેથી તે પહેલાંના પ્રાથમિક પ્રહારો બીલકુલ નિષ્ફળ ગયા છે એમ નથી. પ્રથમ પ્રથમના ઘા આગળ આગળના ઘામાં કાર્યસિદ્ધિ માટે નિમિત્તભૂત બનેજ છે. તેવી રીતે આત્મામાં એકવાર પ્રશમભાવની સર પ્રગટે છે-પ્રશમભાવ જાગૃત થાય છે તે કદાચ ચાલ્યો પણ જાય તો પણ તે પોતાના સંસ્કાર મૂકતો જાય છે. અને બીજીવાર પોતાની મેળે અધિક બળવાન થઇને પ્રગટ થાય છે, એ પ્રમાણે વસ્તુસ્થિતિ છે. એક વખત જે શુભભાવ પ્રગટે છે તે ચાલ્યો જાય તો પણ બીજી વખતે શુકલપક્ષમાં આવતી સમુદ્રની ભરતીની જેમ તે અધિક બળવાન થઇ પ્રગટ થાય છે. તેથી આત્મિક ભાવોને પ્રગટ કરવા માટેનો

પ્રયત્ન કદીપણ નિષ્ફળ જતો નથી. ક્ષયોપશમ ભાવનો સ્વભાવ જ એવો છે કે તેમાં પ્રયત્નશીલ રહેનાર એક દિવસ અવશ્ય ક્ષાયિક ભાવને પેદા કરનારો બની શકે છે. કૂવો ખોદતાં ખોદતાં જેમ પાણીની સર પ્રગટે છે, તેમ ક્ષયોપશમ ભાવના ગુણોનો અભ્યાસ કરતાં કરતાં અંતે તે ગુણોજ ક્ષાયિક ભાવમાં પરિણમી જાય છે. એટલે પ્રશમ આદિ ગુણોની પ્રાપ્તિ માટે કરેલો પ્રયત્ન કદીપણ નિષ્ફળ જતોજ નથી.

આ બધા દૃષ્ટાંતોનું તાત્પર્ય એ છે કે સમતાભાવની પ્રાપ્તિ કરવી એ કાર્ય જો કે કઠિન જરૂર છે. પણ તે માટે લગન પૂર્વક યોગ્ય પુરુષાર્થ કરવામાં આવે તો તેની પ્રાપ્તિ અશક્ય તો નથીજ. અથવા તેનું બીલકુલ ફળ ન મળે તેમ પણ નથી. ભલેને ગમે તેવી કઠિન વસ્તુ હોય પણ મનુષ્ય જો નિષ્ઠાપૂર્વક તેનો અભ્યાસ સતત રીતિએ નિયમિત ચાલુ રાખે તો એક દિવસ તેમાં તે સિદ્ધિ મેળવનારો બને છે, કહ્યું પણ છે કે અતિચંચળ ચિત્ત પણ અભ્યાસથી સ્થિર થાય છે. અભ્યાસથી પ્રાણને પણ કાબૂમાં લઇ શકાય છે, અભ્યાસથી પરમાનન્દની પ્રાપ્તિ પણ થઇ શકે છે, અને અભ્યાસથી આત્મદર્શન પણ થઇ શકે છે, તેવી જ રીતે ઉપશમ-સમતા રસ પ્રધાન ઉપદેશને પણ વારંવાર ભાવિત કરવાથી આત્મા પ્રશમરસનું પ્રચુર સુખ પણ પ્રાપ્ત કરવા ભાગ્યશાળી બની શકે છે.

ઉપશમરસ પ્રધાન સુવાક્યોનો કેવો મહાન પ્રભાવ છે કે ભગવાન શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મ૦ ને તેમના ગુરુવર્યે આપેલી માત્ર ત્રણ ગાથાઓએ જ મોટો ચમત્કાર સરજ્યો. અને એમાંથી 'સમરાઇચ્ચ કહા' જેવા પ્રશમરસ પ્રધાન ગ્રન્થરત્નની ઉત્પત્તિ થવા સાથે જૈનશાસનને એ મહાપુરુષે

અમૂલ્ય શ્રુત વારસો આપી જૈનશાસનને જ્ઞાનધનથી અતિ સમૃદ્ધ બનાવી દીધું.

—"જો આ શાસન અમને ન મળ્યું હોત તો હે પ્રભો ! આ વિષમ કાળમાં અમારૂં શું થાત !" "હે પ્રભો ! જો તમારૂં શાસન ન મળ્યું હોત તો અમે અનાથ બનીને વિષય-કષાયના અંધકારમાં જ્યાં ત્યાં અથડાતા હોત અને દુર્ગતિઓમાં જ આંટા-ફેરા મારતા હોત," ઇત્યાદિ ભાવવાળાં વચનો આચાર્ય ભગવંત શ્રીમદ્ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજાએ કહ્યાં છે, તે પણ પરમાત્માના શાસનમાં ઉપશમ રસ ભરેલો છે, તેને લક્ષ્યમાં રાખીને તેની ઓળખાણ થતાં ઉપરના શબ્દો ઉચ્ચરાયા હોય એમ પણ કહી શકાય.

અહીં આચાર્ય ભગવંતના કહેવાનું તાત્પર્ય એ છે કે- હે પ્રભો ! તમારા શાસનમાં જેવો સમભાવ જોવા મળે છે તેવો બીજે ક્યાંય જોવા મળતો નથી. રાગ-દ્વેષ ઉપર વિજય પ્રાપ્ત કરવાની પ્રક્રિયા હે પ્રભો ! તમારા શાસનમાં અજોડ છે.

કલિકાલસર્વજ્ઞ ભગવાન શ્રી હેમચંદ્રાચાર્ય મ૦ પણ એક સ્થળે શ્રી વીતરાગ પરમાત્માની સમક્ષ સ્તુતિ કરતાં એજ વસ્તુનું સમર્થન કરતાં કહે છે કે "હે નાથ ! આપના આગમરૂપ અમૃતરસના પાનથી ઉત્પન્ન થયેલ ઉપશમ-સમતા રસના તરંગો મને બળાત્કારે મોક્ષની સંપદાને પ્રાપ્ત કરાવે છે. અર્થાત્ જયારે તમારા આગમવચનોનો વિચાર કરૂં છું ત્યારે તેમાં રહેલો સમતાભાવ મને મોક્ષસુખનો આસ્વાદ કરાવે છે અને જયારે અમે સમતાથી વેગળા થઈ અનાદિ અભ્યસિત એવા રાગ-દ્વેષની અસર તળે આવીએ છીએ ત્યારે અમે હતાશ બની જઇએ છીએ. અહીં પણ કહેવાનું તાત્પર્ય એ

છે કે અમે પરમાનંદનો અનુભવ કરીએ છીએ. તે બધો પ્રતાપ
તમારા શાસનમાં અમને સમતારસની પ્રાપ્તિ થઈ છે, તે છે.
એટલે એ બધો યશ હે પ્રભુ! તમને છે.

'उवसमपमवस्स' ઇત્યાદિ સૂત્રો પણ પ્રભુશાસનનો
પ્રભાવ ઉપશમરસથી છે, એમ સૂચવવા માટે છે.

આ સંસાર એ સાક્ષાત્ દુઃખનો દાવાનળ છે, તેમાં
રહેલા ચારે ગતિના જીવો, આધિભૌતિક, આધિદૈવિક અને
આધ્યાત્મિક એ રીતે ત્રણ પ્રકારના દુઃખના તાપથી સતત
રીતિએ સદા સંતપ્ત રહે છે. દુઃખથી ભરેલા એવા સંસારમાં
પણ સમતાજનિત સુખ મોક્ષસુખનો અનુભવ કરાવવા
સમર્થ બને છે. મોક્ષમાં આ સમતા-સ્થિરતાનું સુખ શાશ્વત
છે, માટે જ મોક્ષસુખ વખણાય છે. અને મોક્ષસુખનો માર્ગ
બતાવનાર શ્રી તીર્થંકર પરમાત્મા (તેમનું તીર્થંકર નામ
કર્મ) હોવાથી શ્રી તીર્થંકર ભગવંત અને તેમની તીર્થંકર
નામકર્મની પ્રકૃતિ પણ વખણાય છે. મોક્ષનું શાશ્વતું સુખ
સમતાના અભ્યાસને સિદ્ધ કરવાથી મળે છે. તેથી જ શાસ્ત્રોમાં
ઠેરઠેર સમતાની પ્રશંસા અનુભવી મહાપુરુષોએ કરી છે.

જે મહામુનિઓના આત્મામાં સમતાભાવ સિદ્ધ થયો
છે, તે મહાત્માઓની સમતાભાવની અનુમોદનાપૂર્વક "સમ-
તાનો પ્રભાવ" એ નામના હવે પછીના પ્રકરણમાં પ્રગટ
કરવામાં આવેલાં સુભાષિતોનો પણ અનુપ્રેક્ષાપૂર્વકનો
સ્વાધ્યાય સમતાભાવને આવરનારા કર્મના ક્ષયમાં તથા સમતા-
ભાવની પ્રાપ્તિમાં નિમિત્તભૂત બની શકે તેમ છે.

'સમતાનો પ્રભાવ' એ પ્રકરણમાં સમતાભાવને
દર્શાવનારાં પ્રત્યેક સુભાષિતો આપણા જેવા પ્રમાદનિદ્રામાં

ઘોરતા જીવોને જાગૃત કરવા માટે પરમ પ્રેરણારૂપ છે, ભવ-સમુદ્રમાં ભટકતા જીવોને દીવાદાંડી સમાન છે. સમ્યગ્દષ્ટિ મહાપુરુષો દ્વારા રચાયેલા છે, પ્રાચીન મહાપુરુષોની સમગ્ર વિશ્વને માટે એ એક ઉંચામાં ઉંચી ભેટ છે. મોક્ષ સુધી તે પહોંચાડનાર છે.

પ્રત્યેક સુભાષિતમાં પ્રકાશનો પુંજ ભરેલો છે. તેમાં રહેલા ભરપુર પ્રકાશને આપણે વિધિપૂર્વક અને યુક્તિપૂર્વક મેળવવા પ્રયત્ન કરવો જોઇએ. તેની સરળ રીત એ છે કે શક્ય હોય ત્યાં સુધી અધિકજ્ઞાનીની છાયામાં નમ્રભાવે રહીને તેનો અભ્યાસ કરવો જોઇએ.

જગતમાં જીવો ત્રણ પ્રકારના હોય છે. એક અપરિણત, બીજા અતિપરિણત અને ત્રીજા પરિણત. આમાં જે અપરિણત જીવો હોય છે, તે શાસ્ત્રના રહસ્યને જ સમજી શકતા નથી. અને જે અતિપરિણત જીવો હોય છે, તેઓ શાસ્ત્રના અમુક વાક્યોનેજ પકડી એકાંતવાદના મિથ્યા આગ્રહમાં ઘસડાઇ જાય છે. અને પોતાની મતિ પ્રમાણે વસ્તુનું મૂલ્યાંકન કરે છે. શાસ્ત્રીય પદાર્થોમાં પણ તેઓ શાસ્ત્રની યુક્તિ પાછળ પોતાની મતિ જોડતા નથી પણ પોતાની મતિ પ્રમાણે શાસ્ત્રોની યુક્તિનો ઉપયોગ કરી 'પોતાનો કક્કો ખરો કરવાનો મિથ્યા પ્રયાસ કર્યા કરે છે. તે અધિક ગુણવંતને પરતંત્ર રહી શકતા નથી કે અધિક જ્ઞાનીને અનુસરી શકતા નથી. પોતાના જ એકાંત આગ્રહમાં અતિ દૃઢ રહે છે. તેથી તે સત્ય વસ્તુને પામી શકતા નથી.

પરંતુ જેઓ પરિણત આત્માઓ છે તેઓ જ વાસ્તવિક પરમાર્થને સાધનારા બની શકે છે. કારણ કે તેઓ શાસ્ત્રના

રહસ્યને સમજી તેના તાત્પર્ય સુધી પહોંચી તેને યથાશક્તિ જીવનમાં ઉતારનારા હોય છે. તેથી પરિણત આત્માઓ જ સત્ય માર્ગને સમજવા અને પચાવવા માટે સમર્થ બની શકે છે. અને તેઓ જ સ્યાદ્વાદ ન્યાયથી પ્રત્યેક વસ્તુને સાચો ન્યાય આપી શકે છે. જેમ રવૈયાના બે છેડાના ઉપયોગથી મંથન દ્વારા માખણનો પીંડો ઉતારી શકાય છે. પક્ષી બે પાંખથી ઉડી શકે છે, રથ બે ચક્રથી ચાલી શકે છે, અને બે હાથે તાળી આપી શકાય છે, તેમ પરિણત આત્મા નિશ્ચય અને વ્યવહાર, જ્ઞાન અને ક્રિયા, ઉત્સર્ગ અને અપવાદ, આ બધા પદાર્થોને યથાસ્થાને વાસ્તવિક રીતે જોડી શકે છે.

એટલા માટે અપરિણતપણાનો તથા અતિપરિણતપણાનો ત્યાગ કરી આત્માને પરિણત બનાવવો જોઈએ અને એ બાબતનું સાચું યથાસ્થિત માર્ગદર્શન આપણને ગીતાર્થ મહાપુરુષો દ્વારા જ મળી શકે છે.

ગીતાર્થ મહાપુરુષોનું આલંબન લીધા સિવાય અને એમનું માર્ગદર્શન મેળવ્યા સિવાય સાચું પરિણતપણું બીજી કોઈ રીતે આવી શકતું નથી. ભવસાગર તરવાના બે જ માર્ગ છે. કાં તો સ્વયં જ્ઞાની બનવું જોઈએ અથવા ગીતાર્થ-પુરૂષોનું આલંબન લેવું જોઈએ. તેમની નિશ્રા સ્વીકારવી જોઈએ. તે સિવાય ભવસાગર તરવા માટે ત્રીજો કોઈ માર્ગ છેજ નહિ. એટલા માટે પરિણતપણું પ્રાપ્ત ન થાય ત્યાં સુધી પરિણત એવા ગીતાર્થ મહાપુરુષોની નિશ્રામાં રહી, ગુણવંત ગુરુઓનું પારતંત્ર્ય કેળવી, તેમને સમર્પિત થઈ, તેમના સદાના દાસ થઈને રહેવું જોઈએ એજ પરમાત્માના માર્ગની પ્રાપ્તિનો અને પ્રાપ્ત થયેલ ઉત્તમ સામગ્રીને સફળ બનાવવાનો વાસ્તવિક ઉપાય છે.

અહીં હવે પછીના પ્રકરણમાં સમતા વિષયક જે

સુભાષિતો રજુ કરવામાં આવ્યા છે તે વસ્તુને વિશેષ સમજવા માટે તેના તાત્પર્ય-ઐદંપર્ય સુધી પહોંચવા માટે જેમાંથી આ સુભાષિતો લેવામાં આવ્યા છે, તે મૂલગ્રન્થો ગુરુગમ દ્વારા વાંચવા વિચારવા જરૂરી છે.

જે જે ગ્રન્થોમાંથી આ સુભાષિતો લેવામાં આવ્યા છે, તે તે ગ્રન્થોની સૂચિ એ પ્રકરણના અંતે આપવામાં આવી છે.

સમ્યગ્દૃષ્ટિ આત્માઓનો મુખ્ય આદર્શ સર્વદોષથી મુકત થઈ મોક્ષપ્રાપ્તિ કરવાનો હોય છે. અને સર્વ દોષના ક્ષયનું પ્રધાન સમતા છે.

જો કે એક જ કુદકે કે એકજ ઝપાટે એ કાર્ય થઇ શકે તેવું નથી, તો પણ જેમ એકાએક પગથિયાથી મનુષ્ય ઉંચા પર્વતના શિખર ઉપર આરોહણ કરનારા બની શકે છે, તેમ અહીં પણ ક્રમે ક્રમે શક્તિ મુજબ જીવનમાં સમતાની પ્રાપ્તિ કરવા માટે હૃદયની સચ્ચાઇપૂર્વક શુભ પ્રયત્ન કરવાથી એક દિવસ સમતાઅમૃતરૂપ મહાસાગરનું પણ અવગાહન થઇ શકે છે. ભૂતકાળમાં વિધિપૂર્વકના પ્રયત્નથી અનંત જીવોએ સમતાનું સુખ પ્રાપ્ત કર્યું છે.

પરમપ્રભાવક પાટણવિભૂષણ શ્રી પંચાસરાજી પાર્શ્વનાથ ભગવાનના પરમ પ્રભાવે તેમના સાન્નિધ્યમાં આ કાર્ય થયું છે, તે પરમકૃપાળુ પુરૂષાદાનીય પાર્શ્વનાથ ભગવાનને આ પ્રસંગે ભાવપૂર્વક નમસ્કાર કરીએ છીએ.

તથા મારા પરમોપકારી પરમકૃપાળુ પરમ પૂ૦ ગુરુ મહારાજ પંન્યાસજી પ્રવર શ્રી ભદ્રંકરવિજયજી ગણિવરજીના પરમ આશીર્વાદથી તેઓશ્રીની પરમકૃપાથી તથા પરમ વાત્સલ્યમય દૃષ્ટિના પ્રભાવે આ કાર્ય નિર્વિઘ્ન પૂર્ણ થયું છે. આમાં

જે કંઈ સારું છે, તે બધું તેઓશ્રી પાસેથી મળેલું છે—
તેઓશ્રીની કૃપાનું ફળ છે. ઉપરાંત આ લખાણમાં બીજાપણ
અનેક ગ્રન્થો અને લેખકોના વચનનો આધાર લેવામાં આવ્યો
છે, તે તમામ મહાનુભાવો પ્રત્યે કૃતજ્ઞતાભાવ દર્શાવીએ
છીએ.

આપણે સૌ પણ સમતામાતાની ગોદમાં બેસીને સમતારૂપ
અમૃતનું વારંવાર પાન કરીને તેની સમ્યગ્ આરાધના કરીને
અજર અમર પદ પ્રાપ્ત કરનારા બનીએ.

એજ મંગલ મનોકામના.

શ્રી નગીનભાઈ મંડપ
ઠે. શ્રી પંચાસરાજી પાર્શ્વનાથજી
મંદિર સામે.
પાટણ ઉ. ગુજરાત.
દીપોત્સવી ૨૦૩૧

મુનિ કુંદકુંદવિજ.



# સમતાનો પ્રભાવ

अमन्दानन्दजनने, साम्यवारिणि मज्जताम् ।
जायते सहसा पुंसां रागद्वेषमलक्षयः ॥

—યોગશાસ્ત્ર પ્રકાશ ૪-૫૦

૧

અત્યંત આનંદજનક સમતારૂપી જલમાં ડૂબકી માર-નાર પુરુષોના રાગદ્વેષરૂપી મેલ તત્કાળ નાશ પામે છે.

૨

માણસ જે કર્મને કોટી જન્મ સુધી તીવ્ર તપને આચરવા વડે પણ હણી શકતો નથી તે કર્મને સમતાના આલંબનથી એક અર્ધા ક્ષણમાં જ હણી નાંખે છે.

૩

જેને આત્મનિશ્ચય થયો છે, એવા સાધુ સામાયિકરૂપી સળી વડે પરસ્પર મળેલાં જીવ અને કર્મને જુદાં કરે છે.

૪

સામાયિકરૂપી સૂર્યથી રાગાદિ અંધકારનો નાશ થતાં યોગિઓ પોતામાં જ પરમાત્માનું સ્વરૂપ દેખે છે.

૫

બધા આત્માઓ તત્ત્વથી પરમાત્મા જ છે. કેવળ રાગદ્વેષાદિથી મલિન હોવાથી પરમાત્મસ્વરૂપની અભિ-વ્યક્તિ થતી નથી. પરંતુ સમભાવરૂપી સૂર્યના પ્રકાશથી રાગાદિ અંધકારનો નાશ થતાં આત્મામાં જ પરમાત્મસ્વ-રૂપ પ્રગટ થાય છે.

૬

પોતાના સ્વરૂપની પ્રાપ્તિ માટે સમત્વનું સેવન કરનાર
સાધુના પ્રભાવથી નિત્ય વૈરવૃત્તિવાળા પ્રાણીઓ પણ પરસ્પર
સ્નેહ ધારણ કરે છે.

૭

પ્રિય હોય કે અપ્રિય હોય, વળી તે ચેતન પદાર્થો
હોય કે અચેતન પદાર્થો હોય પણ એ તમામ પદાર્થોમાં
જેનું મન મોહ પામતું નથી-ખેંચાતું નથી, કે તેના પ્રત્યે
લેશ પણ દ્વેષ થતો નથી તે આત્મા સમભાવને પ્રાપ્ત
થયેલો છે, એમ જાણવું.

૮

કોઈ પોતાના હાથથી પરમભક્તિપૂર્વક ગોશીર્ષ-
ચંદનનું વિલેપન કરે કે કોઈ અત્યંત દ્વેષભાવથી વાંસલા
વડે છેદન કરે, તો પણ બન્નેમાં જેની સમાન વૃત્તિ હોય,
તેનામાં અનુપમ સમતા છે, એમ સમજવું.

૯

કોઈ પ્રસન્ન થઈને સ્તુતિ, પ્રશંસા અને અભિવાદન
કરે, કે કોઈ ગુસ્સે થઈને ગાળ આપે નિંદા કરે કે અનેક
રીતે અપમાન કરે, છતાં પણ જેનું ચિત્ત તે બન્નેમાં સરખું
વર્તે છે, તે સમભાવમાં મગ્ન છે એમ સમજવું.

૧૦

જેમાં કોઈ હોમ, તપ કે દાન કરવું પડે નહિ, તેમ છતાં
માત્ર સમતાથી જ પરમ નિર્વૃતિ અર્થાત્ મોક્ષની પ્રાપ્તિ
થાય છે. સમતાથી આવી અમૂલ્ય ખરીદી પણ કરી શકાય
છે, તે એક કેવું મહાન આશ્ચર્ય છે!

૧૧

જેમાં પુષ્કળ પ્રયત્ન કરવો પડે, જેમાં ઘણો જ ક્લેશ કરવો પડે, જેનાથી વૈરભાવની પરંપરા ઊભી થાય, એવા રાગાદિની ઉપાસના શા માટે કરવી? તેને બદલે બીલકુલ વગર પ્રયત્ને અને સ્વાભ સહજભાવે જેનાથી સુખ મળી શકે એવા મનોહર સમભાવનો આશ્રય કરવો એ જ વધારે યોગ્ય છે.

૧૨

પરોક્ષ હોવાને લીધે સ્વર્ગ અને મોક્ષનાં સુખનો ભલે કોઈ નાસ્તિક જનો અપલાપ કરે, અથવા ભલે તેનો સ્વીકાર ન કરે. પરંતુ સમતાનું સુખ તો સ્વસંવેદ્ય–સ્વાનુભવસિદ્ધ હોવાથી પ્રત્યક્ષ જ છે. તેથી કેવળ પ્રત્યક્ષ પ્રમાણને જ માનનારા એવા નાસ્તિકો પણ તે સુખનો અપલાપ કરી શકતા નથી તેમને પણ સમતાજનિત સુખનો તો સ્વીકાર કરવો જ પડે છે. ખરેખર આ સમતા સુખ જ જગતમાં સર્વત્ર વિજયવંત છે.

૧૩

ખાવા યોગ્ય, ચાટવા યોગ્ય, ચૂસવા યોગ્ય અને પીવા યોગ્ય, એમ ચાર પ્રકારના સુખ આપનારા મનોહર પદાર્થોથી હંમેશાં વિમુખ ચિત્તવાળા યોગીઓ પણ સમભાવરૂપ અમૃત તો વારંવાર પીધા જ કરે છે. યોગીઓને એક સમભાવરૂપી રસ જ અતિપ્રિય હોય છે, તેનું વારંવાર પાન કરી તેનાથી તૃપ્ત થઇ તેઓ અંતે અજર અમર બની જાય છે.

૧૪

કવિઓના કથનમાત્રથી રૂઢ એવા અમૃત પર શા માટે મોહિત થવું? જેનો રસ પોતાના અનુભવમાં આવી

શકે એવા સમતારૂપ અમૃતનું જ નિરંતર પાન કરવું જોઈએ. સમતારસનો એક વાર પણ સ્વાદ ચાખ્યા પછી દુન્યવી તમામ રસો ઉપરની આસક્તિ એકદમ છુટી જાય છે.

૧૫

જેના કંઠમાં ભલે ફણિધર-કાળોતરો ઝેરી નાગ આળોટે, કે ભલે મનોહર સુગંધથી ભરપુર દિવ્ય એવી પુષ્પની માળા રહેલી હોય, તો પણ જેને લેશ પણ પ્રીતિ કે અપ્રીતિ થતી નથી તે ખરેખરો સમતાપતિ-સમતારૂપી નદીનો મહાસાગર છે, એમ સમજવું.

૧૬

આમાં કાંઈ ગુપ્ત નથી, તેમ આમાં કોઈ ગુરુનું પણ નથી, પરંતુ અજ્ઞાની અને બુદ્ધિમાનોને માટે એક જ ભવવ્યાધિને શમન કરનારૂં આ સમભાવરૂપ ઔષધ છે.

૧૭

આ પણ એક મહાન આશ્ચર્ય જ છે કે અતિ પ્રશાન્ત ચિત્તવાળા એવા યોગીઓમા પણ એક ક્રૂર કર્મ તો રહેલુંજ છે અને જેથી તેઓ સમતારૂપી શસ્ત્રથી રાગાદિના કુલોને અતિ નિર્દયતાપૂર્વક હણી નાંખે છે. અર્થાત્ યોગિઓ રાગ-દ્વેષ, મોહનો અત્યંત નાશ કરી નાખે છે તેમાં સમતાભાવ જ મુખ્ય સાધન છે.

૧૮

જેનાથી પાપીમાં પાપી જીવો પણ એક ક્ષણ માત્રમાં શાશ્વતપદ-મોક્ષપદ પામી શકે છે, તે આ સમતાનો જ પરમપ્રભાવ છે.

૧૯

જે સમભાવ પ્રાપ્ત થતાં દર્શન, જ્ઞાન અને ચારિત્રરૂપ

રત્નત્રયી સફળ થાય છે, અને જે સમભાવ વિના રત્નત્રયી પણ નિષ્ફળતાને પામે છે, તે મહાપ્રભાવ યુક્ત સમભાવને વારંવાર નમસ્કાર હો !

૨૦

હું (એટલે યોગશાસ્ત્રના કર્તા કલિકાલસર્વજ્ઞ ભગવાન શ્રી હેમચંદ્રાચાર્ય મ૦) સર્વ શાસ્ત્રોના રહસ્યને જાણીને પોકાર કરીને-મોટા સ્વરથી ઉદ્‌ઘોષણા કરીને કહું છું (તે હે ભવ્ય જીવો ! તમે બરાબર ધ્યાન દઇને સાંભળો) કે આ લોક અને પરલોકમાં સમભાવથી બીજી કોઈ સુખની ખાણ નથી.

૨૧

જ્યારે અણધાર્યા એકાએક ઉપસર્ગો, અકસ્માતો, પરિષહો, દૈવિક, ભૌતિક કે આધ્યાત્મિક સંકટો આવી પડે છે, અને મૃત્યુ સામે જ આવીને ઉભું હોય છે, ત્યારે તે સમયને ઉચિત સમભાવ સિવાય બીજું કાંઈ પણ ઉપયોગી થઈ શકતું નથી.

૨૨

રાગાદિ શત્રુઓનો નાશ કરનાર સમભાવરૂપ સામ્રાજ્યની લક્ષ્મી ભોગવીને પ્રાણીઓ શુભગતિને પ્રાપ્ત કરે છે. તેથી હે ભવ્યજનો ! તમારે જો આ મનુષ્યજન્મ સફળ કરવો હોય તો અમર્યાદ-અંત વિનાના સુખથી પરિપૂર્ણ એવા સમભાવને પ્રાપ્ત કરવામાં જરાપણ પ્રમાદ ન કરવો. પરંતુ અપ્રમત્ત બનીને સમભાવની સાધનામાં લીન બની જવું જોઈએ.

૨૩

પુષ્પની માળા અને કંટક આદિમાં જે પ્રિય-અપ્રિયની કલ્પના થાય છે, તે વ્યવહારનયની કલ્પના છે, શુદ્ધ નયની

દૃષ્ટિ રાખીને જ્યારે તે કલ્પનાને દૂર કરી દેવામાં આવે છે, ત્યારે ચિત્તમાં જે સ્થિરતા ઉત્પન્ન થાય છે, તેજ સમતા છે.

૨૪

એક વખત જે પદાર્થોને વિષે મનુષ્યો દ્વેષ કરે છે અને બીજી વખત તેના તેજ પદાર્થોને વિષે તે પ્રીતિ કરે છે. તેથી નિશ્ચયથી જોતાં પદાર્થોમાં કાંઈપણ ઈષ્ટપણું કે અનિષ્ટ-પણું છેજ નહિ.

૨૫

વળી બીજી રીતે વિચારીએ તો,જે વિષય એક માણ-સને પોતાના અભિપ્રાયથી પુષ્ટિકારક—પ્રીતિકારક લાગે છે, તેજ વિષય બીજા માણસને તેના અભિપ્રાયથી દ્વેષકારક લાગે છે-અપ્રીતિકારક લાગે છે. એટલે તાત્પર્ય એ છે કે મનની પદાર્થો તરફ જે રાગ-દ્વેષની પ્રક્રિયા થાય છે, તે તેના પોતાના વિકલ્પો ઉપર જ અવલંબતી હોય છે. વિકલ્પના જન્મે રાગાદિનો જન્મ થાય છે અને વિકલ્પના નાશે રાગાદિનો નાશ થાય છે એટલે રાગ-દ્વેષમાંથી એકેય વસ્તુ તાત્ત્વિક નથી.

૨૬

જ્યાં સુધી જીવને એમ લાગ્યા કરે છે કે પોતાના પ્રયોજનની સિદ્ધિ બાહ્ય પદાર્થો ઉપર અવલંબે છે, ત્યાં સુધી તે આત્મા બહાર જ દોડયા કરતો હોય છે, પરંતુ જ્યારે તેને એમ લાગે છે કે મારા પ્રયોજનની સિદ્ધિ મને પોતાને જ આધીન છે, તેમાં બાહ્ય પદાર્થને કાંઈ જ લાગતું વળ-ગતું નથી. આવી નિર્મળ સમજ થાય છે, ત્યારે બાહ્ય પદાર્થોને લીધે મનમાં ઉઠતા સંકલ્પો નાશ પામી જાય છે. સમતાને પ્રાપ્ત કરવાનો આજ વાસ્તવિક ઉપાય છે.

૨૭

સ્ફટિક રત્નની સામેથી લાલ અથવા કાળા પુષ્પરૂપ ઉપાધિ ખસેડી લેવામાં આવે એટલે સ્ફટિકને વિષે જેમ નિર્મળતાનો ગુણ આપોઆપ પ્રગટ થાય છે, તેમ પર-વસ્તુમાં મારાપણારૂપ મમતાનો ત્યાગ થવાથી આત્માના સ્વાભાવિક ગુણરૂપ સમતા આપોઆપ વિસ્તારને પામે છે. તાત્પર્ય એ છે કે મમતા જાય એટલે સમતા પ્રગટે.

૨૮

સુવર્ણનું આભૂષણ પોતાના ગળામાં જ હોવા છતાં તેના અસ્તિત્વની બાબતમાં જ્યારે જીવને ભ્રમ થઇ જાય છે, ત્યારે જીવ અકળાઈ જાય છે, પણ તે આભૂષણ તો પોતાના ગળામાં જ રહેલું છે એવો જ્યારે ખ્યાલ આવી જાય છે, ત્યારે તે સંબંધી ભ્રમ ભાંગી જતાં ફરી વાર જીવ સ્વભાવમાં આવી જાય છે.

૨૯

અહીં વસ્તુતઃ આભૂષણ ગયું જ ન હતું. ખોવાયાનો ભ્રમ માત્ર હતો. તે ભ્રમ ટળી જતાં જેમ અશાંતિ ટળી ગઈ અને સ્વભાવની પ્રાપ્તિ થઈ.

તેજ રીતે બાહ્ય પદાર્થોમાં પ્રિયપણાનો તથા અપ્રિય-પણાનો ભ્રમ ભાંગી જાય છે, ત્યારે રાગદ્વેષજનિત અકળામણ રહેતી નથી અને અપ્રતિહત સમતાની અનુભૂતિ થાય છે.

૩૦

જ્યારે શુદ્ધ નયની દૃષ્ટિ પ્રાપ્ત થાય છે, ત્યારે દરેક જીવો શુદ્ધ આત્મસ્વરૂપે દેખાવા લાગે છે અને તે વખતે જગતના જીવોને વિષે કર્મજનિત વિષમપણું, વિવિધપણું,

સારા નરસાપણું ભાસમાન થતું નથી-દેખાતું નથી. આવી દૃષ્ટિ પ્રાપ્ત થાય ત્યારે જ અનિવાર્ય સમતા પ્રાપ્ત થાય છે એમ જાણવું.

૩૧

એક આત્મા જ નિત્ય છે, અને તે બીજા આત્માઓથી સદા ભિન્ન છે. બીજા આત્માઓથી જ આત્મા ભિન્ન છે, એટલું જ નહિ પણ તે પોતાના જ્ઞાનાદિ ગુણોથી પણ અલિપ્ત છે, તદ્દન શુદ્ધ છે. એક જ એ આત્મ દ્રવ્ય નિત્ય છે. આવા સ્વરૂપના આત્મા અંગેનાં ચિંતનથી જેનું મન આત્મરમણતામાં લીન બન્યું હોય, તેની જ સમતા ખરેખરી પરાકાષ્ઠાને પામેલી છે.

૩૨

સમતાનો પરિપાક થવાથી જ્યારે વિષયોને વિષે આગ્રહનો અભાવ થાય છે, ત્યારે નિર્મળ યોગવાળા યોગીઓને સંસાર અને મોક્ષમાં પણ સમબુદ્ધિ પ્રાપ્ત થાય છે.

૩૩

અમે સમતાની કેટલી સ્તુતિ કરીએ ? પોતાના હિત માટે પુષ્ટ કરવામાં આવેલી સમતાવાળા મુનિની પાસે ઉપસ્થિત થયેલા નિત્યવૈરી એવા પ્રાણીઓનો પણ વૈરભાવ શમી જાય છે.

૩૪

દાન વડે અથવા તપવડે કરીને શું ? તથા યમ અને નિયમ વડે કરીને પણ શું ? એક આત્ર સમતારૂપી નાવડીને વળગી રહો. તે એકલી જ ભવસાગરને પાર ઉતારી દેશે.

૩૫

સમતારૂપ અમૃતમાં મજ્જન કરવાથી વિષયભોગરૂપી વિષ ધોવાઇ જાય છે, ક્રોધરૂપી તાપ શમી જાય છે અને ઉદ્ધતપણારૂપી મેલ નાશ પામે છે.

૩૬

વૃદ્ધાવસ્થા અને મરણરૂપ દાવાનળવડે સળગતા આ સંસારરૂપી અરણ્યમાં સુખને માટે અમૃતમય મેઘની વૃષ્ટિ સમાન એક સમતા જ છે.

૩૭

સમતા એ નરકના દ્વારને વિષે અર્ગલા સમાન છે, સમતા એ મોક્ષમાર્ગમાં દીવીસમાન છે, સમતા એ ગુણ-રૂપી રત્નોનો સંગ્રહ કરવામાં રોહણાચળ પર્વતની ભુમિ સમાન છે.

૩૮

જેમના નેત્ર મોહવડે આચ્છાદિત થયેલાં છે અને તેથી જેઓ આત્મસ્વરૂપને જોઇ શકતા નથી તેમને માટે સમતા દિવ્ય અંજનની શલાકા જેવી છે.તે દિવ્ય અંજનની શલાકા દૃષ્ટિના દોષનો-આત્માના અજ્ઞાનદોષનો નાશ કરનારી છે.

૩૯

ચિત્તને રાગ-દ્વેષથી પાછું ખેંચીને જો એક ક્ષણવાર પણ સમતાનું સેવન કરવામાં આવે તો આત્મિક સુખનો કોઇ એવો અલૌકિક અનુભવ થાય છે કે જે બીજાને વાણી દ્વારા કહી શકાય નહિ. માત્ર અનુભવથી જ સમજી શકાય. તેનું વર્ણન કરવા માટે શબ્દો અસમર્થ બને છે.

૪૦

જેમ બધીર-બહેરો પુરુષ દિવ્ય સંગીતથી ઉત્પન્ન થતું

સુખ જાણી શકે નહિ, તેમ સામાન્ય લોકો યોગીજનોના સમતાના સુખને જાણી શકતા નથી.

૪૧

નમસ્કાર અને સ્તુતિ વગેરેની ઇચ્છારૂપી બાણ તીક્ષ્ણ હોય છે, તે આત્માના મર્મસ્થાનને ભેદનારૂં હોય છે. તો પણ સમતારૂપી બખ્તરથી રક્ષણ કરાયેલાને તે બાણ જરા પણ પીડાકારક બનતું નથી.

૪૨

જેમ સૂર્યની પ્રભા અંધકારનો નાશ કરે છે, તેમ કોટિ કોટિ જન્મોવડે સંચિત કરેલાં કર્મોનો પણ સમતા તત્કાળ નાશ કરી દે છે.

૪૩

અન્ય લિંગાદિકે જેઓ સિદ્ધિગતિની પ્રાપ્તિ કરે છે, તે સિદ્ધિપ્રાપ્તિમાં પણ તે તે જીવોને એક સમતા જ અવલંબન છે એ સમતા વડે જ ત્રણ રત્નના ફળની પ્રાપ્તિ થવાથી ભાવજૈનપણું ઉત્પન્ન થાય છે.

૪૪

સાત નયોને યોગ્ય રીતિએ તેના સ્થાનમાં સ્થાપન કરનાર જ્ઞાનનું ફળ પણ સમત્વભાવની સિદ્ધિ જ છે. પરંતુ અગ્નિથી જેમ ચંદન ભસ્મરૂપ બની જાય છે, તેમ સમતાના અભાવે એકાદ નયમાં જો કદાગ્રહ-મમત્વ થઇ જાય તો સુંદર એવું જ્ઞાન પણ રાખ જેવું નકામું બની જાય.

૪૫

જ્યારે ચારિત્રરૂપી પુરુષના સમતા નામના પ્રાણ ચાલ્યા જાય છે, ત્યારપછી લોકોને તેને વંદન કરવા માટે આવવાનો જે આવેગ અર્થાત્ જે દોડાદોડી કરે છે તે તેના વંદન માટે નહિ પણ તેના પ્રાણ વિનાના કલેવરનો મર-

ષ્ણોત્સવ કરવા માટેનો હોય છે, એમ સમજવું. જો સમતા છે તો ચારિત્ર છે અને જો સમતા નથી તો ચારિત્ર નથી એ તાત્પર્ય છે.

૪૬

એક સમતાને તજીને જે જે કષ્ટકારી ક્રિયાઓ કરી હોય, તે ઉખર ભૂમિમાં વાવેલા બીજની જેમ વાંછિત ફળને આપનારી થતી નથી. પણ માત્ર કાયક્લેશ રૂપ જ થાય છે.

૪૭

મુક્તિનો ઉપાય તો માત્ર એકલી સમતા જ છે, અને તે સિવાયનો બીજો ક્રિયાસમૂહ તો તે તે પુરુષના ભેદે કરીને કહેવામાં આવેલ છે અને તે પણ સમતાની સિદ્ધિને માટે જ છે.

૪૮

શાસ્ત્રનો વ્યાપાર તો માત્ર દિગ્દર્શન પૂરતો જ હોય છે, તે તો આંગળી ચીંધીને રસ્તો બતાવી દે છે પણ તેથી દૂર જતો નથી. પછી સિદ્ધિપદ તો સમતાનો સ્વાનુભવરૂપ સામર્થ્યયોગ જ પ્રાપ્ત કરી આપે છે.

૪૯

આત્માનું જે નિગૂઢ અને સર્વથી ઉત્કૃષ્ટ તત્ત્વ છે, તે આ સમતા જ છે એટલા માટે આ સમતાને પ્રાપ્ત કરવામાં જ અધ્યાત્મબોધના પ્રસાદ વડે અત્યંત પ્રયત્ન કરવો જોઇએ.

૫૦

શ્રી જિનશાસનરૂપી સમુદ્રમાં સમાધિરૂપ અમૃતના સ્વરૂપવાળો વૈરાગ્ય ખરેખર સિદ્ધ થયેલો છે. અને તે સમુદ્રમાંથી ઉદ્ધૃત કરીને-કાઢેલાં બિન્દુઓથી જ દુનિયામાં

બીજાં શાસ્ત્રો સ્વાદિષ્ટપણાને પામે છે. તાત્પર્ય એ છે કે જગતમાં જ્યાં જ્યાં હિતકારક સુભાષિતો-સુવાક્યોની રચનાઓ જોવા મળે છે, તે તમામ હિતબોધ શ્રી જિનશાસનરૂપી સમુદ્રમાંથી ઉછળેલાં બિન્દુઓ માત્ર છે.

૫૧

શ્રી જિનેશ્વરોના આગમોરૂપી સમુદ્રમાંથી ઉદ્ધૃત કરેલાં એવાં આ સમાધિરૂપી અમૃતને પીને હે મહાન આશયવાળા સજ્જનો! અનાદિકાળથી પીધેલા એવા કષાયરૂપી હળાહળ ઝેરને તમે વમી નાખો!

૫૨

રાત અને દિવસ પ્રતિક્ષણ ઘણા સંકલ્પ-વિકલ્પોરૂપી ચપળ મોજાઓની શ્રેણિથી વ્યાકુલ ચિત્તવાળા પ્રાણીને સમાધિની નિશ્ચલતા વિના સુખનો બીજો કોઈ ખરેખર એકાંત હેતુ છે જ નહિ.

૫૩

ચિત્ત જ્યારે સમાધિવાળું હોય છે, ત્યારે પર પદાર્થોમાં ચિત્તનું પરિણમન ન હોય, સંકલ્પ-વિકલ્પોની ઉત્પત્તિ ન હોય, પરપદાર્થોનું ગ્રહણ પણ ન હોય, પરંતુ અખંડ સુખના અનુભવના સ્વભાવવાળો ઉપયોગ હોય, જેમકે "હું કેવળ ચૈતન્ય મૂર્તિ-જ્ઞાન સ્વરૂપ છું."

૫૪

રાગાદિથી નવપલ્લવિત થયેલા અને અવિદ્યાના સંસ્કારથી સિંચાયેલા વિષયોરૂપી ઝેરી વૃક્ષોને જડમૂળથી છેદી નાંખવા માટે તીવ્ર વિચારોરૂપી તિક્ષ્ણ ધારવાળો સમાધિરૂપ કુહાડો સમર્થ છે.

૫૫

સમાધિ વિના પાળેલા એવા ક્રિયાના સમૂહથી-ઘણી ઘણી ક્રિયાઓ કરવા છતાં કર્મોનો નિર્મૂલ ક્ષય થતો નથી. કેમકે જો પોતાનામાં જ સામર્થ્ય ન હોય તો માત્ર કિલ્લાના આશ્રયથી રાજા પોતાના વૈરીનો કેવી રીતે જય કરી શકે? અર્થાત્ શક્તિ વિના જય કરી શકે નહિ. ક્રિયા કિલ્લાના આશ્રયના સ્થાને છે. સમાધિ પરાક્રમના સ્થાને છે. કર્મ એ વૈરીના સ્થાને છે અને રાજા એ જીવના સ્થાને છે.

૫૬

સમાધિથી શુદ્ધ થયેલા એવા મુનિઓના હૃદયમાં કોઇ પણ સમયે શંકાદિરૂપ કાદવનું લેપાવવાપણું હોતું નથી, તથા મિથ્યામોહના સમૂહરૂપી અંધકારની દૃષ્ટિ પણ હોતી નથી અને મિથ્યારૂપી મળનો ગંધ પણ હોતો નથી.

૫૭

વળી તેવા મુનિઓના હૃદયમાં દૂષણ દેનારા અપરાધી જનો પ્રત્યે પણ રોષનો પરિણામ હોતો નથી. તેમ તેમના ગુણોની કોઇ સ્તુતિ કરે તો પણ તેઓ લેપાતા નથી તેમ-નામાં કપટનો લેશ પણ હોતો નથી અને લોભના ક્ષોભથી ઉત્પન્ન થયેલા ઉપદ્રવો પણ તેમને હોતા નથી. અર્થાત્ તેવા સમાધિવંત મુનિજનો ક્રોધ, માન, માયા અને લોભથી અલિપ્ત હોય છે.

૫૮

સમાધિથી જેમણે પોતાના આત્મામાં જ રતિપ્રીતિની સ્થિરતા મેળવી લીધી છે, એવા મનુષ્યને શરીરનું રૂપ જોવામાં કે મનોહર વસ્ત્ર ધારણ કરવામાં કે બીજા પણ એવા પૌદ્‌ગલિક ભાવોમાં જરાપણ આસક્તિ રહેતી નથી.

૫૯

યોગી સમાધિથી અંતરંગ સુખને મેળવીને બાહ્ય સુખમાં આનંદ માનતો નથી. કેમકે જ્યારે ઘરમાં જ કલ્પ-વૃક્ષ પ્રગટ થયું હોય, ત્યારે ધનનો અર્થી એવો કયો માણસ વનમાં ભટકવા જાય?

૬૦

સમતાવાળા મનુષ્યોને દુન્યવી વિષયોમાં અત્યંત હર્ષ હોતો નથી, કેવળ કીર્તિ મેળવવામાં નિષ્ટા હોતી નથી. તેમજ તિક્ષ્ણ કંટક જેવા-શલ્ય સમાન જિહ્વાના વિવિધ રસાસ્વાદની ક્રિયા આદિમાં લેશ પણ રતિ-પ્રીતિ હોતી નથી.

૬૧

યોગીઓને સમાધિમાં રતિ-પ્રીતિ હોવાથી અત્યંત તીવ્ર ક્રિયામાં પણ અરતિ-અપ્રીતિ થતી નથી. ચકોર પક્ષીઓ સુધા પીવાના ગુણથી અગ્નિના કણને ખાવામાં શું વ્યાકુલતા રહિત નથી હોતા? અર્થાત્ વ્યાકુલતા રહિત હોય છે.

૬૨

અજ્ઞાનીજનો તરફથી કારણ વિના પણ પોતાની ઘણી નિંદા થતી હોય, ત્યારે પણ સમાધિમાં રક્ત થયેલું મુનિનું મન જરાપણ ખેદ પામતું નથી. કેમકે અંધકારથી વ્યાપ્ત થયેલા માર્ગમાં પણ દિવ્યાંજનથી અંજિત થયેલી આંખ કદિપણ અંધપણાને ભજતી નથી.

૬૩

પગરખાં વિનાનો માણસ કંટકવાળા પ્રદેશમાં ખેદને પામે છે, પણ પગરખાંવાળો માણસ ખેદને પામતો નથી, તેમ જેમાં જ્ઞાન અને ક્રિયારૂપી બે ઘોડા જોડાયેલા છે અને સમાધિરૂપી રથમાં બેસી જેઓ મોક્ષમાર્ગ તરફ ગમન કરી રહેલ છે, તે મનુષ્ય જરા પણ ખેદને પામતો નથી.

૬૪

લાભમાં અને અલાભમાં, સુખમાં અને દુઃખમાં તથા જીવિતમાં તથા મૃત્યુમાં જેઓ તુલ્ય મનવાળા છે તથા રતિ-અરતિથી પણ જેઓ વિરામ પામેલા છે, તેજ મુનિઓ સમાધિમાં સિદ્ધ થયેલા છે એમ જાણવું.

૬૫

જેઓને ચિત્તમાં ઉદ્વેગ નથી, અરતિ નથી, જેઓ ધ્યેયમાં એકાગ્ર છે, જેમને ચપળતા નથી, તથા જેમણે જાણવા લાયક અત્યંત ટંકશાળી ભાવો જાણી લીધા છે, એવા સમતાવંત મુનિઓનું હું શરણું અંગીકાર કરૂં છું.

૬૬

અરતિરૂપી અગ્નિના યોગથી જો ચિત્તરૂપી પારો ઉડીને આમ તેમ ચાલ્યો ન જાય, અને સમાધિરૂપી સિદ્ધ થયેલી ઔષધિથી જો તેને મૂર્છના અપાણી હોય તો કલ્યાણની-મોક્ષની (પક્ષે સુવર્ણની) સિદ્ધિ થવામાં વિલંબ ન થાય. અહીં ચિત્ત એ પારાના સ્થાને છે. અરતિ એ અગ્નિના સ્થાને છે. સમાધિ એ સિદ્ધરસનાં સ્થાને છે. એના વિધિપૂર્વકના

સંયોગથી કલ્યાણની પ્રાપ્તિ થાય છે. અને તેથી ભવની તમામ ભાવઠ ભાંગી જાય છે.*

૬૭

ચિત્તરૂપી પક્ષી રતિ અને અરતિરૂપી પોતાની બે પાંખો વિસ્તારીને આમ તેમ સ્વચ્છંદપણે ભમ્યા કરે છે. તે સ્વચ્છંદ પરિભ્રમણનું નિવારણ કરવા માટે સમાધિરૂપી ઉત્તમ પાંજરાનું યંત્ર જ હેતુભૂત છે. અવ્યકત પક્ષીપોત, જો જ્યાં ત્યાં સ્વતંત્ર ભટકવાનું ચાલુ રાખે તો તે અવશ્ય જોખમમાં મૂકાઇ જાય છે, તેમ જીવ પણ અરતિ-રતિરૂપી પાંખથી જ્યાં ત્યાં ભટકયા કરે તેમાં પુરૂં જોખમ છે. તે જોખમથી બચવા માટે સમાધિરૂપી ઉત્તમ પાંજરાની યંત્રણા જ એક હેતુભૂત છે×

૬૮

પુત્રથી, સ્ત્રીથી, ધનથી, શરીરથી અને ઘરથી મારે તો જુદાઇ જ છે. એટલે કે નિશ્ચયથી આ બધાથી હું જુદો છું. મારું સ્વરૂપ જુદું છે, એમ વિચારીને સમાધિને ભજનારા મનુષ્યો શોકરૂપી શંકુની પીડાથી વ્યાકુલ થતા નથી.

૬૯

સમાધિરૂપી વૃષ્ટિથી જેનો શોકરૂપી અગ્નિ બુઝાઇ

---

*મન-પારદ ઉડે નહિજી, પામી અરતિ રતિ આગ;
તો હુવે સિદ્ધિ કલ્યાણનીજી, ભાવઠ જાયે સવિ ભાગ.
સુગુણ નર! સમજો ચિત્ત મોઝાર.

× ચિત્ત અરતિરતિ પાંખશુંજી, ઉડે પંખી રે નિત;
પિંજર શુદ્ધ સમાધિમેંજી, રૂંધ્યો રહે તે મિત,
સુગુણનર ! સમજો ચિત્ત મોઝાર.

ગયેલો છે, એવો સાધુ ઇષ્ટ વસ્તુના નાશમાં, અનિષ્ટ વસ્તુના સંયોગમાં, વસ્તુના નિત્ય સ્વભાવનો વિચાર કરીને તથા નિયતિ એટલે અવશ્ય બનનારા ભાવિ ભાવ મિથ્યા થતા નથી એમ માનીને અંતઃકરણમાં સંતાપને પામતો નથી.

૭૦

ગત વસ્તુમાં શોક ન હોય, ભવિષ્ય સંબંધી વિચાર ન હોય અને વર્તમાન યોગ જેનો વિશુદ્ધ હોય, આવા પ્રકારની સમાધિ જ્યારે સાધુને પ્રાપ્ત થાય છે, ત્યારે તેનામાં ક્રોધનો અવકાશ જ ક્યાંથી હોય?

૭૧

આ સંયમમાર્ગે શૂરવીરો જ ચાલ્યા છે, પણ નિઃસત્ત્વ મનુષ્યને તે માર્ગ કદીપણ પ્રાપ્ત થતો નથી અર્થાત્ નિઃસત્ત્વ મનુષ્યો આ માર્ગે ચાલવા સમર્થ બની શકતા નથી. એ પ્રમાણે સમાધિવાન થઇને ધીર અને ઉદાત્ત આશયવાળો મહાત્મા સંયમમાર્ગમાં કદીપણ ખેદને પામતો નથી.

સમુદ્ર સમાન ગંભીર મનવાળો સમાધિયુક્ત મુનિ પોતાના અહંકારથી ધર્મમાર્ગમાં કદી પણ ભેદ ઉત્પન્ન કરતો નથી; કેમકે વિદ્વાન માણસ પોતાને આશ્રય આપનાર વૃક્ષની શાખાને કુહાડાની ધારથી કદીપણ છેદતો નથી.

૭૨

સમાધિને ભજનારા મુનિઓ એકાંત ઉત્સર્ગની રુચિથી, કે અપવાદની રુચિથી, પોતાને ફાવતું પકડીને સાધુ આચારમાં શિથિલ બની માત્ર પોતાની મતિકલ્પનાથી માર્ગનો ભેદ કરતા નથી.

૭૩

સૂત્રમાં જેનું વિધાન કરવામાં આવ્યું ન હોય તેમજ જેનો નિષેધ કરવામાં પણ આવ્યો ન હોય, પણ ઘણાકાળની પરંપરાથી ચાલ્યું આવતું હોય તેને પણ "માર્ગનો ભેદ ન થાઓ." એમ ધારી સમાધિવાળા મુનિ તેને વગર વિચાર્યે દૂષિત કરતા નથી.

ઘણા શિષ્યોના સમૂહથી પરિવરેલો હોય, બહુશ્રુત પણ હોય, લોકમાં બહુ માનનીય પણ થયો હોય, તો પણ જો તે સમાધિના માર્ગથી વિપરીત આચરણવાલો હોય તો તેને શાસનનો વૈરી જ જાણવો.

૭૪

સમાધિમાં જેઓ સંતુષ્ટ છે, તેવા મુનિઓને સ્વપ્નમાં પણ પરમાર્ગમાં દૃષ્ટિ થતી નથી-પરમાર્ગનું આકર્ષણ થતું નથી. કેમકે માલતીના પુષ્પ પર આસકત થયેલો ભ્રમર કદી પણ કંથેરની અભિલાષા કરતો નથી.

૭૫

જે મુનિઓનું સમાધિયુક્ત ચિત્ત, સ્ત્રીઓના હાસ્યરૂપી પ્રવાહમાં સ્ખલના પામ્યું નથી તેવા મુનિઓનું નામ-ગ્રહણ પણ અનેક પાપોનો નાશ કરનારૂં બને છે.

૭૬

સમાધિરૂપી બખ્તરથી આચ્છાદિત થયેલા મુનિઓ સ્ત્રીઓના કટાક્ષરૂપી બાણોથી બીલકુલ વિંધાયેલા નથી, તેવા મુનિઓ ખરેખર પોતાની મેળે જ સંસારસાગરના પારને પામેલા છે અને બીજાઓને પણ સંસારસાગરથી પાર પહોંચાડવા તેઓ સમર્થ છે.

૭૭

સમાધિ વિનાનો મનુષ્ય "હું અને મારૂં" એવી બુદ્ધિને ધારણ કરે છે અને તે વખતે તે વિવિધ કર્મોના બંધ કરે છે, અને તેજ આત્મા જ્યારે સમાધિવાળો બને છે ત્યારે "હું નથી" અને "મારૂં કાંઇ નથી" એવી બુદ્ધિને ધારણ કરે છે અને તે વખતે તે કર્મના બંધનોથી મુક્ત થાય છે. અસમાધિમાન કર્મ બાંધે છે અને સમાધિમાન કર્મ છોડે છે.

૭૮

ભલે તે મધુર વચનને બોલનારો હોય, પોતાના કર્તવ્યોની શુદ્ધિ પણ કરી હોય, તીવ્ર બુદ્ધિવાળો પણ હોય, પરંતુ જો તે મુનિ સ્વબુદ્ધિથી બીજાનો પરાભવ કરે તો તે સમાધિનિષ્ઠ નથી. તેણે સમાધિ પ્રાપ્ત કરી હોય તો પણ તેની સમાધિ વાસ્તવિક નથી એમ જાણવું.

૭૯

હું શરીર નથી, મન નથી, વચન નથી, તેઓનો કર્તા નથી, કરાવનારો નથી, અને અનુમોદનારો નથી, એવી રીતે સમાધિયોગથી જેણે પોતાના શુદ્ધ આત્મસ્વરૂપને જાણ્યું છે, તેને પોતાથી પર એવી વસ્તુઓમાં અહંકારની બુદ્ધિ થાય જ કયાંથી ?

૮૦

કુમારપણું, યૌવનપણું તથા વૃદ્ધપણું વગેરે તથા ઉચ્ચપણું, ગોરાપણું, તથા કોમળતા, કઠોરતા, રૂપ, રંગ, સ્પર્શ આદિ તો શરીરના ગુણો છે. તે શરીરના ગુણોને પોતાના

આત્મામાં આરોપણ કરીને કયો બુદ્ધિમાન સમાધિવાળો આત્મા અભિમાન કરે? અર્થાત્ સમાધિમાન આત્મા જે વસ્તુ પોતાથી પર છે, તેનું અભિમાન ન જ કરે.

૮૧

અક્ષરોથી પદો બનેલાં છે, પદોથી વાક્યો બનેલાં છે, અને વાક્યોથી સમગ્ર ગ્રન્થ બનેલો છે, આવા નિશ્ચયવાળી સમાધિને ધારણ કરતો કયો મનુષ્ય "હું ગ્રન્થકર્તા છું" એવું અભિમાન ધારણ કરે? અર્થાત્ અભિમાન ધારણ ન કરે.

૮૨

સમાધિવાળા મુનિઓની એકાંત શુદ્ધ એવા વ્યવહાર કાલમાં મૈત્રી-પ્રમોદ-કરુણાદિરૂપ ચિત્તવૃત્તિ, વૃદ્ધિ પામતી એવી સિદ્ધ જ્યોતિની પ્રાપ્તિ માટે તેને શુભ ધ્યાનમય થાય છે.

૮૩

સમાધિભાવ જ્યારે પરિપક્વ થાય છે, ત્યારે આપ્ત-પુરુષોના વચનના ચિંતવનથી અથવા આપ્તપુરુષોના વચનો ઉપરના વિશ્વાસથી આત્મામાં ક્ષમાદિરૂપ દશ પ્રકારનો ઉત્તમ ધર્મ પ્રગટ થાય છે.

૮૪

ધર્મનું મૂળ ખરેખર દયા છે, અને દયાનું મૂલ ક્ષમા છે. એમ વિચારીને ક્ષમા, સમાધિ અને સમતાથી મનોહર એવા સજ્જન પુરુષો, જેણે પોતાનો અપરાધ કર્યો છે એવા જીવો ઉપર પણ ક્રોધને ધારણ કરતા નથી.

૮૫

વિનય વિના કદીપણ ગુણો પ્રાપ્ત થતા નથી અને

માર્દવ-મૃદુતા-નમ્રતા વિના ગુણોનો વિસ્તાર થતો નથી એમ વિચારીને સમાધિવાળા આત્માઓ ઉદ્ધતપણાનો તથા નિયાણાનો ત્યાગ કરીને માર્દવપણાથી મનોહર થાય છે.

૮૬

સરલતા વિનાનો માણસ શુદ્ધ થતો નથી અને અશુદ્ધ મનુષ્ય ધર્મમાં સ્થિર થતો નથી, ધર્મ વિના મોક્ષ નથી અને મોક્ષ વિના સુખ નથી એમ વિચારીને સમાધિવાળો મુનિ આર્જવપણાને-સરલપણાને પ્રાપ્ત થાય છે.

૮૭

અશુદ્ધિનો ત્યાગ કરવાથી અર્થાત્ અશુદ્ધ દ્રવ્યોનો ત્યાગ કરવાથી શરીર, ઉપધિ અને અન્નપાન વિષયક જે શૌચતા થાય છે, તે જ શૌચતા મુનિઓને સમાધિરૂપી પાણીથી પવિત્રતાના બીજરૂપ થાય છે.

૮૮

પાંચ આશ્રવોનો ત્યાગ કરીને તથા પાંચે ઇન્દ્રિયોને વશ કરીને, ચાર કષાયોનો નાશ કરીને અને મન, વચન, કાયાના ત્રણ દંડને જીતનારો સુંદર સમાધિને પ્રાપ્ત થયેલો મુનિ તુરત જ સત્તર પ્રકારના સંયમને પ્રાપ્ત કરે છે.

૮૯

સમાધિમાન મહાત્માએ બન્ધુ, ધન અને ઇન્દ્રિયોના સુખનો ત્યાગ કર્યો હોવાથી તેને કોઈ જાતનો હવે ભય રહ્યો નથી. તથા તેણે શરીરની મમતા પણ તજી દીધી છે અને ત્યાગગુણથી રાગદ્વેષને પણ તજે છે, તેથી તે ત્યાગ-ધર્મનો આરાધક થાય છે.

૯૦

મન, વચન, અને કાયાની વક્રતાનો ત્યાગ કરવાથી,

કોઈપણ સ્થાને વિસંવાદ વિનાના, મનોહર સમાધિને ધારણ કરનારા મુનિઓ ચાર ગતિનો છેદ કરનાર ચાર પ્રકારના સત્ય અંગીકાર કરે છે.

૯૧

જિનશાસનમાં રહેલા મહાનુભાવો મનમાં સમાધિને ધારણ કરીને અભ્યંતર તપના અભ્યુદય માટે બાહ્ય તપ કરે છે. તથા બાહ્યતપની શુદ્ધિ માટે અભ્યંતર તપને કરે છે. જે તપમાં ચિત્તને ખેદ નથી, જેમાં ઇન્દ્રિયોની હાની થતી નથી. જેમાં બ્રહ્મચર્યની વૃદ્ધિ થાય છે, તથા જેમાં ક્રોધની તો વાત જ નથી, તથા જેમાં ફક્ત શ્રી જિનેશ્વર દેવની આજ્ઞાને જ આધીન રહેવાપણું છે. તે તપ સમાધિથી શુદ્ધ થયેલું છે, એમ જાણવું.

૯૨

મુનિઓ આ લોક સંબંધી એટલે મનુષ્ય સંબંધી, દેવસંબંધી અને ઔદારિક એવા ત્રણે પ્રકારના કામસુખોનો મન, વચન અને કાયાથી ત્યાગ કરે છે અને એ રીતે અઢાર પ્રકારના બ્રહ્મચર્યને સમાધિવંત સંયમી પુરુષો ઉચ્ચ પ્રકારે પાળે છે.

૯૩

ગામમાં, કુલમાં, નગરમાં, દેશમાં કે ઉપધિમાં જેમને જરા પણ મૂર્છા હોતી નથી, તથા અરતિરૂપી રોગ જેમનો નાશ પામ્યો છે એવા સમાધિમાન મુનિઓ અકિંચનતારૂપ ધર્મનું સુંદર રીતે પાલન કરે છે.

૯૪

સમાધિથી શુદ્ધ થયેલા આ દશ પ્રકારના ધર્મનું આલંબન કરનારો, પરમાર્થ-મોક્ષને જોનારો, તથા જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપથી યુક્ત મહાત્મા મુનિરાજ સ્વાધ્યાય અને ઉત્તમ ધ્યાનમાં લીન થાય છે.

૯૫

રસકસ વિનાના રૂક્ષ અન્નના પિંડને ગ્રહણ કરવાવાળો તથા ફક્ત સંયમયાત્રાના જ અધિકારવાળો, અને નવકોટીથી શુદ્ધ એવા સમગ્ર અઢાર હજાર શીલાંગને ધારણ કરનાર મુનિરાજ કર્મબંધનોથી મુક્ત થવા માટે પ્રયત્નશીલ બને છે.

૯૬

સારી રીતે બોધ પામેલો, ઉત્તમ બુદ્ધિમાન, એક આત્માનું જ સંવેદન કરનારો, એકરૂપ, શોકને જેણે જડ-મૂળથી ઉખેડી નાખેલ છે, ઉત્તમ સંયમમાં સ્થિર થયેલો, આત્મપ્રવાહને પ્રાપ્ત થયેલો, પાંચ સમિતિથી સમેત, ત્રણ ગુપ્તિથી સુગુપ્ત એવો મુનિ મનોહર સામાયિકને ભજનારો થાય છે.

૯૭

ધર્મને અર્થે જ પ્રવૃત્તિ કરનારો, કીર્તિ, પૂજા, સત્કાર અને કોઈપણ પ્રકારના લોભથી રહિત અધ્યાત્મથી પવિત્ર થયેલો, તથા મોક્ષને પ્રાપ્ત કરવાની ઈચ્છાથી જેણે પાપ-કર્મોનો નાશ કરેલ છે, તે મુનિ સંસારસાગરને પાર ઉતર-નારો થાય છે.

૯૮

ભવ-સંસાર એ અનેક દોષોનો મહાસાગર છે, એવો નિશ્ચય જેણે વારંવાર કરી લીધો છે. અને વૈરાગ્યરૂપી અમૃતથી જેનો આત્મા સુવાસિત થયેલો છે, મહાસાગર જેવો ગંભીર, અને જગત પ્રતિ જેને બંધુપણાનો ભાવ છે, એવો મુનિ પરની આશારૂપી નાગપાશથી મુક્ત થાય છે.

૯૯

એક માત્ર આત્માના ગુણોની પ્રાપ્તિના ઉદ્યમમાં જ પ્રીતિવાળા, પરની કથાના પ્રસંગમાં બધિર, અંધ અને મૂકની જેમ આચરણ કરવાવાળા એવા મુનિઓ હજારો ક્રિયાઓથી પણ ન મલી શકે એવું નિર્ગ્રન્થપણું આદિ તથા નિર્વિકલ્પ આત્મદયાના વિલાસને મેળવે છે.

૧૦૦

રાજા, ચક્રવર્તી અને ઇન્દ્રો આદિનું જે વિષયજનિત સુખ છે, તેને સમાધિવાળા મુનિઓ બળતી એવી ઇન્દ્રિયો રૂપી અગ્નિની જ્વાલામાં ઘીની આહુતિ સરખું કહે છે.

૧૦૧

સમાધિથી જેમનું અંતઃકરણ મનોહર છે, એવા મહાત્માઓને, વિષય સંબંધી સુખને તજવાની જ ઇચ્છા થાય છે, કારણ કે અતિ ઉગ્ર ઝેરથી મિશ્રિત થયેલું મિષ્ટાન્ન ભોજન પણ જમવાને માટે કયો વિચારવંત માણસ ઇચ્છે? અર્થાત કોઈપણ ન ઇચ્છે.

૧૦૨

અનિત્ય, ભયથી વ્યાકુલ, પરવશ અને તુચ્છ એવાં વિષયસુખોની ઇચ્છા શા માટે કરવી? કારણ કે પંડિત પુરુષો તો વિશાલ, નિત્ય, પોતાને વશ અને ભયથી સદા રહિત એવા સમાધિરૂપી સુખને માટે પ્રયત્ન કરે છે.

૧૦૩

સરાગી મનુષ્ય અનેક પ્રકારના પ્રયત્નોથી વિષયોના અભિલાષથી ઉત્પન્ન થયેલા જે સુખને મેળવે છે તેના

કરતાં પણ અનંત ગણા સુખને સમાધિથી મનોહર થયેલો પ્રશાન્ત મનુષ્ય સ્વભાવથી જ સહજભાવે મેળવે છે.

૧૦૪

અનિષ્ટ વસ્તુના સંગથી અને ઇષ્ટ વસ્તુના વિયોગથી સરાગી મનુષ્ય દુઃખને પ્રાપ્ત થાય છે, પરંતુ જે મહાત્માએ એકાંત મુક્તિના ઉપાયને જ ગ્રહણ કરેલ છે તથા જેના વેદ, અરતિ ભય અને કષાયો શાન્ત થયા છે તેવો સમાધિથી મનોહર થયેલો મુનિ અનિષ્ટ સંયોગ અને ઇષ્ટ વિયોગના પ્રસંગમાં દુઃખને પ્રાપ્ત થતો નથી.

૧૦૫

સમાધિથી યુક્ત પ્રશાંત મનુષ્ય જે ગુણને પ્રાપ્ત કરે છે, તે ગુણને સમાધિ વિનાનો માણસ, ભલે પછી તે જ્ઞાની હોય, તપસ્વી હોય, ઉત્કૃષ્ટ ક્રિયા કરવાવાળો હોય કે સમકિતી હોય તો પણ સમાધિયુક્ત મનુષ્ય જે ગુણને પ્રાપ્ત કરી શકે છે, તે ગુણને તે પ્રાપ્ત કરી શકતો નથી.

૧૦૬

સુર અને અસુરાદિ દેવોના ત્રણે કાલના તમામ સુખો એકત્ર કરવામાં આવે અને તેને અનંતગુણા કરવામાં આવે તો પણ તે સુખો સમાધિવાળા માણસના સમતાસુખની પાસે એક અંશ જેટલા પણ થઇ શકતા નથી.

૧૦૭

દેવલોકનું સુખ પરોક્ષ છે, મોક્ષનું સુખ તો અત્યંત પરોક્ષ છે. પરંતુ સમાધિથી સિદ્ધ થયેલ અનુભવના ઉદયવાળાઓનું માત્ર એક સમતાનું સુખજ પ્રત્યક્ષ છે.

૧૦૮

જે વેપારીને રત્નની પરીક્ષા હોય છે, તે વેપારી જેમ રત્નની પરીક્ષા કરીને આનંદ પામે છે, તેમ જ્ઞાની મનુષ્ય સમાધિની શુદ્ધિથી સમતારૂપી રાજ્યને અનુભવી મોક્ષના આનંદને મેળવે છે.

૧૦૯

જેમ ચક્ષુહીન મનુષ્ય ચંદ્રની પ્રશાન્ત જ્યોતિ જોઇ શકતો નથી, તેમ સમાધિયોગના અનુભવ વિના કેવળ સંકલ્પ વિકલ્પોના વમળમાં અટવાયેલો માણસ મુનિના સમતારૂપી સુખને જાણી શકતો નથી. સમતાસુખનો અનુભવ કરવો હોય તેણે નિરર્થક સંકલ્પ–વિકલ્પો તજવા જોઇએ.

૧૧૦

મધુર રસનો જિહ્વાથી અનુભવ કર્યા પછી 'તે રસ કેવા પ્રકારનો છે' તેનું વાણી દ્વારા વર્ણન થઈ શકતું નથી. કારણ કે તેનું વર્ણન વાણીનો વિષય બની શકતું નથી, પરંતુ મનુષ્ય જો વિકલ્પોની વૃત્તિઓનો નિરોધ કરીને મુનિના સમતાસુખની પરીક્ષા કરે તો તેનું સમાધાન તેને અનુભવથી થઇ શકે તેમ છે. તાત્પર્ય એ છે કે સમતાનું સુખ દરેક મનુષ્ય અનુભવી શકે તેમ છે. તે કેવળ શ્રદ્ધાગમ્ય કે કેવળ પરોક્ષ મળી શકે છે, એમ નથી. પણ વર્તમાનમાં પણ વિકલ્પોને રોકીને મેળવી શકાય તેમ છે. જો તે અનુભવમાં ન જ આવી શકે તેમ હોત તો તેનો નિષેધ યોગ્ય ગણાય. પણ તેવું નથી. તે અનુભવમાં આવી શકે તેમ છે.

૧૧૧

સમાધિથી થયેલ સમતાના ઉદયથી જાણેલું એકાદ પદનું જ્ઞાન પણ ધર્મના સ્થાનરૂપ મોક્ષને આપનારૂં બને છે. પરંતુ સમાધિ વિનાના મનુષ્યનું વિષયપ્રતિભાસરૂપ પદાર્થમાત્રને બતાવનારૂં બીજું ઘણું એવું પણ જ્ઞાન હિતકારી બનતું નથી.

૧૧૨

સામાયિક પદ માત્રની ભાવનાથી અનંત સિદ્ધો થયેલા છે એમ શાસ્ત્રમાં સંભળાય છે.

૧૧૩

સ્ત્રીઓના સમૂહમાં અને તૃણમાં, પત્થરમાં અને સુવર્ણમાં, શત્રુમાં અને મિત્રમાં, મહેલમાં અને વનમાં, સંસારમાં અને મોક્ષમાં આ રીતે સર્વત્ર સમભાવનો આશ્રય કરનારા અને સમાધિને ભજનારા સુખી થાય છે.

૧૧૪

શંખની જેમ નિરંજન, જીવની જેમ અસ્ખલિત ગતિનો આશ્રય કરવાવાળા, આકાશની જેમ આલંબન વિનાના, અને વાયુની જેમ પ્રતિબંધ વિનાના, સમાધિ અને સમતાને પ્રાપ્ત થયેલા એવા મુનીન્દ્રો ઉલ્લાસ પામે છે.

૧૧૫

શરદઋતુના પાણીની જેમ વિશુદ્ધ ચિત્તવાળા, કમલના પત્રની જેમ નિરુપલેપ-લેપ વિનાના, કાચબાની જેમ ગુપ્તેન્દ્રિય, ગેંડાના શિંગડાની પેઠે એકભાવને પ્રાપ્ત થયેલા એવા સમાધિ અને સમતાને પ્રાપ્ત થયેલા મુનીન્દ્રો ઉલ્લાસને પામે છે.

૧૧૬

પક્ષીઓની જેમ અપ્રતિબદ્ધ, ભારંડ પક્ષીની જેમ અપ્રમત્ત, હાથીની જેમ પરાક્રમવાળા, વૃષભની જેમ શ્રેષ્ઠ બળના પ્રકર્ષવાળા એવા સમાધિ અને સમતાને પ્રાપ્ત થયેલા મુનીન્દ્રો ઉલ્લાસને પામે છે.

૧૧૭

સિંહની જેમ કોઇથી ગાંજ્યા ન જાય તેવા, સમુદ્રની જેમ ગંભીરતાને પ્રાપ્ત થયેલા, મેરૂની જેમ નિશ્ચલતાને પ્રાપ્ત થયેલા, ચંદ્રની જેમ ઉજ્જવલ અને શાંત લેશ્યાને પ્રાપ્ત થયેલા, સૂર્યની જેમ અદ્ભુત કાન્તિવાળા એવા સમાધિ અને સમતાને પ્રાપ્ત થયેલા મુનીન્દ્રો ઉલ્લાસને પામે છે.

૧૧૮

ઉત્તમ સુવર્ણની પેઠે સુંદર રૂપવાળા, પૃથ્વીની પેઠે ભાર ઉપાડવાને સમર્થ, અગ્નિની જેમ જાજ્વલ્યમાન કાંતિવાળા, એવા સમાધિ અને સમતાને પ્રાપ્ત થયેલા મુનીન્દ્રો ઉલ્લાસને પામે છે.

૧૧૯

સમાધિ અને સમતામાં જેઓ એકાકાર બનેલા છે, તેવા મુનિઓની પાસે હાથીઓ અને સિંહો, ગરૂડો અને સર્પો, વાઘો અને ગાયો, તથા દેવો અને દાનવો પોતાના નિત્ય વૈરને તજીને પરસ્પર સ્નેહપૂર્વક મળીને રહે છે.

૧૨૦

સમાધિથી ઉત્પન્ન થયેલી સમતાને ભજનારા મુનિઓની કરૂણામય દૃષ્ટિની લહરી જ મનુષ્યોને શાન્ત કરી દે છે. કેમ કે પદ્મસરોવરનો પવન પણ શું મુસાફરના

તાપને શમાવવા માટે સમર્થ નથી થતો? અર્થાત્ થાય છે જ.

૧૨૧

સમાધિથી ઉત્પન્ન થયેલી સમતાને ભજનારા મુનિઓનાં માત્ર મુખ જોઈને જ માણસો હર્ષને પ્રાપ્ત થાય છે. જેમ ચકોર પક્ષીના બચ્ચાંઓ ચંદ્રને જોવા માત્રથી જ જાણે અમૃતનું પાન કર્યું હોય તેવા ઓડકારની પરંપરાને પ્રાપ્ત થાય છે તેમ.

૧૨૨

સમાધિથી પ્રશાન્ત થયેલા એવા મુનિઓનાં બોલેલાં વચનોથી પણ મનુષ્યોને જે હર્ષનો સમૂહ ઉત્પન્ન થાય છે. તે હર્ષના સમૂહને જો મહાનિધાનના લાભની સાથે તોળ્યો હોય તો એનું ભારીપણું મોટા નિધાનના લાભ કરતાં પણ વધી જાય છે.

૧૨૩

સમાધિથી ઉત્પન્ન થયેલી એવી અદ્ભુત સમતાને ભજનારા મુનિઓની સઘળા વિકારોથી રહિત સ્થિર આસનવાળી એવી મુદ્રા પણ આનંદરૂપી અમૃતના સમુદ્રને ઉલ્લસિત કરવા માટે ચંદ્રની કાંતિ સમાન થાય છે.

૧૨૪

સૂર્યની કાંતિ જેમ અંધકારનો નાશ કરે છે, તેમ લાખો જન્મોથી બાંધેલા કર્મોને પણ સમાધિથી સિદ્ધ થયેલી સમતા એક ક્ષણવારમાં નાશ કરે છે.

૧૨૫

મન વડે ક્રોધાવેશમાં આવી જઇ અશાન્ત થયેલા પ્રસન્નચંદ્ર રાજર્ષિએ નરક ભોગવવા લાયક પાપ બાંધ્યું

અને બીજી જ ક્ષણે સમતાભાવની પ્રાપ્તિ કરીને સમાધિયુક્ત થતાં તત્કાળ કેવળજ્ઞાન મેળવ્યું. અહીં કેવળજ્ઞાનની પ્રાપ્તિ થઇ તેમાં મુખ્ય ફાળો સમતાપૂર્વકના સમાધિભાવનો છે.

૧૨૬

ષટ્ખંડ રાજ્યના ભોક્તા ચક્રવર્તિ ભરત મહારાજાને આરીસાભુવનમાં કેવળજ્ઞાનની પ્રાપ્તિ થઇ તેમાં સમાધિભાવ જ મુખ્ય કારણ છે. ખરેખર ! નિરુપાધિક એવી સમતાનો પ્રભાવ વાણીને અગોચર છે-મુખથી જેનું વર્ણન થઇ શકે નહિ. માત્ર અનુભવથી જ સમજાય.

૧૨૭

'આત્મા દેહથી ભિન્ન છે' એ રીતે શરીરની મમતાનો ત્યાગ કરીને, શુદ્ધ સત્ત્વને ધારણ કરનારા તથા આત્માના ચિદાનંદ સ્વરૂપને જાણીને સ્કંદકાચાર્યના શિષ્યોએ ભયંકર યંત્રમાં પીલાતા છતાં પીડા વખતે પણ અખંડ સમભાવ રાખીને પીડાને સહન કરીને આત્મકલ્યાણ સાધ્યું, તેમાં પણ સમાધિપૂર્વકની સમતાનો જ મુખ્ય પ્રભાવ જાણવો.

૧૨૮

મેતારજ મુનિને તડકે ઉભા રાખીને તેમના મસ્તકને લીલા ચામડાની વાધરથી બાંધવામાં આવ્યું. ત્યાર પછી તાપના કારણે વાધર સંકોચાવા લાગી અને મુનિનું મસ્તક ફાટવા લાગ્યું. આવી અવસ્થામાં પણ મેતારજ મુનિ સમતાપૂર્વકની સમાધિના પ્રભાવે મનમાં જરા પણ ખેદ પામ્યા નહિ, પણ વિચાર્યું કે "મને કર્મ ખપાવવાનો આ અપૂર્વ અવસર પ્રાપ્ત થયો છે." આવી અપૂર્વ સમતાને ધારણ કરનારા મેતારજ મુનિનું ચરિત્ર લોકોત્તર ગણાયું.

૨૯૧

મેઘકુમારે હાથીના ભવમાં સસલાની રક્ષા કરી પોતાનો સંસાર અલ્પ કર્યો તેમાં પણ માર્ગની સન્મુખપણાના બીજરૂપ સમાધિ અને સમતા જ હતી એમ કહેલું છે.

૧૨૯

દુર્યોધને જેમના ઉપર પત્થર આદિ મારવા વડે ઉપદ્રવ કર્યો અને પાંડવોએ જેમને ભાવપૂર્વક નમસ્કાર કર્યો, છતાં સમભાવમાં સ્થિર એવા દમદંત મુનિએ પોતાના હૃદયમાં દુર્યોધન પ્રત્યે લેશપણ દ્વેષ ન કર્યો અને પાંડવો પ્રત્યે રાગ ન કર્યો એવી સમતાને પ્રાપ્ત થયેલા તે મુનિપુંગવની અમે સ્તુતિ કરીએ છીએ.

૧૩૦

ઇન્દ્ર મહારાજાએ નમિરાજર્ષિને કહ્યું કે "તારી મિથિલા નગરી બળી રહી છે" તે વખતે બળતી એવી મિથિલા નગરીને જોઇને વિરક્ત એવા નમિરાજર્ષિએ કહ્યું કે–"તેમાં મારૂં કાંઇ પણ બળતું નથી" આવા પ્રકારના સમભાવને પ્રાપ્ત કરીને નમિરાજર્ષિએ ઉત્તમ યશને પ્રાપ્ત કર્યો.

૧૩૧

ગજસુકુમાલ મુનિના મસ્તક ઉપર તેના સસરા સોમીલે દ્વેષભાવથી માટીની પાળી બાંધી, તેમાં ખેરના અંગારા ભર્યા. તે વખતે મુનિનું મસ્તક આગથી બળી રહ્યું હતું અને તેથી મુનિ તીવ્ર પીડા ભોગવી રહ્યા હતા. તેવી તીવ્ર પીડા વખતે પણ "આ સસરાએ તો મોક્ષની પાઘડી બંધાવી" એમ વિચારી સમતાસાગરમાં લીન થઇ સઘળાં કર્મ ખપાવી મોક્ષને પ્રાપ્ત કર્યો. તે ગજસુકુમાલ મુનિના સમાધિભાવની કોણ પ્રશંસા ન કરે ? બધા જ કરે.

૧૩૨

પૂર્વના વૈરી એવા દેવે અર્ણિકાપુત્ર મુનિના શરીરને શૂળીથી વિંધીને ગંગા નદીમાં નાખી દીધું. ત્યાં પોતાનું શરીર શૂળીથી વીંધાતું હોવા છતાં મરણાંત કષ્ટ વખતે પણ "આ મારા શરીદ્વડે જળમાં રહેલા બીજા અનેક જીવો નાશ પામી રહ્યા છે" એ રીતે બીજા જીવો ઉપરના સમભાવ–સમતાના પ્રભાવે પોતાના કર્મક્ષયરૂપી કાર્યને સાધનાર અને જેનાથી પ્રયાગ નામનું તીર્થ ઉત્પન્ન થયું છે, તે અર્ણિકાપુત્ર મુનિ પોતાના સમતાભાવથી શ્રેષ્ઠ મુનિઓમાં માન્ય થયા.

૧૩૩

માધ્યસ્થ્ય, વૈરાગ્ય, વિરાગતા, શાન્તિ, ઉપશમ, પ્રશમ, દોષક્ષય, અને કષાયવિજય આ સર્વે પર્યાય શબ્દો છે. ઉપરના દરેક શબ્દોનું અંતિમ તાત્પર્ય સમાધિ–સમતા છે.

૧૩૪

વૈરાગ્યરૂપી અમૃતથી સીંચાયેલાં ઉત્તમ સુભાષિતો અંતઃકરણને જેવી તુષ્ટિ–સંતોષ આપે છે, તેવી તુષ્ટિ વિદ્વાન જનોને વાંસળી, વીણા, મૃદંગ તથા સંગીતકલાના વિલાસો ખરેખર આપતા નથી.

૧૩૫

આકાશનું ભૂષણ જેમ ચંદ્ર છે, ઘરનું ભૂષણ જેમ દીપક છે, હારનું ભૂષણ જેમ ચગદું છે તથા વનનું ભૂષણ જેમ વસંત ઋતુની શોભા છે, તેમ જ્ઞાનનું ભૂષણ વૈરાગ્યની બુદ્ધિ છે.

૧૩૬

જ્ઞાનરૂપી ચંદ્રની બાકીની, સઘળી સાધારણ કળાઓને,

કોણ જાણતા નથી ? પણ જે કલા ભવ–સંસારના મસ્તક પર પગ મૂકે છે, તે વૈરાગ્યકલાને જે સમ્યક્ પ્રકારે જૂએ છે- જાણે છે, તેને જ ધન્ય માનવો.

૧૩૭

સમતારૂપી અગ્નિથી તપેલા આઠે રસોમાંથી બાકી રહેલા ઉત્તમ વૈરાગ્યરૂપી રસની ગુટિકા (ઔષધની ગોળી) વિના જ્ઞાનના ગર્વરૂપી તાપને શમાવવા માટે બીજો કોઈ પણ ઉપાય આ જગતમાં છેજ નહિ.

૧૩૮

કલેશ વિના જેને પ્રાપ્ત કરી શકાય છે, જેમાં લોકોએ કરેલી પ્રશંસાથી સહજ ભાવે કીર્તિ મળે છે અને જેમાં જ્ઞાનાદિ રત્નોથી ભરેલો ભરપુર ભંડાર છે. એવું વૈરાગ્ય રૂપી રાજ્ય કોને હિતકારક ન થાય ? સૌને હિતકારક થાય જ.

૧૩૯

સુસ્થિત મહારાજા (પરમાત્મા)ની કૃપાથી બુદ્ધિમાન પુરુષો વૈરાગ્યરૂપી મિત્રને મેળવી શકે છે, અને એ વૈરાગ્ય મિત્ર, વાચાલ એવા ખલપુરુષની આંખે પાટા બાંધીને વિવેકરૂપી રત્નને દેખાડે છે.

૧૪૦

વિદ્વાન પુરુષોએ વૈરાગ્યરૂપી લક્ષ્મી વિના જગતમાં કોઈ સ્ત્રી રુચિકર થતી નથી, કારણ કે દુન્યવી સ્ત્રી પ્રારંભમાં જ અથવા દેખાવમાં જ મનોહર હોય છે, જ્યારે વૈરાગ્યરૂપી સ્ત્રી પ્રારંભમાં પણ મનોહર છે અને પરિણામે ( અંત સુધી ) પણ મનોહર રહે છે. દુન્યવી સ્ત્રી મલીન

અંગવાળી હોય છે, વૈરાગ્યરૂપી સ્ત્રી નિર્મલ અંગવાળી હોય છે, તેથી વિદ્વાન પુરુષોને એક વૈરાગ્યરૂપી સ્ત્રીજ રુચિકર બને છે.

૧૪૧

શ્રદ્ધા, ધીરજ, ક્ષમા, દયા તથા ઉત્તમ બુદ્ધિ પ્રમુખ અપ્સરાઓ સાથે જે મુનિ હંમેશાં નંદનવનમાં ક્રીડા કરે છે, તે મુનિની પાસે ઇન્દ્ર મહારાજા પણ કઇ ગણત્રીમાં છે ? કાંઈજ ગણત્રીમાં નથી અર્થાત્ મુનિના સમતાજનિત સુખની પાસે ઇન્દ્રનુ બાહ્ય સુખ કોઇ ગણત્રીમાં નથી.

૧૪૨

આ જગતમાં બીજા (શૃંગાર આદિ) રસોની કથા ખેંચીને લાવેલા એવા બાહ્ય ભાવોથી પોતાનું કાર્ય બજાવે છે, જયારે એક વૈરાગ્યની કથા જ એવી કથા છે કે જે આત્માના અભ્યંતર શુદ્ધરૂપને ધારણ કરે છે.

૧૪૩

ધ્યાનરૂપ વૃષ્ટિથી દયારૂપ નદીનું ઉપશમપુર વૃદ્ધિ પામે છે, ત્યારે ચિત્તના વિકારરૂપ કાંઠા વૃક્ષોનું મૂળથી જ ઉન્મૂલન થાય છે. અર્થાત્ ઉપશમ યાને સમતા એ ચિત્તના વિકારોનો મૂળથી જ ઉખેડી નાખે છે.

૧૪૪

સ્વયંભૂરમણ સમુદ્રની સ્પર્ધા કરનાર અને વૃદ્ધિ પામતો છે સમતારસ જેનો એવા મુનિની સરખામણી કરી શકાય એવો કોઇ પદાર્થ ચરાચર જગતમાં નથી.

૧૪૫

જેમાં ગર્જના કરતા જ્ઞાનરૂપ હાથીઓ અને ખેલતા

ધ્યાનરૂપ ઘોડાઓ છે એવી, મુનિરૂપ રાજાની ઉપશમ-સામ્રાજ્યની સંપત્તિ સૌથી ઉત્કૃષ્ટ છે.

૧૪૬

સમ્યગ્ જ્ઞાનવાળા, ક્રિયાને વિષે તત્પર, ઉપશમવાળા, જ્ઞાનાદિ ગુણો વડે ભાવિતાત્મા અને જે જિતેન્દ્રિય છે, તે પોતે સંસારસમુદ્રથી તરેલા છે અને બીજાને તારવા માટે સમર્થ છે.

૧૪૭

વચન અનુષ્ઠાનથી નિર્વિકલ્પ સમાધિરૂપ અસંગ ક્રિયાની પ્રાપ્તિ થાય છે તે જ્ઞાન-ક્રિયાની અભેદભૂમિકા છે. કારણ કે અસંગ ભાવરૂપ ક્રિયા શુદ્ધ ઉપયોગ અને શુદ્ધ વીર્યોલ્લાસની સાથે તાદાત્મ્ય ધારણ કરે છે. વળી તે સ્વાભાવિક આનંદરૂપ અમૃતરસથી ભીંજાયેલી છે.

૧૪૮

જ્ઞાનરૂપ અમૃતનું પાન કરીને, ક્રિયારૂપ સુરલતા–કલ્પવલ્લીના ફળને ખાઈને અને સમતા પરિણામરૂપ તાંબૂલને આસ્વાદીને મુનિ ઉત્કૃષ્ટ તૃપ્તિ પામે છે.

૧૪૯

સમતારૂપ અદ્વિતીય રસના અનુભવથી ઇન્દ્રિયોને અગોચર કેવલ અનુભવગમ્ય જે તૃપ્તિ થાય છે, તે ઇન્દ્રિય વડે છ રસના ભોજનથી પણ થતી નથી.

૧૫૦

જે સમતારૂપ કુંડમાં સ્નાન કરીને પાપથી ઉત્પન્ન થયેલા મેલને દૂર કરી ફરીથી મલિનપણાને પામતો નથી, તે અંતરાત્મા અત્યંત પવિત્ર છે.

૧૫૧

ધ્યાતા, ધ્યાન અને ધ્યેયની એકતારૂપ સમાધિ તેજ નંદનવન છે, જેનાથી પરિષહરૂપ પર્વતની પાંખ છેદાય એવું ધૈર્યરૂપ વજ્ર છે, સમતા-મધ્યસ્થ પરિણતિ એજ ઇન્દ્રાણી છે અને સ્વરૂપના બોધરૂપ જ્ઞાન એજ મહાવિમાન છે, આ રીતે યોગીને ઇન્દ્રની સંપત્તિ છે.

૧૫૨

ગુરુભક્તિના પ્રભાવથી સમાપત્તિ આદિ ધ્યાનના ભેદે કરીને તીર્થંકરનું દર્શન થાય છે, અને તે નિર્વાણસુખ-મોક્ષસુખનું મુખ્ય કારણ છે.

૧૫૩

સુખ-દુઃખમાં જે આત્મા કર્મના શુભાશુભ પરિણામને હૃદયમાં ચિંતવતો સમભાવ-સમતાભાવને ધારણ કરે છે, તે જ્ઞાનાનન્દરૂપ મકરંદ-પુષ્પપરાગનો ભોગી થાય છે.

૧૫૪

વ્યવહાર નયથી મુનિ વિષયકષાયરૂપ સંસારના ભયથી જ સ્થિરતાને પામે છે અને પોતાના આત્માની રતિરૂપ નિર્વિકલ્પ સમાધિમાં હોય ત્યારે સંસારનો ભય પણ સમાધિમાં જ વિલીન થાય છે.

૧૫૫

લોકસંજ્ઞાથી રહિત, પરબ્રહ્મમાં લીન થવારૂપ સમાધિવાળા અને જેના દ્રોહ, મમતા અને મત્સરરૂપ જ્વર ચાલ્યા ગયા છે એવા સાધુ સદા સુખમાં રહે છે.

૧૫૬

જેણે ઇન્દ્રિયોને જીતી છે, જે ધીર-સત્ત્વવંત છે, જે પ્રશાન્ત-ઉપશાન્ત-સમતાવાન છે, જેનો આત્મા સ્થિર છે, જે સુખકારી આસને રહેલ છે, જેણે નાસિકાના અગ્ર ભાગમાં લોચન સ્થાપ્યાં છે, જે યોગી છે, ધ્યેયને વિષે ચિત્તના સ્થિર બંધનની ધારા વડે જેણે વેગથી બાહ્ય ઇન્દ્રિયને અનુસરનારી મનની વૃત્તિને રોકી છે, જેનું ચિત્ત પ્રસન્ન છે, જે પ્રમાદરહિત છે, જે જ્ઞાનાનંદરૂપ અમૃતનો આસ્વાદ લઇ રહેલ છે, આત્મારામમાં જ શત્રુ રહિત મોટા સામ્રાજ્યને વિસ્તારતા એવા ધ્યાનવંત યોગીની દેવ અને મનુષ્ય સહિત લોકમાં ખરેખર ઉપમા નથી.

૧૫૭

જુદા જુદા સર્વ નયો પરસ્પર વાદ અને પ્રતિવાદથી કદર્થના -વિડંબના પામેલા છે. પરંતુ સમવૃત્તિ-મધ્યસ્થ-પણાના સુખનો અનુભવ કરનાર જ્ઞાની સર્વ નયોને આશ્રિત હોય છે.

૧૫૮

ક્ષાન્તિ, ક્ષમા, સહનશીલતા, સમતા વગેરે એક જ અર્થને બતાવનારા શબ્દો છે, એટલે શાસ્ત્રોમાં જયાં, જયાં ક્ષાન્તિ,-ક્ષમા-સહનશીલતા, વગેરે નામો જણાવવામાં આવ્યા હોય તેને સમતા પણ કહી શકાય, શ્રી ઉપમિતિ ભવપ્રપંચા કથા નામના ગ્રંથમા ક્ષાન્તિ અંગે જે વિવેચન કરવામાં આવ્યું છે તે બધું જ સમતાને પણ લાગુ પડે છે.

૧૫૯

ત્યાં ક્ષાન્તિ-સમતા અંગે જણાવવામાં આવ્યું છે કે, આ જગતમાં સર્વથી સુંદરમાં સુંદર કોઇ વસ્તુ હોય તો

તે ક્ષાન્તિ-સમતા છે, વળી તે અનેક આશ્ચર્યોનું ઉત્પત્તિ-સ્થાન છે. મહામુનિઓના મનને પણ પોતાની તરફ ખેંચ-નારી છે.

૧૬૦

જે પ્રાણીઓ તે ક્ષાન્તિ-સમતાની સેવા કરનારા છે, તેઓને તે નિરંતર આનંદ આપનારી છે, અને તે એટલી બધી ભલી છે કે તેને યાદ કરવા માત્રથી પણ તે સર્વ દોષોને દૂર ફેંકાવી દે છે.

૧૬૧

આ ક્ષાન્તિ-સમતા-જે મનુષ્ય તરફ માત્ર નજર કરે છે, તેટલા માત્રથી પણ તે પંડિત પુરુષોને "મહાત્મા"નો ઇલ્કાબ અપાવે છે અને તે મહાત્મા પુરુષ વિશ્વમાં સૌનો પ્રશંસાપાત્ર બની જાય છે.

૧૬૨

આ ક્ષાન્તિ-સમતાને જે ભાગ્યશાળી પુરુષ મેળવવા નસીબવાન બને છે તે પુરુષ સર્વ મનુષ્યનો ચક્રવર્તી થાય છે, રાજાનો પણ રાજા થાય છે. તાત્પર્ય એ છે કે જે પ્રાણીઓ સમતાને ભેટે છે, એટલે કે ક્ષમા ધારણ કરનારા હોય છે, તેઓ ગમે તેવા સંજોગોમાં ક્રોધ કરતા નથી, અને અંતે કેવળજ્ઞાની અથવા તીર્થંકર થાય છે.

૧૬૩

એટલા માટે આ ક્ષાન્તિ-સમતાથી વધારે સારી કોઈ વસ્તુ આ દુનિયામાં હોય એમ જણાતું નથી અને એટલા માટે જ વિદ્વાનો તેને "સર્વથી સુંદર વસ્તુઓમાં પણ સુંદર" નું ઉપમાન આપે છે.

૧૬૪

લોકમાં-આર્ત્ત અને રૌદ્ર એ બે દુર્ધ્યાન કહેવાય છે, ધર્મ અને શુકલ એ બે સદ્ધ્યાન કહેવાય છે. તેમાં પણ શુકલધ્યાન શ્રેષ્ઠ છે, મતિ-શ્રુત, અવધિ, મનઃપર્યવ અને કેવળ એ પાંચ જ્ઞાનમાં કેવળજ્ઞાન સર્વોત્કૃષ્ટ છે, કારણ કે તેનાથી ત્રણે કાળના ભાવો જણાય છે. સર્વ ઋદ્ધિમાં પ્રશમ-સમતાની ઋદ્ધિ વધારે કિંમતી ગણાય છે. કારણ કે તેનાથી ઉત્તમમાં ઉત્તમ ગણાતી કેવળલક્ષ્મી અને સિદ્ધનું શાશ્વત સ્થાન પ્રાપ્ત કરી શકાય છે.

૧૬૫

આ સર્વોત્કૃષ્ટ શુકલધ્યાન, કેવળજ્ઞાન, અને પ્રશમ ઋદ્ધિ વગેરે ભાવો સર્વ જીવોને ચમત્કાર ઉત્પન્ન કરે તેવા અદ્ભુત ભાવો છે, આ સર્વ અદ્ભુત ભાવો ભૂતકાળમાં અનેક પ્રાણીઓએ પ્રાપ્ત કર્યા છે, વર્તમાનમાં કરે છે, અને ભવિષ્યમાં પ્રાપ્ત કરશે, તેમાં આ સમતાનોજ મુખ્ય ફાળો છે.

૧૬૬

સમતાના પ્રસાદથી અને તેની આરાધના કરવાથી જ બધા આશ્ચર્યકારક ભાવો પ્રાપ્ત થાય છે. તેથી જ આ સમતાને અનેક આશ્ચર્યોનું જન્મસ્થાન કહેવામાં આવેલ છે.

૧૬૭

વળી આ સમતાને વિદ્વાનોએ 'ગુણરત્નની પેટી' કહી છે તે પણ બરાબર છે, કારણ કે, દાન, શીલ, તપ, જ્ઞાન, દર્શન, ચારિત્ર, કુળ, રૂપ, પરાક્રમ, સત્ય, શૌચ-સરલતા, અલોભ, વિનય-સંતોષ, શક્તિ, ઐશ્વર્ય વગેરે લોકમાં, જે જે સુંદર ગુણો ગણાય છે અને જેની કિંમત રત્ન જેવી ગણાય છે. તે સર્વનો આધાર-સમતા ઉપર છે.

૧૬૮

સમતા હોય તો જ તે ગુણો ટકી શકે છે, અને સમતા વિના ગુણોનો તે બધો સમૂહ હોય તો પણ શોભા પામતો નથી. આશ્રય વિના આશ્રિતો ખરાબ લાગે તેમ, સમતા વિના બીજા તમામ ગુણો શોભા વગરના લાગે છે.

૧૬૯

વળી બીજી રીતે જોઇએ તો ક્ષાન્તિ-ક્ષમા-સમતા-એ જ મોટું દાન છે, સમતા એ જ મોટો તપ છે, સમતા એ જ મોટું જ્ઞાન છે, સમતા એ જ મહા દમ છે, સમતા એ જ મહાશીલ છે સમતા એ જ મોટું કુળ છે, સમતા એ જ મોટી શક્તિ છે, સમતા એ જ મહાપરાક્રમ છે, સમતા એ જ સંતોષ છે, સમતા એ જ ઇન્દ્રિયોનો નિગ્રહ છે, સમતા એ જ મોટું શૌચ-પવિત્રતા છે. સમતા એ જ મહા દયા છે, સમતા એ જ સાચું સૌંદર્ય છે, સમતા એ જ મોટું ધૈર્ય છે, સમતા એ જ પરબ્રહ્મ છે. સમતા એ જ પરમ સત્ય છે, સમતા એ જ ખરેખરી મુક્તિ છે. સમતા એ જ સર્વ અર્થને સાધનાર છે. સમતા એ જ ત્રણ જગતને પૂજવા યોગ્ય છે. સમતા જ જગતનું વાસ્તવિક હિત કરનારી છે.

૧૭૦

સમતા જ જગતમાં સૌથી મોટી ચીજ છે, સમતા જ જગતનું કલ્યાણ કરનારી છે, સમતા એ જ પરમ મંગલનું કારણ અથવા પોતે જ પરમ મંગળરૂપ છે, સર્વ વ્યાધિઓને દૂર કરે તેવું સુંદર ઓષધ સમતા જ છે. અંતરંગ તમામ શત્રુઓનો નાશ કરનાર ચતુરંગી સેના પણ સમતા જ છે, ટુંકામાં કહીએ તો સમતામાં સર્વ વાતો આવી જાય છે.

૧૭૧

આ પ્રમાણે હોવાથી સમતાને મુનિઓના મનને પણ પોતાના તરફ ખેંચનાર કહેવામાં આવી છે.

૧૭૨

જે સમતામાં આવા સુંદર ગુણો હોય તેને કયો ડાહ્યો માણસ પોતાના મનમાં ધારણ ન કરે ? અર્થાત્ ધારણ કરે જ.

૧૭૩

તાત્પર્ય એ છે કે– આ સમતાને જે મનુષ્ય પોતાના ચિત્તમાં ધારણ કરે છે, તે પુરુષનું નસીબ એકદમ ફરી જાય છે, ત્રણ જગતમાં તે પૂજ્ય બની જાય છે, એટલા માટે જ. સમ્યગ્ ગુણોની આકાંક્ષાવાળા દરેક પ્રાણીઓ સર્વ ઇચ્છાઓને પરિપૂર્ણ કરનારી આ સમતાને મેળવવાને માટે પોતાના હૃદયમાં સદાકાળ આકાંક્ષા રાખ્યા જ કરે છે.

૧૭૪

જે વીર પરમાત્માએ અંતરંગ શત્રુઓની જયલક્ષ્મી ઉત્કૃષ્ટ શાંતિથી-શ્રેષ્ઠ સમતાથી પ્રાપ્ત કરી છે તે પરમાત્માને નમસ્કાર કરીને શાન્તરસની ભાવના કરવામાં આવે છે.

૧૭૫

સર્વ મંગલોનો નિધાન એવો શાન્તરસ જેના હૃદયમાં પ્રાપ્ત થાય છે, તે આત્મા અનુપમ સુખ પામે છે, અને મોક્ષનું સુખ એકદમ તેના કબજામાં આવી જાય છે. માટે હે પંડિતો ! રસાધિરાજ-સર્વ રસોમાં પ્રધાન એવા શાન્તરસને તમે ભજો, સેવો.

૧૭૬

હે મોક્ષાર્થી પ્રાણી ! તું સમતાને વિષે લીન ચિત્ત-વાળો થા, સ્ત્રી, પુત્ર, પૈસા, અને શરીર ઉપરથી તું મમતા છોડી દે, વર્ણ ગંધ, રસ, રૂપ, સ્પર્શ વગેરે ઇન્દ્રિયોના વિષયો અને ક્રોધ, માન, માયા, અને લોભને આ નવ બાબતોને વશ ન થા, શાસ્ત્રરૂપ લગામ વડે તારા મનરૂપ અશ્વને કાબૂમાં રાખ, વૈરાગ્ય વડે શુદ્ધ નિષ્કલંક ધર્મવા-ળો થા, અર્થાત્ સાધુના દશ યતિધર્મ અને શ્રાવકના બાર વ્રત તેમ જ આત્મગુણોમાં રમણતા કરવારૂપ શુદ્ધ ધર્મ-વાળો થા, દેવગુરુધર્મનું શુદ્ધ સ્વરૂપ જાણનારો થા, સર્વ પ્રકારનાં સાવદ્ય યોગથી નિવૃત્તિરૂપ વિરતિને ધારણ કર, સત્તાવન પ્રકારના સંવરવાળો થા, તારી વૃત્તિઓને શુદ્ધ રાખ અને સમતાના રહસ્યને તું ભજ.

૧૭૭

સમતાપ્રાપ્તિના અનેક ઉપાયો છે. તેમાં ચાર સાધન મુખ્ય છે તેમાં પહેલું સાધન અનિત્ય, અશરણ, સંસાર, એકત્વ, અન્યત્વ, અશુચિ, આશ્રવ, સંવર, નિર્જરા, ધર્મ-સ્વાખ્યાત અને બોધિદુર્લભ આદિ બાર ભાવનાઓ તથા મૈત્રી, પ્રમોદ, કરૂણા અને માધ્યસ્થ્ય આદિ ચાર ભાવનાઓ આત્મસાત્ કરવી તે છે.*

૧૭૮

સમતા પ્રાપ્તિનું બીજું સાધન ઇન્દ્રિયોના વિષયો ઉપર સમચિત્ત રહેવાનો અભ્યાસ કેળવવો તે છે.

---

* અનિત્યાદિ બાર ભાવના તથા મૈત્રી આદિ ચાર ભાવના સમજવા માટે યોગશાસ્ત્ર તથા શાંત સુધારસ આદિ ગ્રન્થોનું અવ-ગાહન કરવું જરૂરી છે.

૧૭૯

સમતાપ્રાપ્તિનું ત્રીજું સાધન વસ્તુસ્વભાવની ઓળખાણ કરવી તે છે.

૧૮૦

સમતાપ્રાપ્તિનું ચોથું સાધન ગુણવંતનું પારતંત્ર્ય સ્વીકારી આત્મહિતના કાર્યોમાં પ્રમાદ કર્યા વિના સદા દત્તચિત્ત રહેવું તે છે.

૧૮૧

વિષયોથી વિરક્ત થયેલા અને સમભાવથી સુવાસિત ચિત્તવાળા પુરુષોનોકષાયરૂપી અગ્નિ શાંત થઇ આત્મામાં સમતાભાવ પ્રગટ થતાં બોધિબીજ પ્રગટ થાય છે.

૧૮૨

મોક્ષ કર્મોના ક્ષયથી જ પ્રાપ્ત થાય છે, કર્મોનો ક્ષય આત્મજ્ઞાનથી થાય છે અને આત્મજ્ઞાન ધ્યાનથી સધાય છે, તેથી ધ્યાન એ આત્મા માટે હિતકારી છે, અહિ ધ્યાન અને સમતામાં કોણ વધારે મહત્ત્વનું છે તેનો ઉત્તર આપતાં કહે છે કે સમતા વિના ધ્યાન સંભવતું નથી. અને ધ્યાન વિના નિષ્કંપ સમતા પ્રાપ્ત થતી નથી તેથી બન્ને એક બીજાના કારણરૂપ છે.

૧૮૩

તેથી ભગ્ન ધ્યાનના પ્રવાહને ચાલુ રાખવા માટે એટલે તૂટતા ધ્યાનને ધ્યાતાની સાથે અનુસંધાન કરવા માટે મૈત્રી, પ્રમોદ, કરૂણા અને માધ્યસ્થ્ય એ ચાર ભાવનાઓને આત્મામાં જોડવી, કારણ કે મૈત્રી આદિ ભાવનાઓ તુટતા એવા ધ્યાનને સાંધવા માટે રસાયણ તુલ્ય છે. અહીં મૈત્રી આદિ ભાવનાઓનું ટુંકમાં સ્વરૂપ જણાવીએ છીએ

૧૮૪

કોઇપણ પ્રાણી પાપ ન કરો, કોઇપણ પ્રાણી દુઃખી ન થાઓ, આખું જગત મુક્ત થાઓ, આવી બુદ્ધિને, મૈત્રીભાવના કહેવાય છે.

૧૮૫

જેમના સમગ્ર દોષો દૂર થઇ ગયા છે, અને જેઓ વસ્તુસ્વરૂપનું અવલોકન કરનારા છે, તેવા મુનિઓના ગુણો વિષે જે પક્ષપાત તે પ્રમોદભાવના છે.

૧૮૬

દીન, પીડિત, ભયપામેલા અને જીવિતને યાચતાં પ્રાણીઓનાં દીનતા વગેરે દૂર કરવાની બુદ્ધિ તે કરુણા ભાવના કહેવાય છે.

૧૮૭

નિઃશંકપણે ક્રૂર કર્મો કરનારા દેવગુરુની નિંદા કરનારા તથા આત્મ પ્રશંસા કરનારા લોકો પ્રત્યે ઉપેક્ષાબુદ્ધિ તે માધ્યસ્થ્ય ભાવના કહેવાય છે.

૧૮૮

ખરેખર જગતના પ્રાણીઓ પોતપોતાના પુણ્યપાપના વિચિત્રપણાને આધીન છે. અને તેથી તેઓ અનેક પ્રકારના કાયાના વ્યાપારથી અસ્વસ્થ-અસ્થિર રહે છે, જ્યારે માધ્ય-

સ્થવૃત્તિમાં-સમતાભાવમાં જેમની ચિત્તવૃત્તિ રહેલી છે અને જેઓની મનની પીડાઓ નાશ પામી છે, તેવા સાધુ-જનો જ ખરેખરા સુખને ભજે છે.

૧૮૯

હે મન ! તું સર્વ પ્રાણી ઉપર સમતાપૂર્વક એક ક્ષણ-વાર પણ જો મૈત્રીભાવનાને ભાવીશ તો તને આ ભવ પર-ભવમાં એવું સુખ મળશે કે તેવું સુખ તેં કદી અનુભવ્યું પણ નહિ હોય.

૧૯૦

હે પરમાર્થવેદિન્ આત્મન્ ! નિરંતર અભ્યાસના યોગથી સમતાને આત્મા સાથે જોડી દે, જેથી કરીને તારા ભવના ભયને છેદવાવાળા તને મોક્ષની સંપત્તિઓ એકદમ હસ્તગત થઈ જશે.

૧૯૧

સર્વ સંજ્ઞાવાળા (મનવાળા) પ્રાણીઓ ઇન્દ્રિયોના વિષયોને જાણે છે, તેમાંથી કેટલાક જીવો અર્થ (ધનપ્રા-પ્તિ)ને જાણે છે, તેમાંથી પણ કેટલાક જ જીવો ધર્મને જાણે છે, તેમાંથી કેટલાક જ જૈનધર્મને જાણે છે, અને તેમાંથી બહુ થોડા જીવો શુદ્ધ દેવગુરુયુક્ત જૈનધર્મને જાણે છે, તેમાં પણ બહુ થોડા પ્રાણીઓ મોક્ષને ઓળખે છે અને

તેથી પણ બહુ જ થોડા પ્રાણીઓ સમતાને ઓળખે છે. પરંતુ સંસારમાં જો ક્યાંય પણ સુખ હોય તો તે માત્ર સમતામાં જ છે માટે આત્માર્થીજનોને તે સમતાને સમજવાની અને જીવનમાં ઉતારવાની ખાસ જરૂર છે.

૧૯૨

હે આત્મા ! તું જ દુઃખ છે, તું જ નરક છે, તું જ સુખ છે, અને મોક્ષ પણ તું જ છે, કર્મ પણ તું જ છે અને મન પણ તું જ છે. તારે દુઃખથી મુક્ત થવું હોય અને સુખને પ્રાપ્ત કરવું હોય તો સર્વ પદાર્થો ઉપર સદા સમતાભાવ લાવીને નિઃસંગપણું પ્રાપ્ત કર. તું ચોક્કસ જાણી લેજે કે દુઃખનું મૂળ મમતા છે અને સુખનું મૂળ સમતા જ છે.

૧૯૪

સમતા માટે જ ગુરુની પ્રયત્નથી સેવા કર, એ જ કારણે શાસ્ત્રોનો અભ્યાસ કર અને હે આત્મન્ ! તે જ તત્ત્વનું ચિંતવન કર કે જેનાથી તને સમતારૂપ આસ્વાદ આવે.



૧૯૫

## સ્પષ્ટીકરણ

આપણા આ ચાલુ પ્રકરણમાં મૂળ વિષય જો કે સમતા સંબંધી છે, તો પણ તે વિષયને વધુ દઢ કરવા માટે સમતાની સાથે સંબંધ ધરાવતાં, સમતાને પુષ્ટ કરનારાં સુભાષિતો પણ અહીં દાખલ કરીએ છીએ. જેમ કે-જ્ઞાન, ધ્યાન, તપશ્ચર્યા, વિનય, વિવેક વૈયાવચ્ચ, ક્રોધાદિ ચાર કષાયનો જય, ઇન્દ્રિય-જય, વિષયત્યાગ, પ્રભુભક્તિ, શુભક્રિયામાં આદર, સમ્યગ્દ-ર્શન, મૃત્યુપરિભાવન સદ્ભાવનાઓ, આત્મજ્ઞાનની અભિલાષા, દુન્યવી પદાર્થોની ક્ષણભંગુરતા, ધીરતા, પ્રસન્નતા, સત્કૃતોલ્લાસ, સુપાત્રતા, દયા, સત્ય, શૌચ, શીલ-સદાચાર, સંતોષ, પ્રજ્ઞા, કરૂણા, મૈત્રી, ચિત્તસ્વાસ્થ્ય, મનસંતુષ્ટિ, નિરીહતા, (ભાવયજ્ઞ) અનુત્સુકતા, શાંતિ વગેરે ભાવો પણ સમતા સાથે સંબંધ રાખનારા સમતાને પ્રાપ્ત કરાવનારા અને સમતાભાવ પ્રાપ્ત થયો હોય તેને પુષ્ટ કરનારા છે.

આમ કરવામાં કોઇ કોઇ સ્થાને દ્વિરુક્તિ થવાનો સંભવ છે પરંતુ જે બાબત કઠીન હોય, નવી હોય, વળી જીવનમાં અતિ ઉપયોગી હોય, તેને સમજવા માટે અનેક જુદી જુદી રીતે સમજાવવામાં આવે તો જ તે વસ્તુમાં પ્રવેશ અને પ્રગતિ સુલભ બની શકે છે.

કોઇપણ વસ્તુના હેતુ, સ્વરૂપ અને પરિણામને જાણ્યા હોય તો જ તે વસ્તુ પ્રત્યે આકર્ષણ થાય છે અને પછી તેના પારને પણ પામી શકાય છે.

જીવોની રુચિ ભિન્ન ભિન્ન પ્રકારની હોય છે કેટલાક જીવો વસ્તુના સ્વરૂપને જાણીને વસ્તુની પ્રાપ્તિ માટે પ્રીતિવાળા બને છે અને કેટલાક જીવો વસ્તુનાં ફલને-પરિણામને જાણીને તેની પ્રાપ્તિ માટે ઉત્સાહવાળા બને છે.

આ પ્રકરણમાં મૂળ વિષય સમતાનો હોવા છતાં તેના પણ જો હેતુ, સ્વરૂપ અને પરિણામ જાણ્યા હોય તો તેમાં ભિન્ન ભિન્ન રુચિવાળા કોઈને કોઈ બાબત ઉપકાર કરનારી બની જાય. જીવોના ક્ષયોપશમની વિચિત્રતા હોય છે, તેથી જે રીતે જીવોને ઉપકાર થાય તે તમામ રીતોનો પરોપકારપ્રધાન જ્ઞાની પુરુષોએ શાસ્ત્રોમાં સ્વીકાર કર્યો છે. અર્થાત્ જે રીતે સામા જીવનું કલ્યાણ થાય, તે રીતે પરોપકાર કરવામાં જ્ઞાની પુરુષોએ જરા પણ કચાશ રાખી નથી. શ્રી લલિતવિસ્તરા ગ્રન્થમાં ફરમાવવામાં આવ્યું છે કે "यथाभव्यं व्यापकश्च अनुग्रहविधिः।" અર્થાત્ અનુગ્રહવિધિ-ઉપકાર કરવાનો વિધિ વ્યાપક છે. કારણકે જીવોની ભૂમિકા ભિન્ન ભિન્ન હોય છે ત્યાં એક જ ઉપાય કારગત નિવડે નહિ.

હવે રહી દ્વિરુક્તિની વાત. તેનું સમાધાન એ છે કે ઉપદેશના વિષયમાં એકની એક વાત બીજી વખત કહેવામાં દ્વિરુક્તિ દોષ ગણાતો નથી. પણ "द्विर्बद्धं सुबद्धं भवति" એ ન્યાયે તે દ્વિરુક્તિ ત્યાં વિશેષ ઉપયોગી પણ બને છે.

એ દૃષ્ટિએ સમતાપ્રાપ્તિમાં ઉપયોગી પ્રકીર્ણક-છુટી છુટી બાબતોનો પણ અહીં સંગ્રહ કરી લેવામાં આવ્યો છે. તેમાં કોઈ સુભાષિતો સમતાના હેતુને, કોઈ સમતાના સ્વરૂપને

તથા કોઈ સમતાના ફળને બતાવનારાં તથા કોઇ તેને પુષ્ટિ આપનારા અને જીવન જીવવા માટે ઉપયોગી બાબતોને અહીં રજુ કરવામાં આવેલ છે.

૧૯૬

જો મનુષ્ય પોતાના આત્માનું હિત ઇચ્છતા હોય તો તેણે નિરન્તર શુભધ્યાન અને અધ્યયન વડે જ્ઞાનનો અભ્યાસ કરવો, અને તપનું પણ આચરણ કરવું.

૧૯૭

સર્વ રાગદ્વેષાદિ દ્વન્દ્વનો ત્યાગ કરીને, નિશ્ચલ અન્તરાત્મા વડે નિરન્તર ચિત્તને આહ્લાદ કરનાર, શ્રેષ્ઠ જ્ઞાનામૃતનું પાન કરવું.

૧૯૮

જ્ઞાન, ધ્યાન અને તપના બલ વડે આત્માનું નિરન્તર રક્ષણ કરવાની જરૂર છે, કેમ કે આ જીવ જો તેમાં પ્રમાદ કરે છે તો, તેનું ચારિત્રરૂપી રત્ન નાશ પામે છે.

૧૯૯

જેનો જન્મ, ગુરુની સેવામાં ઉપયોગી થાય છે, જેનું ચિત્ત, ઉત્તમ ધ્યાનના ચિંતવનમાં ઉપયોગી થાય છે, અને જેનું શ્રુતજ્ઞાન, નિયમ અને સમતામાં ઉપયોગી થાય છે તે પુરુષને મહાભાગ્યશાળી જાણવો.

૨૦૦

પરસ્પૃહા, ક્રોધ, લોભ, રાગ, દ્વેષ, મત્સર, મદ, માયા, મોહ, કામદેવ, અને અહંકાર, આ અગ્યાર ધર્મરૂપી સર્વસ્વનું હરણ કરનારા ભયંકર શત્રુઓ છે; અને તેઓને વશ થઇને જ આ જીવ, અત્યંત દુઃખને આપનારા સંસારમાં પરિભ્રમણ કર્યા કરે છે.

૨૦૧

રાગ-દ્વેષમય થયેલો, કામ-ક્રોધને વશ થયેલો, તથા લોભ મોહ અને મદથી વ્યાપ્ત થયેલો આ જીવ સંસારમાં ભ્રમણ કરે છે.

૨૦૨

જે પ્રાણી સમ્યક્ પ્રકારના જ્ઞાને કરીને સહિત હોય, પરમાત્માની ભક્તિમાં તત્પર હોય, ઇન્દ્રિયોનો જય કરનાર હોય, તથા લોભ મોહ અને મદ વડે રહિત હોય તે મોક્ષને ભજનાર-પામનાર થાય છે, તેમાં કાંઈપણ સંશય નથી.

૨૦૩

કામવાસના સમાન બીજો કોઇ વ્યાધિ નથી. મોહ સમાન બીજો કોઇ શત્રુ નથી. ક્રોધ સમાન બીજો કોઇ અગ્નિ નથી, અને જ્ઞાન સમાન બીજું કોઇ સુખ નથી.

૨૦૪

કષાય અને વિષયરૂપી રોગો વડે પીડાતા આત્માની નિરન્તર યત્નપૂર્વક જિનેશ્વર-ભગવંતની વાણીરૂપ ઉત્તમ ઔષધવડે ચિકિત્સા કરવી જોઇએ.

૨૦૫

કષાયનો વિજય કરવાથી અને ઇન્દ્રિયોનો નિગ્રહ કરવાથી જીવને સંસારનો નાશ કરનારૂં અત્યંત ઉત્કૃષ્ટ સુખ પ્રાપ્ત થાય છે.

૨૦૬

કષાયોને શત્રુની જેવા જાણવા, વિષયોને વિષ જેવા જાણવા, અને મોહને વ્યાધિ જેવો જાણવો.

૨૦૭

કષાય અને વિષયોરૂપી ચોરો ધર્મરૂપી રત્નને લૂંટી લે છે, તેનું શૂરવીરો વૈરાગ્યરૂપી ખડ્ગની ધારવડે રક્ષણ કરે છે.

૨૦૮

હે મનુષ્યો! કષાયોનુ કર્ષણુ એટલે સમતાનો નાશ. માટે કષાયોનો ત્યાગ કરો અને વિષયોનો ત્યાગ કરીને ખરેખરા પથ્યરૂપ ઉત્તમ સમ્યગ્દર્શનનું તમે પાલન કરો.

૨૦૯

કષાયરૂપી તાપવડે તપેલા, વિષયોરૂપી રોગોવડે પીડાયેલા, તથા સંયોગ અને વિયોગ વડે ખેદ પામેલા જીવોને એક સમ્યક્ત્વરૂપ પથ્ય જ ઉત્કૃષ્ટ હિતકારક છે.

૨૧૦

જે જીવ સમ્યક્ત્વ સહિત હોય છે, તે જીવને અવશ્ય મોક્ષની પ્રાપ્તિ થાય છે, પરંતુ જે જીવ મિથ્યાદષ્ટિ હોય છે તેને તો નિરંતર સંસારમાં ભ્રમણ કરવાનું જ છે.

૨૧૧

જે સદાચાર વડે યુક્ત છે, જેનું મન સમકિતમાં દઢ છે, તે જ પંડિત છે, તે જ વિનયવંત છે, તે જ ધર્મનો જાણકાર છે, તેનું જ દર્શન લોકોને પ્રિય હોય છે.

૨૧૨

જે સમ્યક્ત્વ અને જ્ઞાનરૂપી ઔષધવડે જન્મ, જરા અને મરણાદિ રોગોની શાંતિ કરે છે, તે જ સાચો વૈદ્ય કહેવાય છે.

૨૧૩

સમ્યક્ત્વ, જ્ઞાન અને સંયમે કરીને જન્માંતરમાં ઉપાર્જન કરેલા કર્મનો નાશ કરવો યોગ્ય છે, અને નવાં બંધાતાં કર્મનો નિરોધ કરવો યોગ્ય છે.

૨૧૪

જે જીવ સમકિતના સદ્ભાવથી શુદ્ધ થયો હોય, વિષયોને વિષે આસક્તિ રહિત થયો હોય, તથા કષાયોનો જેણે નાશ કર્યો હોય, તે જ આ સંસારનાં દુઃખો હણી શકે છે.

૨૧૫

જો એક ક્ષણ પણ સદ્ધર્મ કર્યા વિના વ્યતીત થાય, તો કષાય અને ઇન્દ્રિયોરૂપી ચોરોએ આત્માને લૂંટયો છે એમ જાણવું.

૨૧૬

હે જીવ ! જ્યાં સુધી તારું આયુષ્ય દૃઢ છે, ત્યાં સુધી તને ધર્મકાર્યમાં મતિ થઈ શકશે; પરંતુ જ્યારે આયુષ્ય કર્મનો ક્ષય થશે ત્યારે તું શું કરીશ ? કાંઇ પણ કરી શકીશ નહીં, માટે પ્રથમથી જ ધર્મમાં મતિ રાખ.

૨૧૭

જે પુરુષો ધર્મ કરે છે તેઓ આ જગત્માં મરેલા હોય તો પણ તેમને મરેલા ન જાણવા-જીવતા જ જાણવા. અને જે મનુષ્યો પાપકર્મને કરનારા છે તે જીવતાં છતાં મરેલા જેવા જ છે, એમ જાણવું.

૨૧૮

જે ધર્મદયાવડે યુક્ત હોય, તથા જે સર્વ પ્રાણીઓને

હિતકર હોય તે જ ધર્મ કહેવાય છે, અને તે જ ધર્મ દુસ્તર સંસારસમુદ્રથી તારવા શક્તિમાન છે.

૨૧૯

હે જીવ ! તેં પ્રથમ નિરંતર મોક્ષના સુખને વહન કરનાર ધર્મ પ્રસન્નચિત્તે કર્યો નહિ, તેથી જ તું આ જન્મમાં દુઃખી છે.

૨૨૦

હે જીવ ! વિષયરૂપી ઉન્માર્ગે જનારા ઇન્દ્રિયોરૂપી અશ્વોને વૈરાગ્યરૂપી લગામ વડે ખેંચીને નિશ્ચલ કર, અને સન્માર્ગે પ્રવર્તાવ.

૨૨૧

જ્યારે આ જીવ મોહ પામીને ઇન્દ્રિયોની ઇચ્છા પ્રમાણે વર્તે છે-ઇન્દ્રિયોને છૂટી મૂકે છે, ત્યારે આત્મા પોતે જ પોતાના દુઃખનું બંધન કરનાર શત્રુરૂપ થાય છે.

૨૨૨

ઇન્દ્રિયો નિરંતર વિષયોમાં પ્રવર્તેલી જ હોય છે, પરંતુ જેઓ આત્માનું હિત કરવામાં તત્પર હોય છે, તેઓ જ સત્યજ્ઞાનની ભાવનાથી ભાવિત થઇ તે ઇન્દ્રિયોને વિષયો થકી નિવર્તન કરે છે.

૨૨૩

જે પંડિતપુરુષો આત્મજ્ઞાનની અભિલાષાના રાગને વિષે જે કાંઇ શ્રમ કરે છે, તે જ ઉત્કૃષ્ટ તપ છે, એમ બ્રહ્મજ્ઞાનીઓ કહે છે.

૨૨૪

ઇન્દ્રિયોનો અત્યંત ઉપશમ કરીને તથા રાગદ્વેષનો જય કરીને, આત્માને સંસારનો નાશ કરવામાં કારણરૂપ એવા જ્ઞાનાદિક પ્રત્યે સારી રીતે જોડવો જોઇએ.

૨૨૫

જેને ઇન્દ્રિયો વશ છે, જેનું મન દુષ્ટ દોષવાળું નથી, અને જેનો આત્મા ધર્મમાં તત્પર-મગ્ન છે, તેનું જીવિત સફળ છે.

૨૨૬

વિષયવાસના સર્વ દોષોની ખાણ છે, ગુણોનો વિનાશ કરનાર છે, પાપનો બંધુ છે, અને તે આપત્તિઓનો મિત્ર છે.

૨૨૭

તે મહા બળવાન્ કામવાસનારૂપી પિશાચનો વૈરાગ્યની ભાવનારૂપ મંત્ર વડે વિનાશ કરીને શમવૃત્તિવાળા ધીર-પુરુષો સિદ્ધિસુખને પામ્યા છે.

૨૨૮

વિષયવાસનારૂપ કામ અને અર્થરૂપી મહાક્રૂર શત્રુઓ નિરંતર વિશુદ્ધ ધ્યાનને રુંધનારા છે, તેને ત્યાગ કરનારા મનુષ્યોને સુખ પ્રાપ્ત થાય છે.

૨૨૯

ઇચ્છાનો નિરોધ કરીને વિષયવાસનાને જીતવી, ક્ષમા વડે ક્રોધનો જય કરવો, મૃદુપણાવડે માનને જીતવો, અને સમ્યગ્જ્ઞાને કરીને મોહને જીતવો જોઇએ.

૨૩૦

કર્મરૂપી શત્રુને જીતવાની ઇચ્છાવાળા પંડિતોએ નિરંતર તીક્ષ્ણ બુદ્ધિવડે સંસાર, વિષયો, અને શરીરને વિષે વૈરાગ્યની ભાવના ભાવવી જોઇએ.

૨૩૧

હે ચેતન! આ જીવિત વીજળીના જેવું ચપળ છે, સ્ત્રી-પુત્રાદિના સંયોગો સ્વપ્નના જેવા અસત્ય છે, સ્નેહ સંધ્યા સમયના રંગ જેવો અલ્પકાળ રહેનારો છે, અને

શરીર તૃણના અગ્રભાગ ઉપર રહેલા જળના બિંદુના જેવું અસ્થિર છે.

૨૩૨

ક્લેશ રહિત ચિત્ત થવું એ રત્ન સમાન છે, તેજ મહાપુરુષોનું ઉત્તમ ધન છે, અને તે ધન વડે જ તેઓ જરા મરણ રહિત ઉત્તમ સ્થાન (મોક્ષ)ને પામે છે.

૨૩૩

સંપત્તિમાં હર્ષ (ગર્વ) કરવો નહીં, અને વિપત્તિમાં દુઃખિત (દીન) થવું નહીં, એજ મહાપુરુષોનું લક્ષણ છે, પરંતુ દ્રવ્યની પ્રાપ્તિ થવાથી કાંઈ મહાપુરુષ થઈ શકાતું નથી.

૨૩૪

પૂર્વકર્મના સંબંધને લીધે આપત્તિઓ આવી પડે, ત્યારે પ્રાણીઓને રક્ષણ કરનાર એક ધૈર્ય જ છે, પરંતુ તે વખતે શોક કરવો યોગ્ય નથી.

૨૩૫

પુરુષોના ચિત્તમાં સંક્લેશનો પરિણામ વર્તતો હોય તો તેમનો સંસાર વૃદ્ધિ પામે છે, અને ચિત્તની શુદ્ધતા વર્તતી હોય તો તે સુખ, સંપત્તિ તથા મુક્તિદાયક આત્મિક ગુણોની વૃદ્ધિ થાય છે.

૨૩૬

જયારે તત્ત્વજ્ઞાની પુરુષોનું ચિત્ત વિશુદ્ધ હોય, ત્યારે તેમની સર્વ આપત્તિઓ પણ સંપત્તિરૂપ જ થાય છે, કેમકે મહાપુરુષોની સર્વ વસ્તુઓ મહાન જ હોય છે.

૨૩૭

હે ચેતન! ઉત્તમ મનુષ્યપણું પ્રાપ્ત થયા છતાં પણ તેં કાંઈ સુકૃત્ય કર્યું નહીં; અને મરણ તો સમીપે આવીને

ઉચું જ છે. ખેદની વાત છે કે તારો સમગ્ર જન્મ નિષ્ફળ ગયો.

૨૩૮

જે પ્રાણી કર્મરૂપી પાશમાંથી મુક્ત થવા માટે કાંઇ પણ યત્ન કરતો નથી, તે સંસારરૂપી કેદખાનામાં નિરંતર બંધાયેલો જ રહે છે.

૨૩૯

હે આત્મા! ક્રોધ ઉપર જ ક્રોધ કરવો, માનની સાથે જ માન-અભિમાન રાખવું, અને સંગના જ સંગનો ત્યાગ કરવો, આ પ્રમાણે કરીને તું સ્વર્ગ અને મોક્ષના સુખને સ્વાધીન કરી શકીશ.

૨૪૦

પરિગ્રહ ઉપર જ મહાદ્વેષ કરવો, મુક્તિ ઉપર જ ઉત્તમ પ્રીતિ રાખવી, શુભ ધ્યાનમાં જ ચિત્તની એકાગ્રતા રાખવી, પણ આર્ત-રૌદ્ર ધ્યાનમાં ચિત્ત જવા દેવું નહીં.

૨૪૧

ધર્મનું ઉપાર્જન કરવામાં અને કર્મનો ક્ષય કરવામાં યત્ન કરવો, તથા પાપનો નાશ કરનારા સાધુપુરુષોના આચરણમાં જ સદા ચિત્તને સ્થાપન કરવું.

૨૪૨

શુભ ધ્યાનમાં લીન થયેલા ઘણા મહાત્માઓ માનરૂપી દૃઢ સ્તંભને ભાંગી, લોભરૂપી પર્વતનું વિદારણ કરી, માયા રૂપી લતાનું નિર્મૂલન કરી, ક્રોધરૂપી શત્રુનો નાશ કરી આત્માને હિતકર એવા યથાખ્યાત ચારિત્રનો સ્વીકાર કરી અને છેવટે સમગ્ર કર્મનો ક્ષય કરી મોક્ષપદને પામ્યા છે.

૨૪૩

જેઓ સર્વ સંગાદિથી રહિત હોય, રાગાદિ મળથી

દૂર રહેલા હોય, શાંત, દાંત અને તપરૂપી અલંકારથી ભૂષિત હોય, તથા મોક્ષની અભિલાષાવાળા હોય તેઓ જ ધીર કહેવાય છે.

૨૪૪

જેઓ મન, વચન અને કાયાના યોગને વિષે ઉત્તમ ધ્યાન કરવામાં તત્પર હોય, સદાચારનું આચરણ કરનારા હોય, જ્ઞાનની સંપદા વડે યુક્ત હોય, તથા સર્વ પ્રાણી ઉપર કરૂણાવાળા હોય તેઓ સુપાત્ર કહેવાય છે.

૨૪૫

વળી જેઓ ધૈર્યભાવના વડે યુક્ત હોય, સત્ત્વ (પરાક્રમ)ની ભાવના સહિત હોય, તથા તત્ત્વજ્ઞાનમાં જ ચિત્તને સ્થાપન કરનારા હોય, તેજ ઉત્તમ પુરુષો દાતારને માટે સુપાત્રરૂપ કહ્યા છે.

૨૪૬

આ સુપાત્રરૂપ મહાપુરુષો ધૈર્યભાવના વડે દુઃખનો નાશ કરે છે, સત્ત્વભાવના વડે સંસારનો નાશ કરે છે, અને જ્ઞાનભાવના વડે કર્મનો નાશ કરે છે. તેમાં લેશ પણ સંશય નથી.

૨૪૭

જેઓ સમતાને વિષે જ આગ્રહી છે, કર્મરૂપી શત્રુઓની સાથે જ જેઓ યુદ્ધ કરે છે, અને જેઓ વિષયોની ઇચ્છા પણ રાખતા નથી તે જ ઉત્તમ મુનિઓ સુપાત્ર છે.

૨૪૮

જેઓ સર્વસંગ રહિત છતાં, પણ સદાચારના સંગવાળા છે, જેઓ સર્વ વસ્તુ ઉપર સ્નેહ રહિત છતાં પણ સુશાસ્ત્ર ઉપર સ્નેહવાળા છે, અને જેઓ આભૂષણ રહિત

ભ્યાં પણ તપરૂપી આભૂષણથી ભૂષિત છે એવા યોગીજનો જ સદા સુપાત્ર છે.

૨૪૯

જે ઉદાર ચિત્તવાળાઓએ હંમેશાં પોતાના શરીર ઉપરથી પણ મમતાનો ત્યાગ કર્યો હોય છે, અને એવા સર્વ પ્રાણીઓનું હિત કરવામાં રક્ત હોવાથી તે જ સંયમી મુનિઓ સુપાત્ર કહેવાય છે.

૨૫૦

જેઓ પરીષહો જીતવામાં (સહન કરવામાં) સમર્થ હોય છે, કર્મનો ક્ષય કરવાને શક્તિમાન હોય છે, જ્ઞાન ધ્યાન અને તપરૂપી અલંકારોથી અલંકૃત છે, શુદ્ધ આચારમાં તત્પર હોય છે, જેમનું ચિત્ત શાંત હોય છે; જેમની દૃષ્ટિ સૌમ્ય-સર્વ પ્રાણીઓ પર સમાન હોય છે, જેમની ઇંદ્રિયો શાંત હોય છે, જેઓ સર્વ જગતના પ્રાણીઓ પ્રતિ કલ્યાણરૂપ છે, જેમનો મોહરૂપી મહાશત્રુ શાંત થયેલો હોય છે; જેઓએ કામ અને ક્રોધનો સર્વથા નાશ કરેલો હોય છે, જેઓની કોઇ નિન્દા કરે કે પ્રશંસા કરે પણ તે બન્ને ઉપર જેઓ સમદૃષ્ટિવાળા હોય છે, જેઓ મેરૂ પર્વતની જેવા ધીર હોય છે, જેઓ પોતાના શરીર ઉપર પણ સ્પૃહા રહિત હોય છે, જેઓએ ઇંદ્રિયો ક્રોધ લોભ અને મહાભયરૂપી શત્રુઓનો પરાભવ કરેલો હોય છે, જેઓ રાગ-દ્વેષથી સદા રહિત હોય છે, જેઓ મુક્તિ પામવાની જ લાલસાવાળા હોય છે, જેઓ નિરંતર જ્ઞાનનો અભ્યાસ કરવામાં જ તત્પર હોય છે, અને જેઓ નિરંતર પ્રશમરસમાં જ મગ્ન થયેલા હોય છે, આવા મુનિજનને પોતાના ઘેર આવેલા જોઇને જે પુરુષ અજ્ઞાનતાને લીધે તેમના

પર માત્સર્ય-ઇર્ષા કરે છે તેની સર્વ ધર્મક્રિયાઓ નિષ્ફળ થાય છે.

૨૫૧

તેવા મુનિઓ માયાનો નાશ કરી, તૃષ્ણાનો ત્યાગ કરી, તથા રાગ-દ્વેષનું ઉન્મૂલન કરીને અક્ષય એવા મોક્ષ પદને પામ્યા છે.

૨૫૨

સર્વ ધીર પુરુષોની મધ્યે મુનિઓ જ વાસ્તવિક ધીર છે; કારણ કે તેઓનું ચિત્ત કદાપિ આકુળવ્યાકુળ થતું નથી, અને તેઓ પોતાના જ તપોબળથી કર્મરૂપી શત્રુના મોટા સૈન્યનો પરાજય કરે છે.

૨૫૩

જેઓ પરીસ્હોને જીતવામાં શૂરવીર હોય, ઇંદ્રિયોનો નિગ્રહ કરવામાં શૂરવીર હોય, અને કષાયોનો વિજય કરવામાં શૂરવીર હોય, તેઓ જ વાસ્તવિક શૂરા છે એમ પંડિતો કહે છે.

૨૫૪

ઉત્તમ ચારિત્રનું પાલન કરવામાં જ ચિત્તને સ્થાપન કરનાર હોવાથી મુનિ નવા કર્મને બાંધતા નથી, અને વિશુદ્ધ ધ્યાનમાં જ તત્પર હોવાથી બાંધેલા કર્મને અત્યંત નિર્જરા કરે છે.

૨૫૫

જેઓ સંસારના વાસથી વિરક્ત હોય છે, અને મોક્ષનું સુખ મેળવવામાં જ ઉત્સુક હોય છે, તેઓને જ સત્પુરુષોએ વાસ્તવિક પ્રાજ્ઞ (પંડિત) કહ્યા છે, તે સિવાયના પંડિત નામધારીઓ તો માત્ર પંડિત નામથી જ પંડિતો સમજવા.

૨૫૬

શુદ્ધ મનવાળો જે પુરુષ સર્વ પ્રાણીઓ ઉપર સમાન દૃષ્ટિ રાખે છે, અને જેણે સર્વ પ્રકારે મમતાનો ત્યાગ કરેલો છે, તે જ મોક્ષપુરીમાં જાય છે.

૨૫૭

જે પુરુષ ઇંદ્રિયોનો જય કરવામાં શૂરવીર હોય, અને કર્મનો બંધ કરવામાં કાયર હોય, જેણે તત્ત્વાર્થની વિચારણામાં મનને સ્થાપન કર્યું હોય, જે પોતાનાં શરીર ઉપર પણ નિઃસ્પૃહ હોય, જે પરીસહરૂપી મહાશત્રુના સૈન્યનું દલન કરવામાં સમર્થ હોય, તથા જે કષાયોને વિજય કરવામાં શૂર હોય તે જ વાસ્તવિક શૂર કહેવાય છે.

૨૫૮

જ્ઞાનની ભાવનાથી શક્તિમાન થયેલા ધીર પુરુષો નિશ્ચળ આત્મા વડે અપ્રમત્ત નામના ગુણસ્થાનને પામીને આત્માનું હિત સાધે છે.

૨૫૯

જેઓ સંસારના વાસથી ભીરુ હોય છે, જેઓએ બાહ્ય અને અભ્યંતર સંગનો ત્યાગ કરેલો હોય છે. અને જેઓ વિષયોથી નિવૃત્તિ પામ્યા હોય છે, તેઓનું જ જીવિત પ્રશંસા પાત્ર છે.

૨૬૦

શત્રુ અને મિત્ર ઉપર, માન અને અપમાનને વિષે, લાભ અને અલાભને વિષે, તથા માટીના ઢેફા અને સુવર્ણને વિષે જેની સમાન દૃષ્ટિ હોય છે; સમ્યક્ત્વની ભાવના વડે જેના શુદ્ધ પરિણામ હોય છે, જે જ્ઞાનની સેવામાં જ નિરંતર તત્પર હોય છે, જે ચારિત્રનું આચરણ કરવામાં આસક્ત હોય છે, અને જેની અભિલાષા માત્ર એક મોક્ષના અક્ષય

સુખમાં જ છે, એવા મુનિને જોઇને જે દુષ્ટ બુદ્ધિવાળો પુરુષ તેને મહાત્મા તરીકે માનતો નથી, તે પુરુષ પોતાના મનુષ્ય જન્મના ઉત્તમ ફળને સર્વ પ્રકારે હારી જાય છે.

૨૬૧

રાગાદિથી રહિત, દૃઢ વ્રતવાળા, નિર્મળ ચિત્તવાળા અને શ્રેષ્ઠ બુદ્ધિવાળા ધીર પુરુષો સર્વ સંગનો ત્યાગ કરી તપસ્યા કરે છે.

૨૬૨

સાત ભયસ્થાનથી મુક્ત, વિકથા આદિ પ્રમાદમાં નહી પડેલા, અને સર્વ કાલમાં સંયમયુક્ત પુરુષોનું જીવિતવ્ય સફળ છે.

૨૬૩

આર્ત અને રૌદ્રધ્યાનનો ત્યાગ કરવાથી, તથા ધર્મ અને શુકલધ્યાનનો આશ્રય કરવાથી આત્મા અનંત સુખને આપનાર અક્ષય મોક્ષને પામે છે.

૨૬૪

બુદ્ધિમાન મુનિ આત્માને નિયમમાં રાખી-નિશ્ચળ રાખી, વિષયોમાં પરાઙ્મુખ થઈ, અને જ્ઞાનના અભ્યાસમાં તત્પર થઈ શીઘ્રપણે આત્મહિત-મોક્ષ સાધે છે.

૨૬૫

જેમાં વિષયો પ્રત્યે વૈરાગ્ય હોય, જેમાં કષાયોનો ત્યાગ હોય જેમાં ગુણોને વિષે અનુરાગ હોય અને જેમાં શુભ ક્રિયાઓમાં અપ્રમત્ત ભાવ હોય તે જ ધર્મ મોક્ષ-સુખની પ્રાપ્તિમાં હેતુભૂત બની શકે છે.

૨૬૬

મહાપુરૂષો જેમ જેમ સંગનો ત્યાગ કરતા જાય છે, તેમ તેમ તેઓનાં કર્મ ક્ષીણ થતાં જાય છે, અને જેમ જેમ

થઇ હોય તો સંસારની સ્થિતિને નાશ કરનારૂં પરમ ઉત્કૃષ્ટ સુખ પ્રાપ્ત થાય છે.

૨૭૩

દ્રવ્ય એ અનર્થોનું મૂળ છે, દ્રવ્ય એ મોક્ષસુખનો નાશ નાશ કરનાર છે, દ્રવ્ય એ કષાયોને ઉત્પન્ન કરનાર છે, અને દ્રવ્ય જ દુઃખોને પ્રાપ્ત કરાવનાર છે.

૨૭૪

આ જગતમાં કયો પુરુષ ધનને સાથે લઇને પરલોકમાં ગયો છે? કોઈજ નહીં, ત્યારે શા માટે તૃષ્ણારૂપી અગ્નિથી તાપ પામેલો પ્રાણી દારુણકર્મને બાંધે છે? એ વાત આત્માને વારંવાર સ્થિરતાપૂર્વક સમજાવવી જોઇએ.

૨૭૫

તૃષ્ણાવડે અંધ થયેલા મનુષ્યો હિત કે અહિત જોઇ શકતા નથી, પરંતુ બુદ્ધિમાન્ પુરુષો સંતોષરૂપી અંજનને આંજીને સ્પષ્ટ રીતે જોઈ શકે છે.

૨૭૬

વિચક્ષણ પુરુષો સંતોષરૂપી શ્રેષ્ઠરત્ન પામીને તેના પ્રકાશથી મોક્ષરૂપી સન્માર્ગમાં ચાલી સુખી થાય છે.

૨૭૭

તૃષ્ણારૂપી અગ્નિથી તપી રહેલા મનુષ્યોને સુખ ક્યાંથી હોય? જેઓ ધનનો સંચય કરવામાં આસક્ત હોય છે તેઓને સદા દુઃખ જ પ્રાપ્ત થાય છે.

૨૭૮

સંતોષી મનુષ્યો જ સદા સુખી છે, અને અસંતોષી જનો સદા અતિ દુઃખી છે, આ પ્રમાણે તે બંન્નેનુ અંતર-તફાવત જાણીને સંતોષમાં જ પ્રીતિ કરવી યોગ્ય છે.

૨૭૯

સંતોષી મનુષ્યો જ વાસ્તવિક ધનાઢ્ય છે, કારણ કે તે બીજાની પાસે યાચના કરતો નથી. મહાપુરુષો બીજાની પાસે સ્વાર્થપોષક પ્રાર્થના કરતા નથી. જેની ઇચ્છા જેટલી અધિક તેટલો જ તે મનુષ્ય અધિક દરિદ્ર સમજવો અને જેની ઇચ્છા જેટલી અલ્પ છે તે જ આત્મા અધિક ધનાઢ્ય છે એમ સમજવું.

૨૮૦

તૃષ્ણારૂપી અગ્નિથી તપ્ત થયેલું હૃદય અત્યંત બળે છે, તેને શાંત કરવા માટે સંતોષરૂપી જળ વિના બીજું કોઈ સમર્થ નથી.

૨૮૧

જેઓએ નિર્મમતા વડે વાસિત થયેલા સંતોષરૂપી જળનું પાન કર્યું હોય તેઓનો, જેમ દુર્જન માણસ મૈત્રીનો ત્યાગ કરે છે તેમ માનસિક દુઃખો ત્યાગ કરે છે, અર્થાત્ તે દુઃખરહિત બને છે.

૨૮૨

જેઓએ તૃષ્ણા-લોભરૂપી તૃષ્ણાને નાશ કરનાર સંતોષરૂપી અમૃતનું પાન કર્યું હોય, તેઓએ મોક્ષના સુખનું કારણ ઉપાર્જન કર્યું છે એમ જાણવું.

૨૮૩

મુનીશ્વરો લોભનો નાશ કરવા સંતોષને ધારણ કરે છે, દુઃખની શાંતિને માટે ધૃતિ-ધૈર્યને ધારણ કરે છે, અને તપની વૃદ્ધિને માટે જ્ઞાનને ધારણ કરે છે.

૨૮૪

જ્ઞાન અને દર્શનથી યુક્ત એક મારો આત્મા જ ધ્રુવ

-શાશ્વત છે, અને સંયોગલક્ષણવાળા બીજા સર્વે પદાર્થો બાહ્ય એટલે અનિત્ય-ક્ષણવિનાશી છે.

૨૮૫

આ જીવ સંયોગના કારણથી જ દુઃખની પરંપરાને પામ્યો છે, તેથી સંયોગના સંબંધને ત્રિવિધે-મન વચન અને કાયાએ કરી ત્યાગ કરવો જોઇએ.

૨૮૬

પરિગ્રહના સંબંધથી જીવને રાગ-દ્વેષ ઉત્પન્ન થાય છે, અને તે રાગ-દ્વેષ જ કર્મના ઘાટા બંધનું કારણ છે.

૨૮૭

સર્વ આસક્તિઓને પશુરૂપ કરી, તથા કર્મોને સમિધ (કાષ્ઠ) રૂપ કરી, ધ્યાનરૂપી અગ્નિમાં આહુતિ આપવી-હોમ કરવો; એ ભાવયજ્ઞ મહાફળને (મોક્ષને) આપતારો છે.

૨૮૮

હજારો રાજસૂયયજ્ઞો અને સેંકડો અશ્વમેધયજ્ઞો કર્યા હોય, પણ તેઓ ભાવયજ્ઞના અનંતમા ભાગની તુલ્ય પણ કદાપિ થતા નથી.

૨૮૯

તેજ પ્રજ્ઞા (બુદ્ધિ) કહેવાય કે જે આત્માને હિતકારક અને શુભ કાર્યના આરંભમાં તત્પર થઇ શમરસને પામે, તે સિવાયની અન્ય પ્રજ્ઞા હોય તો તે નિર્દયતાને વધારનારી અને વિવિધ પાપકર્મને ઉપાર્જન કરનારી જ છે. એમ જાણવું.

૨૯૦

જે પ્રજ્ઞારૂપી સ્ત્રી સર્વ શુભકાર્યમાં પ્રીતિવાળી હોય, જે હેય અને ઉપાદેયતત્ત્વને જાણે, અને જે નિરંતર સુખ

આપનારી હોય. તે પ્રજ્ઞારૂપી સ્ત્રી મનુષ્યોને સુખ આપનારી છે.

૨૯૧

સર્વ મનવાંછિત ફળને આપનારી દયારૂપી અંગનાને નિરંતર સેવવી, કે જેને સેવવાથી તે તત્કાળ મનને કરુણામય કરી દે છે.

૨૯૨

હૃદયને આનંદ આપનારી મૈત્રીરૂપી અંગનાનું નિરંતર સેવન કરવું જોઈએ, કે જેની સેવા ચિત્તને દ્વેષ રહિત કરે છે.

૨૯૩

જે ઉદાર ચિત્તવાળો પુરુષ સર્વ પ્રાણીઓ ઉપર દયા અને મૈત્રીભાવ રાખે છે, તે પુરુષ બાહ્ય અને આભ્યંતર સર્વ શત્રુઓનો પરાભવ કરે છે.

૨૯૪

જે પ્રાણીઓને ઉપશમ પમાડે છે તથા જે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવને આશ્રીને ઉચિતયુક્ત હોય છે, એવા ધર્મદેશના કરવામાં શક્તિવાળા પુરુષને હંમેશાં કર્મની નિર્જરા થાય છે.

૨૯૫

જેઓને સમતારસ પ્રાપ્ત થયો ન હોય, તે પુરુષો પશુતુલ્ય જ છે; કારણ કે તેઓ શ્રેષ્ઠ શાસ્ત્રના જ્ઞાનરૂપી સમૃદ્ધિવાળા હોય તો પણ કામ અને અર્થમાં જ મગ્ન થયેલા હોય છે.

૨૯૬

જે પુરુષ શમાદિક ગુણહીન હોવાને લીધે અયોગ્ય હોય, તે કર્મને નાશ કરવામાં તત્પર એવા ચિત્તને પ્રાપ્ત

કરી શકતો નથી, મોહરૂપી શત્રુનો નાશ કરવામાં રાગ (પ્રીતિ) કરી શકતો નથી, અને કષાયના સમૂહ ઉપર દ્વેષ ધારણ કરી શકતો નથી.

૨૯૭

'હે પ્રાણી! નરક અને તિર્યંચગતિમાં નિરંતર ભ્રમણ કરવા છતાં પણ તારા ચિત્તમાં પાપને નાશ કરનાર શમરસનો લેશ પણ પ્રાપ્ત થયો નહીં. એ બહુ જ દુઃખનો વિષય છે' એમ હરરોજ પોતાના આત્માને જાગૃત કરવો જોઇએ.

૨૯૮

હે ભદ્ર! ચિત્તમાં આનંદ આપનારી અને નિરંતર સુખ કરનારી ક્ષમા નામની કુલીન સ્ત્રી સ્મરણ કરવા માત્રથી કલ્યાણ કરનારી છે.

૨૯૯

સિદ્ધિરૂપી મહેલને વિષે નિવાસસુખ આપનાર પ્રજ્ઞા, ઇર્ષ્યારહિતપણું, મૈત્રી, સમતા, કરુણા, અને ક્ષમાનું નિરંતર સમ્યક્ત્વ સહિત સેવન કરવું એ આત્માને અત્યંત હિતકારી છે.

૩૦૦

હે પ્રાણી! જો તું પોતાના આત્માનું હિત ઇચ્છતો હોય તો આ ભયંકર સંસારથી ભય પામ, જિનધર્મ ઉપર પ્રીતિ કર, અને પૂર્વે કરેલા પાપકર્મનો પશ્ચાત્તાપ કર.

૩૦૧

બુદ્ધિમાન પુરુષે નિરંતર સુખ આપનાર સત્સંગ કરવો યોગ્ય છે, કારણ કે ગુણહીન મનુષ્ય પણ તે સત્સંગથી જ ગુરુતાને પામે છે.

૩૦૨

પંડિતોએ રાગાદિક મહાદોષોને દુર્જનરૂપ કહ્યા છે, તેથી તત્ત્વજ્ઞાની જનોએ સર્વદા તેમનો સંગ ત્યજવો જોઈએ.

૩૦૩

લોકો ગુણોની જ પૂજા કરે છે. અને ગુણો જ આત્માનું કલ્યાણ કરનાર છે; મહાપુરુષો પણ ગુણરહિત હોય તો તે મલિન થાય છે.

૩૦૪

કુલહીન મનુષ્ય પણ સદ્‌ગુણે કરીને ગૌરવ પામે છે, અને ઉત્તમ કુલમાં ઉત્પન્ન થયેલો પુરુષ પણ ગુણરહિત હોય તો તે તત્કાળ લઘુતાને પામે છે.

૩૦૫

સદાચારવાળા પુરુષને ઇંદ્ર સહિત સર્વ દેવો પૂજે છે; અને દુરાચારી મનુષ્ય આ લોકમાં પુત્રોવડે પણ નિંદાય છે.

૩૦૬

નિરંતર શીળને ધારણ કરનારા પુરુષોનો આત્મા આ આ લોકમાં તથા પરલોકમાં મનુષ્યોને વિષે અને દેવોને વિષે ગૌરવ [illegible] છે.

૩૦૭

તત્ત્વ સાધવામાં તૈયાર થયેલા, શીળનું રક્ષણ કરવામાં તત્પર, અને મહા ઉદ્યમને ધારણ કરનાર પુરુષો મહાઘોર આપત્તિઓને તરી જાય છે.

૩૦૮

શીળવ્રતધારી પુરુષ ધનહીન હોય તો પણ સર્વ જગતમાં પૂજનીય છે, પરંતુ શીળરહિત ધનાઢ્ય હોય છતાં તે સ્વજનોમાં પણ પૂજવા યોગ્ય નથી.

૩૦૯

શીળરૂપી ઐશ્વર્યથી યુક્ત એવું દારિદ્રય પણ શ્રેષ્ઠ છે, પરંતુ શીળ વિના ચક્રવર્તીના વૈભવ પણ સારા નથી.

૩૧૦

સદાચારી (શીળવંત) પુરુષ ધનરહિત હોય તો પણ તે મુક્તિનગરીના સ્વામી થાય છે, અને સદાચાર રહિત ચક્રવર્તી હોય તો પણ તે દુઃખની પરંપરાને પામે છે.

૩૧૧

જેઓ નિર્મળ શીળને ધારણ કરે છે, તેમને રાત્રિ સુખકારક થાય છે, પરંતુ શીળરહિત પુરુષોને દિવસ પણ સુખકારક થતો નથી.

૩૧૨

પ્રદીપ્ત થયેલો કોપાગ્નિ તે જ સમયે પ્રથમ તો દેહને જ બાળે છે, અને પછી વૃદ્ધિ પામે તો ચિરકાળથી ઉપાર્જન કરેલા સર્વ શમને (ચારિત્રને) ભસ્મસાત્ કરે છે.

૩૧૩

ક્રોધથી સંસારને વધારનારું દારુણ કર્મ, વૃદ્ધિ પામે છે, ક્રોધથી ગુરુની આપેલી શિક્ષા નાશ પામે છે, અને ક્રોધથી ચિરકાળથી સંચિત કરેલો તપ પણ તત્કાળ નાશ પામે છે.

૩૧૪

જેમ દ્રવ્યનું ઋણ દૂર કરવાથી ચિત્તની સ્વસ્થતા થાય છે, તેમ કર્મઋણ દૂર કરવાથી આત્માની સર્વથા મુક્તિ થાય છે જેના પરિણામે આત્મા મોક્ષના અનંતસુખના સામ્રાજ્યને પ્રાપ્ત કરનારો થાય છે.

૩૧૫

જે પુરુષ શત્રુપણાને પામેલા કષાયાદિને બુદ્ધિપ્રયોગના સામર્થ્યથી વશ કરે છે, તે જ શૂરો અને તે જ પંડિત કહેવાય છે.

૩૧૬

જેઓ નિરંતર ક્ષમાવડે યુક્ત હોય છે, તે મનુષ્યો જ ધન્ય છે; કેમકે તેઓ શઠ અને લોભી પુરુષોથી ઠગાય, તો પણ તેમની સાથે નિરર્થક વિવાદ કે કલહ કદીપણ કરતા નથી.

૩૧૭

જેઓ દ્રવ્યના મદથી ઉત્કટ હતા તેવા પણ ઘણા પુરુષો વાદથી નષ્ટ થયા છે; તેથી દ્રવ્યનો ત્યાગ કરવો સારો, પણ લુચ્ચા પુરુષોની સાથે વાદ કરવો સારો નથી.

૩૧૮

અહંકાર એ લોકોના નાશને માટે છે, પણ વૃદ્ધિને માટે નથી, કેમકે બુઝાવાને વખતે દીવાની શિખા પણ ઉજ્જવળ-વધારે તેજસ્વી થાય છે, પરંતુ પછી તત્કાળ તે દીવો બુઝાઈ જાય છે.

૩૧૯

આ જીવ ચિરકાળ સુધી અનેક પ્રકારની નીચ યોનિઓને વિષે વારંવાર ભ્રમણ કરીને એકાદ વખત ઉચ્ચ ગોત્રને કદાચ પામ્યો તો તેથી કરીને કોણ બુદ્ધિમાન અહંકાર ધારણ કરે !.

૩૨૦

રાગ દ્વેષરૂપી મહાશત્રુઓ છે, તેઓ મોક્ષમાર્ગમાં ચોર તરીકે રહેલા છે, તેથી તેઓ ઘણા કાળે કષ્ટથી ઉપાર્જન કરેલા જ્ઞાન, ધ્યાન અને તપરૂપી રત્નને લૂંટી લે છે.

૩૨૧

જે મનુષ્યને પોતાનો આત્મા જ વશવર્તી ન હોય, તે પુરુષને બીજાં પ્રાણી શી રીતે વશ થાય ! જેને પોતાનો આત્મા વશ હોય, એવા શાંત પુરુષને ત્રણ લોકના જીવ વશવર્તી થાય છે.

૩૨૨

જે સુખ આત્માને આધીન છે તે જ તત્ત્વથી સુખ છે, પરંતુ જે સુખ સ્ત્રી, ધન વિગેરે અન્ય પદાર્થને આધીન હોય, તે સુખ નથી પણ દુઃખ જ છે.

૩૨૩

હે પ્રાણી ! મોટા તેજસ્વી રાજાઓને પણ અન્ય વસ્તુને આધીન જે સુખ છે તે કષ્ટ જ છે, એમ વિચારીને તું આત્માને આધીન જે સુખ છે, તેનો સ્વીકાર કર.

૩૨૪

આ લોકમાં જે આત્માને આધીન છે તે જ સુખ છે, અને જે પરને આધીન છે તે સુખ જ કહેવાય નહીં, આ પ્રમાણે સારી રીતે જાણનારા મનુષ્યો કેમ મોહ પામે ? ન જ પામે.

૩૨૫

નિઃસંગપણાથી મોક્ષને સિદ્ધ કરનારું ઉત્તમ સુખ પ્રાપ્ત થાય છે, અને બાહ્ય પદાર્થના સંગથી સંસારની વૃદ્ધિ કરનારું દુઃખ પ્રાપ્ત થાય છે.

૩૨૬

ખરેખર માનસિક દુઃખ અજ્ઞાનીને પીડે છે, પણ વિચક્ષણ પુરુષને પીડતું નથી. પવન વડે આકડાનું તૂલ ઉડે છે, પણ કદાચિત્ મેરુનું શિખર ઉડી જતું નથી.

૩૨૭

જ્ઞાન પ્રાપ્ત થવાનું મુખ્ય ફળ એ જ છે કે શ્રેષ્ઠ ચારિત્રની પ્રાપ્તિ થાય; પરંતુ મોટી સમૃદ્ધિ પ્રાપ્ત થાય એ કાંઈ જ્ઞાનનું ફળ નથી. કારણ કે સમૃદ્ધિ પ્રાપ્ત થવાથી કર્મની વૃદ્ધિ થાય છે, અને સુચારિત્ર પ્રાપ્ત થવાથી કર્મનો ક્ષય થાય છે.

૩૨૮

પંડિતોએ શ્રુતજ્ઞાનનું મુખ્ય કાર્યફળ સંવેગ જ કહ્યો છે, તેથી કરીને જેઓ તે જ્ઞાનથી ધનની પ્રાપ્તિને ઇચ્છે છે તેઓ અમૃતમાંથી વિષને ઇચ્છે છે, એમ જાણવું.

૩૨૯

અત્યંત દુર્લભ એવું શ્રુતજ્ઞાન, ચારિત્ર અને યશરૂપ ધન જેઓની પાસે હોય તે પુરુષોને જ ધનાઢ્ય કહેલા છે, તે સિવાયના બીજાઓ નિરંતર નિર્ધન જ છે.

૩૩૦

અશુભકર્મનો બંધ કરનારા ભોગ વડે કરીને કયો દેવ, ઇન્દ્ર, ચક્રવર્તી, કે રાજા તૃપ્તિ પામ્યો છે? કોઈપણ ભોગથી તૃપ્ત થતું નથી.

૩૩૧

શરીરની અંદર રહેલું દુષ્ટચિત્ત તીર્થમાં સ્નાન કરવાથી શુદ્ધ થતું નથી, અશુચિ મદિરાનું પાત્ર સેંકડો વખત જળથી ધોઈએ તો પણ તે પવિત્ર થતું નથી.

૩૩૨

જો આત્મા પ્રશમરસમાં લીન થયેલો હોય તો તે આત્મા જ મહાતીર્થ છે, અને જો તે આત્મા પ્રશમરસમાં રહેલો ન હોય તો બાહ્ય તીર્થો નિષ્ફળ છે.

૩૩૩

શીળવ્રતરૂપી જ જળમાં સ્નાન કરવાથી આ જીવની શુદ્ધિ થાય છે, પરંતુ શીલવિના પૃથ્વી પરના સર્વ તીર્થોમાં સ્નાન કરવા માત્રથી જીવની શુદ્ધિ થતી નથી.

૩૩૪

જેઓ દયાધર્મનું પાલન કરવામાં તત્પર થઇને રાગાદિકના ત્યાગરૂપી સ્નાનને કરે છે, તેઓનો મન-વચન અને કાયાનો યોગ અત્યંત નિર્મળ થાય છે, પરંતુ દયા વિના કેવળ જળના સ્નાન માત્રથી નિર્મળ થતો નથી.

૩૩૫

સત્ય ભાષા બોલવાથી વાણી શુદ્ધ થાય છે, જ્ઞાન વડે મન શુદ્ધ થાય છે, અને ગુરુની સેવા વડે કાયા શુદ્ધ થાય છે, આ પ્રકારની શુદ્ધિ શાશ્વતી છે.

૩૩૬

આ મનુષ્યભવ સ્વર્ગ અને મોક્ષ મેળવવાની યોગ્યતા ધરાવે છે, તેને વિષયમાં લંપટ થયેલા મૂઢ પ્રાણીઓ અલ્પસુખને માટે તિર્યંચ અને નરકગતિનું પાત્ર બનાવી મૂકે છે તે દુઃખનો વિષય છે.

૩૩૭

જે પ્રાણી મનુષ્યભવ વિગેરે સર્વ સામગ્રી પામ્યા છતાં પણ વિષયોરૂપી શત્રુના મોટા સૈન્યને જીતવાનો ઉદ્યમ કરતો નથી, તેનો જન્મ નિરર્થક છે.

૩૩૮

મનુષ્યે દોષ રહિત, મધુર, હિતકારક, સાર્થક, પ્રાણીઓના ચિત્તને આલ્હાદ કરનારું અને અસત્ય રહિત એવું વચન બોલવું જોઇએ.

૩૩૯

જ્યારે પ્રિય વચનના દાનથી સર્વે જંતુઓ પ્રસન્ન થાય છે તો તેનું જ દાન કરવું યોગ્ય છે, શા માટે વચનમાં પણ દરિદ્રતા રાખવી જોઇએ ?

૩૪૦

વ્રત, શિયળ, તપ, દાન, સંયમ, અને પરમાત્મપૂજા એ સર્વ અવશ્ય દુઃખને છેદનારા છે, તેમાં કાંઇ સંશય નથી.

૩૪૧

સમકિત, સર્વ પ્રાણીઓ ઉપર સમાન દૃષ્ટિપણું, નિઃસંગપણું, ક્ષમા કષાય તથા વિષયનો ત્યાગ, આ સર્વ કર્મની ઉત્કૃષ્ટ નિર્જરા કરનારા છે.

૩૪૨

એક તરફ રાગરૂપી મહાસમુદ્ર રહેલો છે, અને બીજી બાજુ દ્વેષરૂપી દાવાનળ સળગી રહ્યો છે તે બંનેની વચ્ચે રહેલો જે માર્ગ, તે જ સામ્ય (સમતા) કહેવાય છે.

૩૮૩

અહો ! માત્ર બે ઘડીનું જ કેશ સામાયિક કરવાથી શ્રાવક ધનાદિકના ખર્ચ વિના જ મોટું પુણ્ય ઉપાર્જન કરે છે.

૩૪૪

અનાદિ કાળથી અત્યાર સુધીમાં જે કોઇ જીવો મોક્ષે ગયા છે, જે કોઇ જીવો વર્તમાન કાળમાં મહાવિદેહ ક્ષેત્રમાંથી જાય છે અને ભવિષ્યમાં જે કોઇ મોક્ષમાં જવાના છે, તે સર્વે સામાયિકના પ્રભાવે કરીને જ જાણવા.

૩૪૫

જેમ સર્વ પદાર્થોનું આધારસ્થાન આકાશ છે, તેમ સર્વ ગુણોનું આધારસ્થાન તે સામાયિક જ છે. તે સામાયિક દુષ્ટ કર્મના વિનાશથી અને સારા ધ્યાનથી પ્રાપ્ત થાય છે.

૩૪૬

કોઈ એક પુરૂષ હંમેશાં એક ખાંડી સુવર્ણનું દાન આપે, અને બીજો કોઈ પુરૂષ હમેશાં સામાયિક કરે. તો તે દાતાર સામાયિકવાળાની તુલ્યતાને પામી શકતો નથી.

૩૪૭

સામાયિક ત્રણ પ્રકારનું છે. તે આ પ્રમાણે— સમ્યક્ત્વ સામાયિક (તે ઔપશમિકાદિક પાંચ પ્રકારનું છે)૧. તથા શ્રુત સામાયિક (તે દ્વાદશાંગીરૂપ સમ્યક્ શ્રુત) ૨. ત્રીજું ચારિત્ર સામાયિક છે, ગૃહિક એટલે દેશવિરતિરૂપ અને અનગારિક એટલે સર્વવિરતિરૂપ એમ ચારિત્ર સામાયિક બે પ્રકારનું છે.

૩૪૮

સામાયિક કરવાથી શ્રાવક શ્રમણ (સાધુ) જેવો થાય છે, તે કારણે વારંવાર સામાયિક કરવું જોઇએ.

૩૪૯

સાવદ્ય યોગનો ત્યાગ કરનારાનું સામાયિક વ્રત કેવળીએ પ્રશસ્ત કહ્યું છે, ગૃહસ્થોનો મોટો ધર્મ છે, એમ જાણી ડાહ્યા પુરૂષે પરલોકના આત્મહિતને માટે તે સામાયિક કરવું જોઇએ.

૩૫૦

આ જીવ ઘણા પ્રકારના કાર્યોમાં ઘણા પ્રમાદવાળો હોય છે, ( કાર્યમાં ગુંચવાયેલો હોવાથી ઘણો પ્રમાદી હોય છે ) તે કારણથી ઘણીવાર વારંવાર સામાયિક કરવું જોઇએ.

૩૫૧

એકવીશ ગુણવાળો શ્રાવક ધર્મરત્નને યોગ્ય હોય છે. તે આ પ્રમાણે અક્ષુદ્ર ૧, રૂપવાન ૨, સ્વભાવથી જ સૌમ્ય ૩, લોકપ્રિય ૪, અક્રૂર ૫, ભીરૂ, ૬ અશઠ ૭, દાક્ષિણ્યતા-વાળો ૮, લજ્જાળુ, ૯ દયાળુ ૧૦, મધ્યસ્થ સૌમ્યદૃષ્ટિ ૧૧, ગુણનો અનુરાગી ૧૨, સારી કથા કરનાર ૧૩, સારા પક્ષ-વાળો ૧૪. દીર્ઘદૃષ્ટિવાળો ૧૫. વિશેષજ્ઞ ૧૬, વૃદ્ધ જનોને અનુસરનાર ૧૭, વિનયવાળો ૧૮, કરેલા ગુણનો જાણકાર ૧૯, પરહિત કરનાર ૨૦, લબ્ધલક્ષ્ય ૨૧.

૩૫૨

પ્રશ્ન—ધર્મ શાથી ઉત્પન્ન થાય છે ? ધર્મ શાથી વૃદ્ધિ પામે છે ? ધર્મ શેમાં સ્થાપન કરાય છે ? અને ધર્મ શાથી નાશ પામે છે.

ઉત્તર—ધર્મ સત્યથી ઉત્પન્ન થાય છે, ધર્મ દયા અને દાન વડે વૃદ્ધિ પામે છે, ધર્મ ક્ષમાને વિષે ધારણ કરાય છે, અને ધર્મ લોભથી નાશ પામે છે.

૩૫૩

જીવહિંસાની નિવૃત્તિ, પરનું ધન હરણ કરવામાં નિયમ, સત્ય બોલવું, અવસરે શક્તિ પ્રમાણે દાન આપવું, પરસ્ત્રી જનની વાત કરવામાં મુંગાપણું, તૃષ્ણાના પ્રવાહનો ભંગ, ગુરૂજનને વિષે વિનય અને સર્વ પ્રાણીઓ ઉપર દયા, આ કલ્યાણ (મોક્ષ)નો માર્ગ છે; તેનો વિધિ સર્વ શાસ્ત્રોમાં અખંડ છે.

૩૫૪

અન્ન વિનાનું શરીર, નેત્ર વિનાનું મુખ, ન્યાય વિનાનું રાજ્ય, લવણ વિનાનું ભોજન અને ચંદ્ર વિનાની રાત્રિ, આ સર્વ શોભતા નથી, તેમ ધર્મ વિનાનું જીવતર પણ શોભતું નથી.

૩૫૫

જે માણસ નિર્મળ બુદ્ધિવાળો હોય, દ્વેષ રહિત હોય, અત્યંત શાંત ( સમતાવાળો ) હોય, પવિત્ર આચારવાળો હોય, સર્વ પ્રાણીઓના મિત્રરૂપ હોય. પ્રિય અને હિતકારક વચનને બોલનાર હોય, તથા માન અને માયા રહિત હોય તે માણસના હૃદયમાં પરમાત્માનો વાસ સુલભ બને છે.

૩૫૬

યતના ધર્મની માતા છે, યતના ધર્મને પાળનારી છે, યતના તપની વૃદ્ધિ કરનારી છે, અને યતના એકાંત સુખને વહન કરનારી છે.

૩૫૭

શૌચ અર્થાત્ પવિત્રતા પાંચ પ્રકારની છે તે આ પ્રમાણે— સત્ય શૌચ છે, તપ શૌચ છે, ઇંદ્રિયોનો નિગ્રહ કરવો એ શૌચ છે, દાન એ શૌચ છે, અને પવિત્ર ભાવ એ શૌચ છે.

૩૫૮

જેઓ પાંચ મહાવ્રતોને ધારણ કરનારા છે, ધીરતા-વાળા છે, માધુકરી-ભીક્ષા માત્રથી આજીવિકા કરનારા છે સામાયિકમાં રહેલા છે, અને ધર્મનો ઉપદેશ કરનારા છે, તેમને જ ગુરુ કહેલા છે.

૩૫૯

ઐશ્વર્યનું ભૂષણ સજ્જનપણું છે, શૂરપણાનું ભૂષણ વાણીનો સંયમ (પરિમિત વાણી) છે, જ્ઞાનનું ભૂષણ ઉપશમ છે, શ્રુત (શાસ્ત્રાભ્યાસ)નું ભૂષણ વિનય છે, ધનનું ભૂષણ પાત્રને વિષે દાન છે, તપનું ભૂષણ અક્રોધ (સમતા) છે, પ્રભુતાનું ભૂષણ ક્ષમા (સહનશીલતા) છે, ધર્મનું ભૂષણ નિષ્કપટપણું છે, તથા ઉપરોક્ત સર્વનું મોટું ભૂષણ શીલ છે.

૩૬૦

ચિત્તના એકાગ્રપણારૂપ ભાવના સમીપપણાને લીધે ઘણા જીવો મોક્ષે ગયા છે.

૩૬૧

ધનનું મૂળ કારણ પ્રિય વાણી અને ક્ષમા છે, કામનું મૂળ કારણ ધન, શરીર અને વય, (યુવાવસ્થા) છે, ધર્મનું મૂળ કારણ દાન, દયા અને ઇંદ્રિયોનું દમન છે, તથા મોક્ષનું મૂળ કારણ સર્વે પદાર્થોથી નિસ્પૃહ થવું-સર્વનો ત્યાગ કરવો એ જ છે.

૩૬૨

ઇક્ષુ જેવો બીજો કોઈ સ્વાદિષ્ટ રસ નથી. વિજ્ઞાન (કળા) સમાન બીજો કોઈ નિધિ નથી, ક્રોધ જેવો બીજો કોઈ શત્રુ નથી અને સમતા સમાન બીજું કોઈ સુખ નથી.

૩૬૩

જ્ઞાન ઉત્તમ મિત્ર છે, કામદેવ મોટો શત્રુ છે, અહિંસા શ્રેષ્ઠ ધર્મ છે, અને પરપદાર્થો પરની આસક્તિ એ જ પરમ વૃદ્ધાવસ્થા છે.

૩૬૪

જે વિચારો, જે વચનો અને જે આચરણો આત્માને સ્વભાવ ભણી આકર્ષે અથવા સ્વભાવમાં જોડે, તે ધર્મ.

૩૬૫

કેવલજ્ઞાની ભગવાનોના અવિરોધી એવા વચનોના અનુસાર મૈત્રી આદિ સાત્ત્વિક ચાર ભાવનાઓવાળું, જે અનુષ્ઠાન થાય તે ધર્મ છે અને એ વચનોના અનુસાર મૈત્રી આદિ ચાર ભાવનાઓવાળું જીવન જેઓ જીવે તેઓ યથાર્થ ધર્મી છે.

૩૬૬

શાસ્ત્રાદિનું પઠન એ દ્રવ્યજ્ઞાન છે અને આત્મસ્વરૂપનું જાણવું તે ભાવજ્ઞાન છે. સમ્યક્ત્વ વિના ભાવજ્ઞાન થતું નથી.

૩૬૭

વાચના (વાંચવું), પૃચ્છના (પૂછવું), પરાવર્તના (ફરી ફરી વિચારવું) અને ધર્મકથા (ધર્મવિષયની કથા) કરવી-એ ચાર દ્રવ્ય છે અને પાંચમી અનુપ્રેક્ષા એ ભાવ છે. પ્રથમના ચાર અનુપ્રેક્ષા (મનનરૂપ ઉપયોગ) ન આવે તો દ્રવ્ય રૂપ સમજવા.

જીવ-અજીવ આદિ તત્ત્વોનું જ્ઞાન પણ આત્મજ્ઞાન માટે જ છે. એટલે જીવાદિને જાણવું એ આત્મજ્ઞાનનું જ પ્રયોજન છે.

૩૬૮

ક્રિયા વગરનું જ્ઞાન અને જ્ઞાન વગરની ક્રિયા સફળ નથી, એટલે ક્રિયા હોય તો જ જ્ઞાન કહેવાય છે અને જ્ઞાન હોય

૩૬૮

તો જ ક્રિયા કહેવાય છે. બન્નેમાં ગૌણ-પ્રધાનભાવથી દશાનો ભેદ છે.

૩૬૯

જ્ઞાન અને ક્રિયાથી મોક્ષ થાય છે. તે બન્નેમાંથી એકનો પણ નિષેધ કરનાર મોક્ષનો સાધક થઈ શકતો નથી, કારણ કે-ક્રિયા એ વીર્યની વિશુદ્ધિરૂપ છે અને જ્ઞાન એ ચેતનાની વિશુદ્ધિરૂપ છે, જ્યારે ચેતના અને વીર્યની વિશુદ્ધિ થાય છે, ત્યારે જ સર્વ સંવરરૂપ મોક્ષ થાય છે.

૩૭૦

સ્થૂલ મલિનતા ટાળવા માટે વ્યવહાર-ક્રિયા ઉપયોગી છે અર્થાત્ વૃત્તિઓમાં રહેલી સ્થૂલ મલિનતા ઉત્તમ વ્યવહારવાળા દાન, શીલ, તપ, જપ, વંદન, પૂજન, દયા આદિ ક્રિયાઓથી દૂર કરી શકાય છે, જ્યારે મનમાં રહેલી સૂક્ષ્મ મલિનતા વિવેકદૃષ્ટિવાળા વિચારથી વિશુદ્ધ કરી શકાય છે.

૩૭૧

જેઓ મોક્ષને પામ્યા છે, પામે છે અને પામશે, તે સર્વ પ્રથમ શુદ્ધ વ્યવહારનું આલંબન લઈને પછી નિશ્ચયના આશ્રયવડે પામ્યા છે. શુદ્ધ વ્યવહાર વિના નિશ્ચયની ઉત્પત્તિ હોતી નથી.

૩૭૨

સંયમ-આચરણ ચારિત્ર એ વ્યવહારરૂપ છે અને સ્વરૂપાચરણ ચારિત્ર એ નિશ્ચયરૂપ છે.

૩૭૩

જ્ઞાનીઓએ જેટલી ધર્મક્રિયાઓ-આચરણાઓ બતાવી

છે, તે સર્વ એક આત્મસ્વરૂપની પ્રાપ્તિ અર્થે જ બતાવી છે, છતાં અધિકારભેદે સાધનાઓ પણ ભિન્ન ભિન્ન હોય છે.

૩૭૪

સાધ્ય તે મોક્ષ, સાધન તે સમિતિ ગુપ્તિ અને સાધક તે આત્મા જાણવો; એટલે સમિતિગુપ્તિરૂપ સાધન વડે સાધ્ય જે મોક્ષ તેની સિદ્ધિ થાય છે સમિતિગુપ્તિમાં સર્વ કાંઇ ચરણકરણ-સિત્તરી આવી જાય છે.

૩૭૫

જૈનધર્મમાં જે આટલા બધા પર્વો તથા ઉત્સવો કહ્યાં છે, તેનો હેતુ માત્ર એ જ કે-ધર્મની મહાન્ ભાવનાઓ લોકો સમજી શકે અને તેને ક્રિયામાં મૂકી ક્રમે ક્રમે નિજસ્વરૂપની પ્રાપ્તિ કરી શકે.

૩૭૬

'तमेव सच्चं निस्संकं जं जिणेहिं पवेइयं'—શ્રી જિનેશ્વરદેવે કહ્યું તે જ સાચું અને શંકા વિનાનું છે.' આત્માના આવા પરિણામનું નામ સમ્યક્ત્વ કહેવાય છે. આ ગુણ અનંતાનુબંધી કષાય વિગેરે સાત પ્રકૃતિઓના ક્ષયોપશમ, ઉપશમ અથવા ક્ષયથી પ્રકટ થાય છે, એમ થયા વિના વસ્તુતઃ આ ગુણ પ્રગટતો નથી.

૩૭૭

સમ્યગ્જ્ઞાન કહો કે આત્મજ્ઞાન કહો, તે આત્માનું ખરૂં હિત સાધી શકે છે. જ્યારે એવી સાચી કરણી આત્મા સાથે એક રસ થાય છે, ત્યારે તે જલ્દી જીવને જન્મ-મરણના દુઃખથી મુક્ત કરાવી શકે છે. જેમ જળમાં જળનો રસ સાથે જ મળીને રહે છે, તેમ જ્ઞાનમાં સાચી કરણી પણ સાથે જ મળીને રહે છે.

૩૭૮

મોક્ષાભિમુખ આત્માઓ પોતાના જ્ઞાનનો ઉપયોગ સમભાવની પુષ્ટિમાં કરે છે પણ સાંસારિક વાસનાની પુષ્ટિમાં કરતાં નથી, જેથી તેમનું જ્ઞાન અલ્પ હોય તો પણ સમ્યગ્દર્શનપૂર્વકનું હોવાથી સત્ય જ્ઞાન છે; તેથી ઉલટું સંસારાભિમુખ આત્માનું જ્ઞાન ગમે તેટલું વિશાળ અને સ્પષ્ટ હોવા છતાં સાંસારિક વાસનાનું પોષણ કરનાર હોવાથી મિથ્યાજ્ઞાન-અજ્ઞાન કહેવાય છે.

૩૭૯

સમ્યગ્દષ્ટિ આત્મા જો અન્ય દર્શનના વેદાંતાદિ કોઈ પણ ગ્રંથોને વાંચે તો તેને સમ્યક્રૂપે પરિણમે છે, કારણ કે-તેવો પુરુષ તે તે ગ્રંથોમાંથી હેય, જ્ઞેય ને ઉપાદેયના વિભાગ સ્વરૂપને સમજે છે; અને શ્રી જિનેશ્વરના અથવા ગમે તેના ગ્રંથો જો મિથ્યાદષ્ટિ વાંચે તો તે તેને મિથ્યારૂપે પરિણમે છે. કારણ કે તેની દષ્ટિ મિથ્યા રૂપે પરિણામ પામેલી છે.

૩૮૦

દૃષ્ટિવિષ ગયા પછી ગમે તે શાસ્ત્ર, ગમે તે અક્ષર, ગમે તે કથન તથા ગમે તે વચન પ્રાયઃ અહિતનું કારણ થતું નથી.

૩૮૧

આત્મશ્રદ્ધાને સ્થિર રાખનાર દ્રવ્યાનુયોગ અર્થાત્ તત્ત્વજ્ઞાન-તત્ત્વબોધ જ છે. અનેક ઉપયોગી વિષયો ચર્ચવા ઉપરાંત શ્રદ્ધાને સ્થિર રાખનાર દ્રવ્યાનુયોગ ઉપયોગી છે.

૩૮૨

દ્રવ્યાનુયોગમાં બાહ્ય વસ્તુ અને આત્મિક વસ્તુઓનો

અરસપરસ સંબંધ, એકબીજા ઉપર થતી તેની અસર અને તેઓનું વાસ્તવિક સ્વરૂપ બતાવવામાં આવેલું હોય છે.

૩૮૩

આત્મશ્રદ્ધા સુદૃઢ થવાને સહેલો અને સર્વોત્તમ ઉપાય આત્મજ્ઞાની-સદ્‌ગુરુમુખે સમ્યગ્‌જ્ઞાનના ભંડાર સમા શ્રી જિનાગમોનું શ્રવણ કરવું એ જ છે. આજ કારણે બુદ્ધિના આઠ ગુણોમાં શુશ્રૂષા ગુણને વધુ વજન આપવામાં આવ્યું છે.

૩૮૪

શ્રદ્ધાની સાથે જો શુશ્રૂષાદિ ગુણો ભળે તો જ શ્રદ્ધાની સ્થિરતા અને દૃઢતા રહે છે, પરંતુ એકલી બુદ્ધિ કાર્યકર નિવડતી નથી. શ્રદ્ધાની મુખ્યતા અને બુદ્ધિની ગૌણતા સમજવી.

૩૮૫

જ્યાં સુધી ભગવાન શ્રી જિનેશ્વરદેવની આજ્ઞા માનવામાં ન આવે, ત્યા સુધી સમકિતની પ્રાપ્તિ થતી નથી. પ્રભુ અત્યારે વિદ્યમાન નથી, પરંતુ તેમના ભાખેલાં સૂત્રો મોજુદ છે. તે સૂત્રોમાં પ્રભુએ કહ્યું છે, તે મુજબ જો આપણે માનીએ-શ્રદ્ધિએ તો જ પ્રભુની આજ્ઞા માની કહેવાય અને તો જ સમકિત પ્રાપ્તિને યોગ્ય બની શકાય.

૩૮૬

માનવું અને પાળવું-એ બે વસ્તુ એક નથી. માનવું એટલે પાળવાની હાર્દિક ભાવના અને પાળવું એટલે અસ્ખલિત જીવન ગાળવું. આ ભાવના ત્યારે જ ટકી શકે કે જ્યારે શ્રદ્ધાભાવિત હૃદય હોય.

૩૮૭

દુનિયાના તમામ ધર્મશાસ્ત્રોમાં પારદર્શિતા મેળવવામાં આવે પણ જો પોતાના કર્તવ્યો સમજવામાં ન આવે, પોતાનું ખરૂં ધ્યેય ધ્યાનમાં લેવામાં ન આવે, પોતાની દૃષ્ટિ આત્મસ્વરૂપને અભિમુખ કરવામાં ન આવે, તો તે ગમે તેટલી વિદ્વત્તા–ગમે તેટલી શાસ્ત્રપારદર્શિતા પણ ફોગટ છે.

૩૮૮

પદાર્થોનું જ્ઞાન સારામાં સારૂં હોય, પુસ્તકોનો અભ્યાસ વિશાળ હોય; પણ જ્યાં સુધી તત્ત્વને તત્ત્વ તરીકે સ્વીકારવા જેટલી ઋજુતા જેઓના અંતરમાં જન્મી નથી, ત્યાં સુધી તેઓનું જ્ઞાન જ્ઞાન તરીકે જગતના વ્યવહારોમાં સંબોધાવા છતાં વાસ્તવિક રીતિએ એ જ્ઞાન અજ્ઞાન બની રહે છે; એટલે કે વસ્તુપરિચ્છેદક બની શકતું નથી.

૩૮૯

જે વાંચવાથી, જે સમજવાથી તથા જે વિચારવાથી આત્મા વિભાવથી, વિભાવના કાર્યોથી અને વિભાવના પરિણામથી ઉદાસ ન થયો, વિભાવનો ત્યાગી ન થયો, વિભાવના કાર્યોનો અને વિભાવના ફળનો ત્યાગ ન થયો; તે વાચવું, તે વિચારવું અને તે સમજવું અજ્ઞાન છે. વિચારવૃત્તિ સાથે ત્યાગવૃત્તિ ઉત્પન્ન કરે તે જ વિચાર સફળ છે.

૩૯૦

જે વિદ્યાથી જીવ કર્મ બાંધે છે, તે જ વિદ્યાથી જીવ કર્મ છોડે છે, તે જ વિદ્યા સંસારી હેતુના પ્રયોગે વિચાર કરવાથી કર્મબંધ કરે છે અને તે જ વિદ્યા આત્મા આદિ દ્રવ્યનું સ્વરૂપ સમજવાના પ્રયોગથી વિચાર કરે તો કર્મ છોડે છે.

૨૯૧

ગમે તેવી વિશાળ બુદ્ધિ હોય પણ જો આત્મતત્ત્વની શ્રદ્ધા ન હોય, તો તેવી લુખ્ખી બુદ્ધિથી સત્ય સુખ પ્રાપ્ત થતું નથી.

૩૯૨

મન જો આત્માભિમુખ ન થયું તો ભણવું-ગણવું સર્વ વ્યર્થ છે. આત્મા સાથે પ્રીતિ થયા વિના પરથી-પુદ્દગલ ભાવથી પ્રીતિ છૂટતી નથી, અર્થાત્ આત્મધર્મમાં રુચિ થયા વિના પુદ્દગલ ઉપર થતી મમતા ત્યાગી શકાતી નથી.

૩૯૩

વૈરાગ્યપૂર્વક કરવામાં આવેલો વિચાર જ સફળ થાય છે, પણ રાગવાળાએ કરેલો વિચાર સફળ થતો નથી. જે સુબુદ્ધિવાળા પુરુષને દિવસે દિવસે સંસારના સુખોની લાલસા પાતળી થતી હોય, તે પુરુષનો વિચાર ફળદાયક થાય છે.

૩૯૪

જ્યાં સુધી ચિત્તને વૈરાગ્યવાસિત કરવાનો વારંવાર અભ્યાસ પાડવામાં આવતો નથી, ત્યાં સુધી તે અસ્થિર અવસ્થામાં રહી આધ્યાત્મિક માર્ગ તરફ વલણ પકડતું નથી અને તેથી જીવ બહિરાત્મભાવમાં વર્ત્યા કરે છે.

૩૯૫

વૈરાગ્ય અને અભ્યાસથી ચિત્તવૃત્તિનો નિરોધ થઈ શકે છે. વિષયમાં આસક્તિ નહિ રાખવી તેનું નામ વૈરાગ્ય અને વિષય તરફ જતાં મનને વારંવાર રોકી તેને પરમ તત્ત્વમાં જોડવું તેનું નામ અભ્યાસ.

૩૯૬

વૈરાગ્ય વિષયનો મુખ્ય ઉદ્દેશ સ્વ વસ્તુ ઓળખાવવાનો, તેના ઉપર પ્રેમ ઉત્પન્ન કરાવવાનો અને પરવસ્તુ કઈ છે તેને શોધી તેની સાથેનો સંબંધ ઓછો કરાવી ધીમે ધીમે તે તોડી નાંખવાનો હોય છે.

૩૯૭

વૈરાગ્ય વિનાનું જ્ઞાન આત્માની પરમાત્મ-દશા પ્રગટાવી શકતું નથી. પ્રથમ સાધનદશામાં વૈરાગ્યથી ભેદજ્ઞાનની પુષ્ટિ થાય છે અને ભેદ-જ્ઞાનથી સ્વ-પરનો ભેદ ભાસે છે અને તેથી આત્મા સંવરભાવમાં રમે છે.

૩૯૮

વિવેક તથા વૈરાગ્ય આદિ સાધનોથી તીક્ષ્ણ કરેલી અને સુખ-દુઃખાદિક સહન કરવામાં ધીરજવાળી બુદ્ધિથી આત્માના તત્ત્વનો સારી પેઠે વિચાર કરનાર પુરુષ નિજ-સ્વરૂપને પ્રાપ્ત કરે છે.

૩૯૯

પર્યાયદૃષ્ટિ વિરક્તભાવ ઉત્પન્ન કરવાને ઉપયોગી છે, જ્યારે દ્રવ્યદૃષ્ટિ સ્વસ્વરૂપમાં સ્થિરતા કરવાને અદ્વિતીય કારણ છે.

૪૦૦

અધ્યાત્મશાસ્ત્ર 'પોતે કોણ છે? તેનું સ્વરૂપ શું? તેનો વિષય-કષાયાદિ સાથે સંબંધ કેવો છે?, શા કારણથી છે?, કેટલા વખત સુધીનો છે? આત્માનું સાધ્ય શું છે?, તે કેમ અને ક્યારે પ્રાપ્ત થાય?' વિગેરે વિષયો ચર્ચે છે. અધ્યાત્મશાસ્ત્રનો ઉદ્દેશ વૈરાગ્ય ઉત્પન્ન કરાવવાનો જ છે, જેથી એની જિજ્ઞાસાવૃત્તિ સર્વ મુમુક્ષુઓને હોવી જોઈએ.

૪૦૧

જે પુસ્તકો-ગ્રંથો આપણને સૌથી વિશેષ ઉત્સાહ આપે, જે આત્માને ઉન્નત થવાને સૌથી વિશેષ નિશ્ચયવાળા બનાવે તથા જે પારમાર્થિક ચિંતન અને આચરણમાં જોડવાને પ્રેરક હોય, તે જ ઉત્તમ ગ્રંથો છે.

૪૦૨

જો આપણે જ્ઞાન અને ચારિત્રનો વિકાસ કરવો હોય તો જ્ઞાનવર્ધક ગ્રંથો અને ઉત્તમ ચરિત્રો ધ્યાનપૂર્વક વાંચવા જોઈએ તથા તેમાંથી નીતિ અને આધ્યાત્મિકતાને વર્તનમાં ઉતારી જીવનમાં મેળવી લેતાં શીખી લેવું જોઈએ.

૪૦૩

જો વાંચન પરિચય, નિદિધ્યાસન હોય, તો તેમાંથી કાંઈ ને કાંઈ સમજવાનું વિચારવાનું, આદરવાનું અને મનન કરવાનું જરૂર મળી આવે છે.

૪૦૪

જ્યારે મનનની ટેવ પડે છે, ત્યારે જ વસ્તુ-રહસ્ય સમજાય છે. મનન કર્યા વગર વસ્તુસ્થિતિ સમજાતી નથી, આત્મજાગૃતિ સ્ફુરાયમાન થતી નથી અને વાંચેલો વિષય અંતરંગમાં જરા પણ અસર કર્યા વગર ઉપર ઉપરથી ચાલ્યો જાય છે.

૪૦૫

પોતાની રુચિ વડે પોતાની બુદ્ધિથી જ વિચાર કરીને જ્યાં સુધી જાણવા યોગ્ય વસ્તુ જાણી ન હોય, ત્યાં સુધી તે વસ્તુ સમજાતી નથી.

૪૦૬

ભાષા ગમે તે હોય, પરંતુ જેમાં અધ્યાત્મ-નિરૂ-

પણુનો વિષય હોય અને અનુભવનો રસ ભરેલો હોય, તો તેને ગંભીર સમજવી જોઇએ.

૪૦૭

આત્માર્થ સિવાય શાસ્ત્રની જે જે પ્રકારે જીવે સ્વેચ્છાએ માન્યતા કરી છે, તે સર્વ શાસ્ત્રીય અભિનિવેશ છે.

૪૦૮

જેઓ શાસ્ત્રકારોએ ગોઠવેલા અનુક્રમે નહિ ચાલતાં ગમે તે રીતે સ્વચ્છંદે વર્તવા માંડે છે, તે જરૂર નિષ્ફળ અને ઉભયભ્રષ્ટ થાય છે.

૪૦૯

એક માણસના હાથમાં ચિંતામણિ આવ્યો હોય, પણ જે તેની ઓળખાણ ન પડે તો નિષ્ફળ છે અને જો ઓળખાણ પડે તો સફળ છે, તેમ જીવને ખરા જ્ઞાનીની ઓળખાણ પડે તો સફળ છે.

૪૧૦

ઇષ્ટ વસ્તુમાં મનાતું સુખ જેમ ક્ષણિક છે, તેમ અનિષ્ટ સંયોગોથી થયેલું દુઃખ પણ ક્ષણિક છે, એવી માન્યતા દૃઢ થયા પછી જ વાસ્તવિક સમતાભાવ સ્થિરપણાને પામે છે.

૪૧૧

જ્યાં સુધી બહિર્મુખવૃત્તિ હોય છે ત્યાં સુધી સર્વ પ્રકારની વિદ્યાનો અભ્યાસ પણ પરિભ્રમણ હેતુ છે, કારણ કે-તત્ત્વને તત્ત્વસ્વરૂપે જાણ્યા સિવાય સંસારનો પાર આવતો નથી.

૪૧૨

રાગ-દ્વેષના પરિણામની મંદતા અને આત્મામાં મનની સ્થિરતા વડે જે જે અંશે આત્મરમણતા થાય અને મનની અમુક સાધનો વડે એકાગ્રતા થાય, તેને અંતર્મુખવૃત્તિ કહેવાય છે. આત્માભિમુખવૃત્તિને અંતર્મુખવૃત્તિ કહેવામાં આવે છે.

૪૧૩

સંયમના બાહ્ય હેતુઓનું અવલંબન પણ અંતર્મુખવૃત્તિ માટે જ છે. પ્રભુપૂજા-ભક્તિ, ગુરુનું અવલંબન, પ્રતિક્રમણ, પ્રતિલેખના, તીર્થયાત્રા વિગેરેનો મુખ્ય ઉદ્દેશ અંતર્મુખવૃત્તિ પ્રાપ્ત કરવાનો છે. ધાર્મિક ક્રિયાના રહસ્યોને જાણ્યા વિના અંતર્મુખવૃત્તિનો પ્રયત્ન સંપૂર્ણપણે સિદ્ધ થતો નથી.

૪૧૪

શાસ્ત્રોનું વાંચન અને મનન જેમ જેમ વિશેષ કરવામાં આવે, તેમ તેમ અંતર્મુખવૃત્તિ વિશેષ પ્રકારે ખીલતી જાય છે.

૪૧૫

જૈનદર્શનમાં અનંતજ્ઞાની પરમાત્માએ આત્માને તરવાના અનેક સાધનો બતાવ્યાં છે. તેમાંનાં જે સાધનથી સાધ્યનું સામીપ્ય થાય, સાધ્યનું દર્શન થાય અને સ્વ-અધિકાર મુજબ સમ્યગ્નિર્વહન થઇ શકે, તે સાધન સાધકને ઉપકારક છે.

૪૧૬

અધ્યાત્મરૂપી રથ શુદ્ધ જ્ઞાન અને શુભ ક્રિયારૂપી બે પૈડાથી ચાલે છે, શુદ્ધ જ્ઞાન અને શુદ્ધ ક્રિયા-એ બે અંશો સિવાય અધ્યાત્મનો નિર્વાહ થઇ શકતો નથી.

૪૧૭

સમ્યગ્જ્ઞાન-આત્મજ્ઞાન થવાથી આત્મા જ પ્રિય લાગે છે અને તેનું જ્યાં સુધી જ્ઞાન થયું નથી, ત્યાંસુધી જડપૌદ્ગલિક વસ્તુ પ્રિય લાગે છે.

૪૧૮

મોહદૃષ્ટિના ત્યાગથી અને અંતરદૃષ્ટિના પ્રગટીકરણથી આત્માનું યથાર્થ સ્વરૂપ ભાસે છે.

૪૧૯

પરમાત્મદશા સાધ્ય છે, અંતરાત્મા સાધક છે અને બહિરાત્મભાવ ત્યાગ કરવા યોગ્ય છે.

૪૨૦

આત્મા અને પરમાત્મા વિષે જે વિવાદ છે, તે ભેદ બુદ્ધિથી કરેલો છે. જ્ઞાની ધ્યાનરૂપી સંધીથી એ વિવાદને દૂર કરી આત્મા અને પરમાત્માનો મેળ કરી બતાવે છે.

૪૨૧

આ જગતમાં જીવને બંધન કરનાર વિષયો અને દુઃખો છે, જે ચાર કષાયોમાંથી ઉત્પન્ન થાય છે. ધ્યાની પુરૂષ તેવા વિષયોથી અને દુઃખોથી બંધાતો નથી, કારણ કે-તેને આત્માદિ વિષે જ પ્રીતી-લીનતા છે.

૪૨૨

જેમ કુવાનાં જળની સિદ્ધિ આવકના ઝરણાં ઉપર રહેલી છે, તેમ કર્મોના ફળની સિદ્ધિ ઉંચા પ્રકારના ધ્યાનમાં રહેલી છે, એવું ધ્યાન જ પરમાર્થનું કારણ છે.

૪૨૩

જ્ઞાન, દર્શન, ચારિત્ર અને વૈરાગ્ય-એ ચાર ભાવનાથી પુરૂષ ધ્યાનની યોગ્યતાને પ્રાપ્ત કરે છે.

૪૨૪

ભગવંતની આજ્ઞા પ્રમાણે ધ્યાનનો શુદ્ધ ક્રમ માની, જે પુરૂષ તેનો અભ્યાસ કરે છે, તે આત્માને જાણનારો થાય છે-આત્મજ્ઞાનને પામે છે.

૪૨૫

હંમેશાં ધ્યાન કરવાનો અભ્યાસ હોય તો મનનો નિગ્રહ થઇ શકે છે.

૪૨૬

જેમ જેમ ચિત્તનું શુદ્ધિપણું અને સ્થિરત્વ હોય છે, તેમ તેમ જ્ઞાનીના વચનોનો વિચાર યથાયોગ્ય થઇ શકે છે. સર્વ જ્ઞાનનું ફળ પણ આત્મસ્થિરતા થવી એ જ છે.

૪૨૭

જેણે યોગને ધારણ કર્યો નથી, મમતા હણી નથી, સમતાનો આદર કર્યો નથી અને તત્ત્વ જાણવાની ઇચ્છા કરી નથી, તે પુરૂષનો જન્મ શાસ્ત્રકાર નિરર્થક કહે છે.

૪૨૮

જિજ્ઞાસા અને તાત્વિક વિવેક એ બન્ને મમતાનો નાશ કરનારા છે.

૪૨૯

દેશમમત્વ, કુળ-જાતિમમત્વ, શિષ્યમમત્વ, પુત્રમમત્વ. વસ્ત્રમમત્વ, સ્થાનમમત્વ, અને ભક્તમમત્વ, ઇત્યાદિ કેવળ મમત્વોમાં બંધાયેલો જીવ કર્મપાશથી છૂટી શકતો નથી.

૪૩૦

'હું અને મારૂં'-એવો અભ્યાસ જ્યાં સુધી છે, ત્યાં સુધી મનની સ્થિરતા થતી નથી બાહ્ય પદાર્થોની વાસના

જ્યાં સુધી છે, ત્યાં સુધી મનમાં સંકલ્પ-વિકલ્પ થયા જ કરે છે.

૪૩૧

પ્રાણીઓના મનરૂપી ગાઢા વનમાં શુભ તથા અશુભ-રૂપી મોટા કાંઠાઓવાળી વાસનારૂપી નદી સર્વદા પ્રબળ વેગથી ચાલી જાય છે.

૪૩૨

વાસનાથી ઘેરાયેલું ચિત્ત સંસારમાં રહેલું છે અને તે જ જો વાસનાઓથી રહિત થાય, તો જીવન-મુક્ત કહેવાય છે.

૪૩૩

નિરંતર સંસારરૂપ પ્રવાહમાં પડેલો તથા અવિદ્યા-રૂપી નદીમાં તણાતો માણસ શાસ્ત્ર તથા સજ્જનના સમા-ગમ વિના તરવાને સમર્થ થઈ શકતો નથી, સત્સંગ અને શાસ્ત્રના સમાગમથી વિવેકને લીધે 'અમુક વસ્તુનો ત્યાગ કરવો તથા અમુક વસ્તુનું ગ્રહણ કરવું જોઈએ'-એવો પુરુષને વિવેક થાય છે.

૪૩૪

મનુષ્યોને સંતોષ, સાધુઓનો સંગ, સદ્વિચાર અને શમ એ જ સંસારરૂપી સમુદ્રમાંથી તરવાના ઉપાયો છે. સંતોષ પરમ લાભરૂપ છે, સત્સંગ પરમ ગતિરૂપ છે, સદ્વિચાર પરમ જ્ઞાનરૂપ છે અને શમ પરમ સુખરૂપ છે. સંસારને ભેદવાના એ ચાર ઉપાયોનો જેઓએ અભ્યાસ કર્યો હોય, તેઓ મોહરૂપી જળવાળા સંસારરૂપી સમુદ્ર-માંથી તરી ગયા સમજવા.

૪૩૫

જેના મનમા સંવેગ થયો હોય છે, તે અનાસક્તિથી કર્તવ્ય કર્મોને કરતો છતાં નિર્લેપ રહી શકે છે. સંવેગ થયા વિના દેહાધ્યાસ ટળતો નથી તથા પોતાના નામ અને રૂપ· માંથી અહંતા મમતાધ્યાસ ટળતો નથી; અને તેમ સંવેગ પ્રાપ્ત થયા વિના આત્મિક સુખનો નિશ્ચય થતો નથી

૪૩૬

સંવેગ એ કાંઇ બજારમાં મળતી ચીજ નથી, પણ આત્મપરિણામ વિશેષ જ છે. સંસાર ઉપર નિર્વેદ (સાચો કંટાળો) થવો અને મોક્ષ ઉપર ખરેખર અનુરાગ થવો તે જ સંવેગ છે.

૪૩૭

જ્ઞાન વિના મોક્ષ નથી, વૈરાગ્ય વિના જ્ઞાન નથી, વિચાર (આત્મવિચાર) વિના વૈરાગ્ય નથી અને સ્થિરતા વિના વિચાર નથી.

૪૩૮

સંસારના સર્વ પાપો કેવળ અજ્ઞાનતાથી પ્રગટે છે. એ અજ્ઞાનતા-એ અંધકાર આત્માના અવિકાસની અવસ્થા છે. જ્યાં સુધી અજ્ઞાનતાના પાપનું દમન કરવામાં નહિ આવે, ત્યાં સુધી આત્મિક આનંદની પ્રાપ્તિ કોઇ વખત નહિ જ થાય.

૪૩૯

જ્ઞાનનું ફળ ઉદાસીનતા છે. એટલે જ્યારે જ્ઞાન પ્રાપ્ત થાય છે, ત્યારે મનુષ્યને સંસારથી ઉદાસીનભાવ વર્તે છે.

૪૪૦

વસ્તુને વસ્તુગતે જોઇને આત્મભાવે રહેવાની સમવૃત્તિને ઔદાસીન્યભાવ કહેવાય છે.

૪૪૧

વિધિનું કથન, વિધિ ઉપર રાગ, વિધિમાર્ગનું સ્થાપન, વિધિની ઇચ્છા અને અવિધિનો નિષેધ એ શાસ્ત્રની ભક્તિ અને ઉત્કૃષ્ટ સિદ્ધાંત છે.

૪૪૨

સ્વાધ્યાય એટલે સ્વનો અધ્યાય–આત્માના સ્વરૂપનું ચિંતવન. 'હું કોણ છું?. મારૂં સ્વરૂપ શું?, મારું કર્તવ્ય શું? મારું સાધ્ય શું?' આવા વિચારો કરવા કે આત્માના સ્વરૂપને લગતું વાંચન કરવું, તે સ્વાધ્યાય છે.

૪૪૩

જ્ઞાની ભગવંતો કહે છે કે શક્ય કાર્યનો આરંભ કરવો અને શુદ્ધ પક્ષનો સ્વીકાર કરવો, તેનાથી ઉલટો અશક્ય કાર્યનો આરંભ અને અશુદ્ધ પક્ષનો સ્વીકાર કરવો,–એ આત્મવિડંબનારૂપ હોઇ અહિતકર છે.

૪૪૪

જેમ જેમ રાગ–દ્વેષનો ઉપશમભાવ થાય છે, તેમ તેમ ન્યાયપ્રિયતા ખીલતી જાય છે. ન્યાયપ્રિય મનુષ્ય સત્ય ધર્મને ગ્રહી શકે છે અને અસત્યનો ત્યાગ કરી શકે છે. જે મનુષ્ય ન્યાયપ્રિય હોતો નથી તે રાગ–દ્વેષના પક્ષપાતમાં પડે છે.

૪૪૫

જે પરમાર્થનો સાધક થાય તે જ સદ્વ્યવહાર છે અને જે પરમાર્થનો બાધક થાય તે અસદ્વ્યવહાર છે. સમસ્ત જિનવાણી પણ પરમાર્થ સાધક વ્યવહારના વિવરણરૂપ છે. એટલે પરમાર્થમૂળ જિનવચનસાપેક્ષ જે વ્યવહાર છે તે

સાચો વ્યવહાર છે, બાકી વચનનિરપેક્ષ વ્યવહાર જે હોય તેને સત્ય વ્યવહાર કહી શકાય નહિ.

૪૪૬

મનુષ્યજન્મની સાર્થકતા બે વસ્તુઓ ઉપર આધાર રાખે છે, તેમાં પહેલી વસ્તુ બુદ્ધિ છે અને બીજી વસ્તુ કર્તવ્યપાલન છે. બુદ્ધિથી કર્તવ્યોની શોધ કરવામાં આવે છે. બુદ્ધિના અજમાવ્યા વગર કર્તવ્યો પર પ્રકાશ પડતો નથી અને કર્તવ્યો સમજ્યા વગર કર્તવ્યપાલન બની શકતું નથી.

૪૪૭

મોહનો વિનાશ તત્ત્વચિંતન કરવાથી થાય છે. તત્ત્વચિંતન એ જ કે-સંસારસમુદ્રની નિર્ગુણતા (વિચિત્રતા, નિઃસારતા, દુઃખરૂપતા) અને જગત્ તથા આ સુખ-દુઃખ શું છે? એ સંબંધી વિચારણા કરવી, તેમ જ આત્મા અને જડ-પૌદ્ગલિક પદાર્થોનું પૃથક્પણું વિચારવું.

૪૪૮

જો દુઃખને ટાળવું હોય અને સાચા સુખને પ્રાપ્ત કરવું હોય, તો પરવસ્તુને પરવસ્તુ તરીકે યથાસ્થિત સમજી સ્વવસ્તુને આત્મસાત્ કરવી જોઇએ, અર્થાત્ આત્મસ્વભાવ તરફ દૃષ્ટિ કરવી જોઈએ.

૪૪૯

એક આત્મા સિવાય-આત્માના ગુણો સિવાય જગતમાં જેટલી દૃશ્યમાન વસ્તુઓ છે, તે તે બધી પરવસ્તુઓ છે.

૪૫૦

દુઃખમાં પ્રસન્નતાનો અનુભવ કરવો અને સુખને સમાન દૃષ્ટિએ-મધ્યસ્થપણે વેદવું, એ જ જ્ઞાનીઓનો ઉપદેશેલો માર્ગ છે.

૪૫૧

દરેક કાર્યની ઉત્પત્તિ તે તે વસ્તુના કાળ, સ્વભાવ, નિયતિ, ઉદ્યમ અને કર્મ-એ પાંચ કારણોને આભારી છે.

૪૫૨

સંસારરૂપ સમુદ્રને તરવાના ઉપાયરૂપ ચારિત્રરૂપી વહાણ છે, પણ તેમાં કર્મોના આશ્રવરૂપ છિદ્રો ન પડે તેની સતત સાવધાની રાખવી પડે છે.

૪૫૩

જૈનધર્મની ટૂંકી વ્યાખ્યા એટલી જ, કે જેમાં સ્યાદ્વાદ-અનેકાન્તવાદ રહેલો છે, કોઇનો પણ પક્ષપાત નથી અને સર્વથા અવિરુદ્ધ-અવિસંવાદી છે; તે ધર્મ શ્રી જૈનધર્મ છે.

૪૫૪

સ્વયં સત્યવાદી ન બનવું એ જેટલો ગુન્હો છે, એના કરતાં પણ જેઓ સત્યવાદી છે, એમના પ્રત્યે અસદ્ભાવ ધારણ કરવો એ મોટો ગુન્હો છે અને એ અસદ્ભાવ થાય એવું પ્રવર્તન કરવું એ તેથી પણ મોટો ગુન્હો છે.

૪૫૫

સત્યવાદી પ્રત્યે બહુમાન ધારણ કરે તો અસત્યવાદી જીવ પણ સત્યવાદી થઇ શકે છે, પણ જ્યાં સુધી સત્યવાદી પ્રત્યે અસદ્ભાવ ધારણ કરવામાં આવે છે, ત્યાં સુધી કોઇ પણ જીવ કદિ પણ સત્યવાદી બની શકતો નથી.

૪૫૬

જુદા જુદા અનુયાયીઓ, જુદા જુદા સંપ્રદાયો અને જુદા જુદા દાર્શનિક વિચારો ધરાવતા હોય તોય, જો તેઓ સદ્-

વિચાર અને સદાચરણ, સહિષ્ણુતા, ઉદારતા, સુશીલતા અને સભ્યતા, તેમ જ પવિત્ર વર્તન-પ્રવર્તનથી પોતાનો જીવનવિકાસ સાધી રહ્યા હોય, અને મુમુક્ષુ ભાવ ધારણ કરતા હોય તો તે બધા ભિન્ન ભિન્ન સંપ્રદાયના છતાં તે બધા પરમેશ્વરના સેવકો છે.

૪૫૭

જેઓએ ઇંદ્રિયોનો જય કરી ક્રોધનો જય કર્યો છે, ક્રોધનો જય કરી મનનો જય કર્યો છે અને મનનો જય કરી જેમના આશય શુભ થઇ ગયા છે અર્થાત્ જેમનાં હૃદય પૂર્ણ પવિત્ર છે, એવાં મહાનુભાવ પુરુષો જુદા જુદા ધર્મમાર્ગે પણ પરમાત્મગતિ પ્રાપ્ત કરી શકે છે.

૪૫૮

ખરેખર સર્વ મુમુક્ષુઓ પરમેશ્વરરૂપી સેવ્યના સેવકો છે. તેમાં કોઇ દૂરના સેવકો છે અને કોઇ પાસેના સેવકો છે દૂરના સેવકો પણ તેથી પરમાત્માના સેવક મટી જતા નથી.

૪૫૯

ધર્મના વિભાગો પડી શકતા નથી, પણ ધર્મના સાધનોના વિભાગો પડી શકે છે. પરમાત્મદશામાં કોઇનો પણ મતભેદ નથી, પરંતુ પરમાત્મદશા પ્રાપ્ત કરવાના ધર્મના સાધનોમાં-વ્યાપારોમાં મતભેદ હોય છે.

૪૬૦

સર્વ આસ્તિક દર્શન પારિણામિક ભાવે મુક્તિનો ઉપદેશ કરે છે અને નિઃસંશય છે, પણ યથાર્થદૃષ્ટિ-સમ્યગ્દૃષ્ટિ થયા વિના સર્વ દર્શનનું તાત્પર્યજ્ઞાન હૃદયગત થતું નથી.

૪૬૧

જો સત્સંગતિ, ધર્મશાસ્ત્રોનું વાંચન અને તત્ત્વમનન-

એ ત્રિપુટીનો અહર્નિશ સમાગમ રાખવામાં આવે, તો ગમે તેવા વિષમકાળમાં પણ મનુષ્યો પોતાની જિંદગીને પવિત્ર બનાવી શકે છે.

૪૬૨

સાંભળવા યોગ્ય તત્ત્વ સાંભળવાની ઉત્કટ ઇચ્છા, પરિહારને યોગ્યનો પરિહાર, સત્શાસ્ત્રનું શ્રવણ અને આત્મધર્મને વિષે સ્થિત એવા સત્પુરુષોને ઓળખી તેમની હૃદયથી પ્રશંસા કરવી-એ ચાર આત્માને પરમ હિતકારી છે.

૪૬૩

સત્પુરુષોની પ્રશંસા એ છે કે-ગુણવાન મહાત્માઓની ગુણવાન તરીકેની ઓળખાણપૂર્વક તેમને યથાયોગ્ય પ્રણામ-નમસ્કાર કરવા અને અંતઃકરણમાં પૂજ્યબુદ્ધિ ધારણ કરવી.

૪૬૪

દરિદ્ર મનુષ્ય જેમ ધનવાનને ત્યાં રહેલું સુવર્ણ જૂએ તથા સ્પર્શ કરે તો પણ ભાગ્યહિનને તે દ્રવ્યની પ્રાપ્તિ થઇ શકતી નથી, તેમ સચ્ચિદાનંદ સ્વરૂપવાળા આત્માનું શ્રવણ તથા મનન કર્યા છતાં પણ વૈરાગ્યરૂપ ભાગ્ય વિના વિષયીજનોને તે આત્માની પ્રાપ્તિ થઇ શકતી નથી.

૪૬૫

શાસ્ત્ર, ગુરુનો વિનય, શુભ ક્રિયા અને આવશ્યક-એ સર્વ વ્યવહારને વિષે નિપુણ પુરુષોએ સંવરના અંગરૂપ એટલે સાધનપણે કહ્યા છે, સાધન વિના સાધ્યની સિદ્ધિ થાય નહિ.

૪૬૬

પાણીમાં મીઠું જેમ એક રસ થઇ જાય છે, તેમ આત્મામાં મનનું ઐક્ય થવું તેનું નામ સમાધિ છે.

૪૬૭

કહેવું તે રૂપું અને કરવું તે સોનું, તેમ જ તેનો અનુભવ લેવો તે રત્નસમાન છે.

૪૬૮

આત્મપ્રસન્નતા 'સત્ત્વગુણ'નું ચિહ્ન છે, ઇન્દ્રિયજન્ય સુખ ભોગની ઇચ્છા એ 'રજોગુણ'નું ચિહ્ન છે અને અતિ દીનતા, ક્રોધી તીવ્ર કષાયો અને બીજાને પરિતાપ ઉપજાવવો એ 'તમોગુણ'નું ચિહ્ન છે.

૪૬૯

અધમાધમ પુરુષના લક્ષણ આ પ્રમાણે હોય છે. સાચા-સત્પુરુષને દેખી દ્વેષ ઉત્પન્ન થાય, તેનાં સાચા વચન સાંભળી નિંદા કરે, સાચી બુદ્ધિવાળાને દેખી રોષ કરે, સરળને મૂર્ખ કહે, વિનય કરનારને ખુશામતીઆ કહે, પાંચ ઇન્દ્રિયો વશ કરી હોય તેને ભાગ્યહીન. કહે, સાચા ગુણવાળાને દેખી રોષ-ઇર્ષા કરે, વિષયાસક્તિમાં લવલીન થાય અને નિત્ય વિકથા કરે, આવા જીવો અશુભ ગતિને પ્રાપ્ત કરે છે.

૪૭૦

પાશવીય-૧, ધર્માન્ધ-૨ વિવેકશૂન્ય-૩, શારીરિક-૪, સ્વાર્થ-૫, વૈકારિક-૬, અનાર્ય-૭, ઇન્દ્રજાલ-૮, વિષયપ્રેમ-૯, અવિવેક-૧૦, ચલ-૧૧, વ્યક્તિપ્રેમ-૧૨, સાધ્યશૂન્ય-૧૩, નૈતિક-૧૪, ક્ષણિક-૧૫, નિઃસાર-૧૬, ધર્મબીજ-૧૭, પૂર્વસંસ્કાર-૧૮, ગુણપ્રેમ-૧૯ અને આત્મિકપ્રેમ-૨૦. આ વીસજાતિના પ્રેમ છે. પ્રથમના સોલ સંસારવૃદ્ધિના હેતુ છે, જયારે ધર્મબીજ આદિ છેલ્લા ચાર પ્રેમ મુક્તિના ઉત્તરોત્તર

કારણરૂપ છે. ધર્મબીજ પ્રેમની સામાન્યથી માર્ગાનુસારી-પણાથી શરુઆત થાય છે અને વિશેષથી સમ્યક્ત્વથી શરુઆત સમજવી આ પ્રેમ સિવાય ધર્મની શરુઆત થતી જ નથી.

૪૭૧

મોક્ષ આપણું પરમ સાધ્ય હોવું જોઇએ, આપણે શુભ કાર્યો કરીએ છીએ તેનો તથા દાન, જ્ઞાન ક્રિયા, ઇન્દ્રિયોનું દમવું વિગેરેનો હેતુ શો? આ પ્રમાણે સવાલો પૂછતાં પૂછતાં છેવટે મોક્ષ પ્રાપ્ત કરવાનો હેતુ જ આવશે.

૪૭૨

આત્મા સર્વ વ્યાવહારિક ઉપાધિઓથી મૂકાઇ સ્થિરતામાં રહે, એ સ્થિતિ પ્રાપ્ત કરવાનું સર્વનું અંતિમ સાધ્ય છે, અને હંમેશને માટે અવિનાશી એવા મોક્ષસુખને પ્રાપ્ત કરવું એ પરમ સાધ્ય છે, તથા તેને માટે જ પ્રયાસ હોવો જરૂરી છે.

## (અનેકાંત-સ્યાદ્વાદ વિષયક)

૪૭૩

જે લોકના વ્યવહારમાં પ્રવર્તે તે જ વ્યવહાર યોગ્ય કહેવાય, લોકો ઉપાદેય પદાર્થોમાં પ્રવૃત્તિ અને હેય પદાર્થોથી નિવૃત્તિ શ્રુતજ્ઞાન દ્વારા જ કરે છે, માટે વ્યવહાર યોગ્ય શ્રુતજ્ઞાન હોવાથી તે જ અત્યંત લોકોપકારી છે.

૪૭૪

શ્રુતજ્ઞાનની ભાવનાથી આત્મજાગૃતિ, વિવેકદષ્ટિનો વિકાસ, અને બુદ્ધિ સૂક્ષ્મ પદાર્થોને સમજવાને લાયક બને

છે અને તેથી દ્રવ્ય ભાવ, અનેકાંતવાદ-એકાંતવાદ, કારણ-કાર્ય, નિશ્ચય-વ્યવહાર, ઉપાદાન-નિમિત્ત, નય-નિક્ષેપ, ગુણ-ગુણી, આધાર-આધેય, આવિર્ભાવ-તિરોભાવ, ગૌણતા-મુખ્યતા, જ્ઞાન-જ્ઞેય, ઉત્સર્ગ-અપવાદ, દ્રવ્ય-પર્યાય, ધ્યાતા-ધ્યેય, દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ આદિ વસ્તુઓને અનેક રીતે સમજી શકે છે. અને સર્વત્ર સાપેક્ષવૃત્તિએ વસ્તુ તત્ત્વનો વિચાર કરવાનું બળ આવે છે. સ્યાદ્વાદ દૃષ્ટિ પણ તેને જ કહેવાય છે. તેને લઇને દરેક પદાર્થો તથા દર્શનોના ભેદાનો અપેક્ષાએ સદ્ભાવ સમજી શકાય છે.

૪૭૫

જે જ્ઞાન વસ્તુના એક અંશને ઇતર અંશોના અપલાપ કર્યા વિના જણાવે તે નયશ્રુત છે. સ્વાભિપ્રેત અંશોને જણાવવાની સાથે ઇતર અંશોનો અપલાપ કરે તે દુર્નય શ્રુત છે અને વસ્તુના સમગ્ર અંશોને જણાવે તે સ્યાદ્વાદશ્રુત છે.

૪૭૬

દષ્ટાંત તરીકે ધર્મના ચાર પ્રકાર છે. દાન, શીલ, તપ અને ભાવ. તે ચારમાંથી કોઇ એકને જ ધર્મ તરીકે સ્થાપન કરવો તે નયશ્રુત છે. એકને ધર્મ તરીકે જણાવી ધર્મના બીજા અંશોનો નિષેધ કરવો તે દુર્નયશ્રુત છે. ક્રમશઃ ચારેને ધર્મ તરીકે વર્ણવવા તે સ્યાદ્વાદશ્રુત છે.

૪૭૭

હવે એ જ વાતને બીજી રીતે વિચારીયે. જેમકે-ધર્મને આરાધવા માટે અનુક્રમે ત્રણ ગુણોની અથવા ત્રણ તત્ત્વોની આવશ્યકતા છે. જેમકે જ્ઞાન, દર્શન અને ચારિત્ર અથવા

દેવ, ગુરુ અને ધર્મ. તેમાં કોઈ એકનો સ્વીકાર કરવો તે નય. એકનો સ્વીકાર કરતી વખતે ધર્મના બીજા અંગનો તિરસ્કાર કરવો તે દુર્નય. અને ત્રણેનો સ્વીકાર કરવો તે સ્યાદ્વાદ છે.

૪૭૮

જ્ઞાન એ મોક્ષનો માર્ગ છે એ વાકય સાચું છે, પણ એ એક જ મોક્ષમાર્ગ છે, એમ કહેવું તે સાચું નથી. જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ ત્રણે એકત્ર મળીને મોક્ષમાર્ગ થાય છે.

૪૭૯

તેવી જ રીતે દેવની પૂજા એ મોક્ષનો માર્ગ છે એ વાકય સાચું છે, પણ એ એક જ વાકય સાચું છે એમ નથી. ગુરુવંદન પણ મોક્ષનો માર્ગ છે, એ વાકય પણ સાચું છે અને ધર્મ પણ મોક્ષનો માર્ગ છે. એ ત્રણેનો મોક્ષના માર્ગ તરીકે સ્વીકાર કરવો તે સ્યાદ્વાદ છે.

૪૮૦

આજ વાતને વ્યાવહારિક દૃષ્ટિએ સમજવી હોય તો મોદકનું દૃષ્ટાંત છે. મોદક એ ઘી, ગોળ અને આટો એ ત્રણે વિધિપૂર્વક એકત્ર મળે ત્યારે થાય છે. એ ત્રણમાંથી કોઈ એકને મોદકનું કારણ કહેવું એ નય છે. એકને કારણ કહી બીજાં કારણોનો નિષેધ કરવો તે દુર્નય છે અને ત્રણેનું સ્થાપન કરવું તે સ્યાદ્વાદ છે.

૪૮૧

બીજું દૃષ્ટાંત ઘરનું છે. કોઈ પણ ઘર અથવા મકાન તેના પાયાની, ભીંતની અને છાપરાની અપેક્ષા રાખે છે.

ઘર માટે પાયાનો સ્વીકાર કરવો તે નય છે. પાયાનો સ્વીકાર કરવો પણ પાયા સિવાય બીજા કારણોનો ઇન્કાર કરવો તે દુર્નય છે અને ત્રણેનો સ્વીકાર કરવો તે સ્યાદ્વાદ છે.

૪૮૨

આ રીતે સ્યાદ્વાદ, નયવાદ અને દુર્નયવાદ પ્રત્યેક સ્થળે વિચારી શકાય છે.

૪૮૩

દુર્નયવાદ એ એકાંતવાદ છે, સ્યાદ્વાદ અનેકાંતવાદ છે અને નયવાદ એ અનેકાંતવાદનો જ એક અંશ છે.

૪૮૪

જૈનદર્શનમાં એકાંતવાદને મિથ્યા ઠરાવ્યો છે. મોક્ષમાર્ગમાં તે વિઘ્નભૂત છે, અનર્થકર છે, અસદ્ અભિનિવેશને તે પોષનાર છે.

૪૮૫

અનેકાંતવાદ મિથ્યા અભિનિવેશને ટાળનાર છે, મધ્યસ્થ પરિણતિને પોષનાર છે તથા મુમુક્ષુઓને સર્વ પ્રકારની વિરાધનાઓથી બચાવી આરાધનામાર્ગે ચઢાવનાર છે.

૪૮૬

નયવાદની ઉપયોગિતા પ્રવૃત્તિમાં દઢતાને લાવનારી છે. તથા સાચા કારણોનો સ્વીકાર કરી અન્ય પણ તેટલાં જ સાચા કારણોનો ઇન્કાર કરાવતા બચાવી લેનાર થાય છે. મુમુક્ષુઓને આ જ્ઞાન ઘણુંજ ઉપકાર કરનારૂં થાય છે.

૪૮૭

જૈન શાસ્ત્રકારોના અભિપ્રાય પ્રમાણે આ નયવાદ

અને સ્યાદ્વાદનું રહસ્ય-પૂર્ણજ્ઞાન નહિ થવાને લીધે જ જીવ અનાદિ કાળથી એકાંતવાદમાં તણાઇ આ ભવ અટવીમાં પરિભ્રમણ કર્યા કરે છે.

૪૮૮

એમાંથી જીવને બચાવી લેનારૂં સમ્યગ્ જ્ઞાન, નયવાદ અને સ્યાદ્વાદને તેના સાચા સ્વરૂપમાં વિસ્તારથી સમજાવનાર પૂર્વાચાર્યોના અનેક ગ્રન્થરત્નો આજે પણ મોજુદ છે. તેમાં શ્રી સિદ્ધસેન દિવાકરસૂરીશ્વરનો રચેલો "સમ્મતિતર્ક" ગ્રન્થ સૌથી મોખરે છે.

૪૮૯

બીજો શ્રી મલ્લવાદી રચિત 'નયચક્ર' છે. તે ઉપરાંત હરિભદ્રસૂરીશ્વરજી કૃત 'અનેકાંત જયપતાકા', 'શાસ્ત્રવાર્તા સમુચ્ચય' શ્રી વાદિદેવસૂરિજી રચિત 'પ્રમાણનયતત્વલોકાલંકાર', કલિકાલસર્વજ્ઞ શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય કૃત 'પ્રમાણમીમાંસા' તથા 'અન્ય યોગ વ્યવચ્છેદ દ્વાત્રિંશિકા' તથા તેના ઉપર રચાયેલી 'સ્યાદ્વાદમંજરી' નામની વૃત્તિ, તથા ઉપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી મ૦ વિરચિત શાસ્ત્રવાર્તા સમુચ્ચયની વૃત્તિ સ્વરૂપ સ્યાદ્વાદ કલ્પલતા તથા તેમનાજ રચેલા બીજા પણ 'નયપ્રદીપ' 'નય રહસ્ય', 'નયોપદેશ' તથા ઉપાધ્યાય શ્રી વિનયવિજયજી મ૦ કૃત નયકર્ણિકા ઈત્યાદિ નાનાં નાનાં પ્રકરણો અનેક છે.

૪૯૦

તે ઉપરાંત પૂ. ઉપા. શ્રી યશોવિ. મ૦ કૃત વીરસ્તવ નામનો ગ્રંથ કે જેમાં ૧૧૦ સંસ્કૃત સુરમ્ય ભાવવાહી કાવ્યો છે. અનેકાંતવાદને સમજવા માટે તે ગ્રંથ ખાસ મનનીય છે,

૪૯૧

ઉપરોક્ત ગ્રન્થોને ગુરુગમથી ભણવા અને સમજવા

માટે સાચા અંતઃકરણથી જેઓ પ્રયાસ કરે છે, તેઓને જ્ઞાનનો કોઇ નવો દિવ્ય પ્રકાશ પ્રાપ્ત થાય છે કે જે પ્રકાશમાં મિથ્યા અંધકાર નાશ પામે છે અને સમ્યગ્જ્ઞાનરૂપી ભાનુ સહસ્રકિરણો વડે અંતરમા અજવાળાં પાથરે છે.

૪૯૨

સમતાભાવની પ્રાપ્તિમાં, સમતાભાવને સ્થિર કરવા માટે તથા સમતા ભાવને પાર પામવા માટે 'સ્યાદ્વાદ'ની સમજણ ખૂબ જ જરૂરી છે તેથી અહીં નીચે સ્યાદ્વાદ વિષયક બીજા પણ વિવિધ સુભાષિતો રજૂ કરીએ છીએ.

૪૯૩

સર્વ જિનમતનું ચિહ્ન સ્યાદ્વાદ છે. 'સ્યાત્' પદનો અર્થ 'કથંચિત્' છે; માટે જે ઉપદેશ હોય તેને સર્વથારૂપ જાણી ન લેવો, પણ ઉપદેશના અર્થને જાણી ત્યાં આટલો વિચાર કરવો કે–આ ઉપદેશ કયા પ્રકારે છે?, કયા પ્રયોજન સહિત છે? અને કયા જીવને કાર્યકારી છે? ઇત્યાદિ વિચાર કરીને અર્થ ગ્રહણ કરવો.

૪૯૪

વિવિધ દૃષ્ટિબિન્દુઓ દ્વારા નિરીક્ષણ કર્યા વગર કોઇ વસ્તુ સંપૂર્ણ સ્વરૂપે સમજવામાં આવે નહિ. આ માટે સ્યાદ્વાદ ઉપયોગી અને સાર્થક છે: વસ્તુસ્વરૂપ જેવા પ્રકારનું હોય તેવી રીતિએ તેની વિવેચના કરવી જોઇએ.

૪૯૫

જ્યારે કોઇપણ પ્રકારનો પૂર્વગ્રહ બંધાઇ જાય છે, ત્યારે વિચારક ગણાતા સમર્થ આત્માઓ પણ સ્યાદ્વાદ પ્રધાન જૈનદર્શનની તત્ત્વવ્યવસ્થાને સમજી શકતા નથી અને પરિણામે વિપરીત ભ્રમણાઓમાં અટવાઇ મિથ્યાત્વના ગાઢ અંધકારમાં ડૂબી જાય છે.

૪૯૬

સ્યાદ્વાદ સિદ્ધાંતનો ઉદ્દેશ એ જ કે-કોઈ પણ સમજદાર વ્યક્તિ કોઇ વસ્તુના વિષયમાં સિદ્ધાંત નિશ્ચિત કરતી વખતે પોતાની પ્રમાણસિદ્ધ થતી પ્રામાણિક માન્યતાઓને ન છોડે; પરંતુ અન્યની પ્રામાણિક માન્યતાઓનો પણ આદર કરે.

૪૯૭

સ્યાદ્વાદ સિદ્ધાંત હૃદયની ઉદારતા, દૃષ્ટિની વિશાળતા, પ્રામાણિક મતભેદની જિજ્ઞાસા અને વસ્તુના વિવિધપણાના ખ્યાલ પર જ છે.

૪૯૮

સ્યાદ્વાદી એટલે 'આ પણ સાચું ને તે પણ સાચું', 'આમેય ખરું ને તેમેય ખરું'-એમ અવ્યવસ્થિત વિચારવાળા નથી હોતા. સ્યાદ્વાદ તેમ માનવા કે મનાવવા કહેતો પણ નથી, ઉલ્ટું તે તો દૃષ્ટિને સ્થિર કરીને અનેક દૃષ્ટિએ વસ્તુને જોવાનું કહે છે

૪૯૯

ભગવાન મહાવીરદેવનો સ્યાદ્વાદનો પાઠ જગતની ભિન્ન ભિન્ન જણાતી વિચારસરણીઓને ભિન્ન ભિન્ન અપેક્ષાદૃષ્ટિએ સમત્વના ધોરણ પર વિચારવાનું શીખવે છે.

૫૦૦

અનેકાન્ત એટલે કોઇ પણ એક વસ્તુને પ્રામાણિકપણે અનેક દૃષ્ટિઓનો તપાસપૂર્વકનો અનેક દૃષ્ટિઓનો-અપેક્ષાઓનો સમુચ્ચય. આ માત્ર વિચારનો જ વિષય નથી, પરંતુ આચરણમાં પણ તેને સ્થાન છે.

૫૦૧

સ્યાદ્વાદનું આ શિક્ષણ જગતના સાંપ્રદાયિક કલહ-કોલાહલને શમાવવામાં અને રાગ-દ્વેષને ઠારવામાં મહાન્ ઉપયોગી છે.

૫૦૨

સ્યાદ્વાદની પાછળ સમભાવનું રહસ્ય છે, અર્થાત્-તેમાં સમભાવપૂર્વકનો વાદ છે. સ્યાદ્વાદના અભ્યાસપાઠમાં 'અપેક્ષાવાદ' અને 'સમન્વયવાદ' પ્રાધાન્ય ધરાવતાં હોઈ, એ બન્ને સ્યાદ્વાદના જ નામાન્તર ગણાય છે.

૫૦૩

અનેકાન્તવાદ જનતામાં શાન્ત ભાવનું વાતાવરણ ઉપજાવનાર છે અને એથી જ એ સમભાવનું મૂળ છે. એટલા માટે સત્પુરુષો એને સામ્ય એટલે સમતાવાદ પણ કહે છે.

૫૦૪

સ્યાદ્વાદ મનુષ્યોની દૃષ્ટિને વિશાળ અને હૃદયને ઉદાર બનાવી મૈત્રીભાવનો રસ્તો તેમને સરળ કરી આપે છે. આ રીતે જીવનના કલહો શમાવવામાં અને જીવન વિકાસનો માર્ગ સરળ કરી આપવામાં સ્યાદ્વાદ સંસ્કારી જીવનનું સમર્થ અંગ છે.

૫૦૫

અનેકાન્તવાદનું મુખ્ય ધ્યેય સંપૂર્ણ દર્શનોને સમાન-ભાવથી-(સરખા ભાવથી નહિ) દેખી માધ્યસ્થ્યભાવ પ્રાપ્ત કરવાનો છે. આ જ ધર્મવાદ છે અને આ જ શાસ્ત્રનો મર્મ છે, જેવી રીતિએ પિતા પોતાના પુત્રો ઉપર

સમભાવ રાખે છે, તેવી રીતિએ અનેકાન્તવાદ સંપૂર્ણ નયોને સમાન ભાવથી દેખે છે. જેમ સઘળી નદીઓ એક સમુદ્રમાં જઇને મળે છે, તેમ સઘળાં દર્શનોનો અનેકાન્ત દર્શનમાં સમાવેશ થાય છે. એથી જ જૈનદર્શનમાં સર્વ દર્શનોનો સમન્વય છે.

૫૦૬

જેમ અનેકાન્તદૃષ્ટિ એ અનેકાન્તદૃષ્ટિ ઉપર પ્રવર્તતા મતાંતરોના અભિનિવેશથી બચવાની શિક્ષા આપે છે, તેમ તે અનેકાન્ત દૃષ્ટિને નામે બંધાતા એકાન્ત ગ્રહોથી બચવાની પણ શિક્ષા આપે છે. જૈન પ્રવચન અનેકાન્તરૂપ છે-એમ માનનાર પણ, જો તેમાં આવેલા વિચારોને અનેકાન્તરૂપે ગ્રહણ કરે, તો તે સ્થૂલદૃષ્ટિએ અનેકાન્તસેવી છતાં તાત્ત્વિક દૃષ્ટિએ એકાન્તી જ બની જાય છે.

૫૦૭

જેમાં અનેકાન્તદૃષ્ટિ લાગુ કરવી હોય. તેનું સ્વરૂપ બહુ બારીકાઇથી તપાસવું. તેમ કરવાથી સ્થૂલદૃષ્ટિએ દેખાતાં કેટલાક વિરોધો આપોઆપ શમી જાય છે અને વિચારણીય વસ્તુનું તાત્ત્વિક સ્વરુપ ચોક્કસ રીતે ધ્યાનમાં આવે છે.

૫૦૮

જેમાં પ્રત્યક્ષ, અનુમાન આદિ પ્રમાણોથી વિરુદ્ધ કથન ન હોય અને આત્માની ઉન્નતિને લગતો જેમાં ભૂરિ ભૂરિ ઉપદેશ કર્યો હોય, એવું તત્ત્વના ગંભીર સ્વરુપ ઉપર પ્રકાશ પાડનારુ અને રાગ દ્વેષ ઉપર દબાણ કરી શકનારું પરમ પવિત્ર શાસ્ત્ર 'આગમ' કહેવાય છે.

૫૦૯

આગમમાં પ્રકાશ કરેલું તત્ત્વજ્ઞાન અતિ ગંભીર હોય છે. એથી જ તટસ્થભાવથી વિચારવામાં ન આવે તો અર્થનો અનર્થ થઈ જવાનો પૂર્ણ સંભવ રહે છે. દુરાગ્રહનો ત્યાગ, જિજ્ઞાસાગુણની પ્રબળતા અને સ્થિરતા તથા સૂક્ષ્મદષ્ટિ-એટલાં સાધનો પ્રાપ્ત થયા હોય તો આગમતત્ત્વોના ઉંડાણમાં નિર્ભીકતાથી વિચરી શકાય છે.

૫૧૦

સાતનય અથવા અનંત નય છે, જે બધાં એક આત્માને જ અર્થે છે, અને આત્માર્થ એ જ એક ખરો નય છે. નયનો પરમાર્થ જીવની સાથે જોડીયે તો સફળ થાય છેવટે ઉપશમ ભાવ આવે તો સફળ થાય, નહિ તો જીવને નયનું જ્ઞાન જાલરૂપ થઇ પડે અને વળી અહંકાર વધવાનું ઠેકાણું પણ બને.

૫૧૧

જગતમાં મનુષ્યોનો કોઈ પણ વિષય સંબંધી એક સરખો મત હોતો નથી, સર્વનાં વિચારો જુદાજુદા હોય છે; છતાં અપેક્ષાવાદથી-અનેકાન્તવાદથી ભિન્ન ભિન્ન વિચારોમાં રહેલું સત્ય તારવી લેવું અને જે જે અસત્ય વિચારો હોય તે સંબંધી મૌન રહી સહનશીલતા ધારણ કરવી. વિચારોની ભિન્નતાથી વ્યક્તિ ઉપર દ્વેષ ન કરવો. દ્વેષને શમાવવા માટે જ ભગવાને અનેકાન્તવાદ પ્રરૂપ્યો છે.

૫૧૨

મધ્યસ્થ પુરુષ સર્વ નયોને જુદી જુદી દૃષ્ટિએ માન

આપી તત્ત્વક્ષેત્રની વિશાલ સીમાનું અવલોકન કરે છે અને એથી જ એને રાગ-દ્વેષની નડતર નહિ થતી હોવાથી સમભાવ ભાવિત તે મહાનુભાવ આત્માની નિર્મળ દશા મેળવવા ભાગ્યશાળી થઈ શકે છે.

૫૧૩

સ્યાદ્‌વાદની ઉપયોગિતા અંગે ઉપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી મ૦શ્રીએ પોતાની એક દેશી કૃતિમાં પણ જે ફરમાવ્યું છે તે ખૂબ જ મનનીય છે. તે અંગે તેઓશ્રીના નીચે મુજબ ટંકશાળી વચનો ઘણા ઘણા અપૂર્વ ભાવથી ભરપૂર છે.

સ્યાદ્‌વાદ પૂરન જો જાને, નય ગર્ભિત જસ વાચા;<br>
ગુણ-પર્યાય-દ્રવ્ય જો બૂઝે, સોઈ જૈન હૈ સાચા.

❀

જૈન ભાવ જ્ઞાન માંહી સબ, શિવ સાધન સદ્દહિએ;<br>
નામ વેષશું કામ ન સીઝે, ભાવ ઉદાસે રહિયે.

❀

તત્ત્વબુદ્ધિ જિનકી પરિણતિ હૈ, સકલ સૂત્ર કી કૂંચી;<br>
જગ જસવાદ વદે ઉનહીકો, જૈન દશા જસ ઉંચી.



ન્યાયાચાર્ય ન્યાયવિશારદ

મહોપાધ્યાય શ્રી યશોવિજયજી વાચક વિરચિત

# (૧) સમતાશતક સાર્થ

# (૨) સમાધિશતક સાર્થ

*

### ન્યાયવિશારદ, ન્યાયાચાર્ય,
### મહોપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી વાચક વિરચિત

## સમતાશતક (સાર્થ)

સમતા-ગંગા-મગનતા, ઉદાસીનતા જાત;
ચિદાનંદ જયવંત હો, કેવલ-ભાનુ-પ્રભાત. ૧

---

સમતારૂપી ગંગામાં મગ્ન રહેવારૂપ ઉદાસીન ભાવથી ઉત્પન્ન થયેલ આત્મિક આનંદ કે જે કેવળ જ્ઞાનરૂપ સૂર્યના પ્રભાત જેવો અર્થાત્ અરૂણોદય જેવો છે. તે ઉદાસીનતા ભાવ જયવંતો વર્તો.

વિશેષાર્થ:-સમતાશતક નામના આ પ્રકરણમાં તથા અન્યત્ર પણ 'ઉદાસીન' શબ્દનો અનેક સ્થળોએ પ્રયોગ થયેલો છે. તેથી તેનું થોડું સ્પષ્ટીકરણ કરવું અત્રે જરૂરી છે.

'ઉદાસીન' શબ્દમાં ઉદ્+આસીન એ રીતે બે પદો રહેલાં છે, તેની સંધિ થવાથી 'ઉદાસીન' શબ્દ બન્યો છે.

આમાં 'ઉદ્' એટલે ઉપર અને 'આસીન' બેસવું, એવો અર્થ થાય છે. તાત્પર્ય એ છે કે રાગ-દ્વેષની ઉપર રહેવું. અર્થાત્ ક્ષણે ક્ષણે ઉત્પન્ન થતી રાગ-દ્વેષની પરિણતિમાં ન ભળતાં રાગ-દ્વેષથી નિર્લેપ રહેવું, એનું નામ ઉદાસીન. અને જ્યાં 'ઉદાસીનતા' શબ્દ આવે ત્યાં ભાવમાં 'તા' પ્રત્યય લાગેલો છે, એમ સમજવું.

ઉદાસીનતા, સમતા, પ્રશમ, શાન્તિ, ઉપશમ, માધ્યસ્થ્ય, સમાધિ વગેરે પર્યાયવાચી શબ્દો છે.

સકલ કલામેં સાર લય, રહો દૂર થિતિ એહ;
અકલ યોગમેં ભી સકલ, લય દે બ્રહ્મ વિદેહ. ૨

ચિદાનંદ-વિધુકી કલા, અમૃતબીજ અનપાય;
જાને કેવલ અનુભવી, કિનહી કહી ન જાય. ૩

---

આવી ઉદાસીન ભાવની પરિણતિ થવી એ જ મોક્ષનો સીધો માર્ગ છે. અમૃતવેલિની નામની સજ્ઝાયમાં કહ્યું છે કે—

દેખિયે માર્ગ શિવનગરને, જે ઉદાસીન પરિણામ રે;
તેહ અણછોડતા ચાલિયે, પામિયે જિમ પરમ ધામ રે. ૨૮

અહીં પ્રથમ ગાથાનો અર્થ પૂર્ણ થાય છે. ૧

યોગ બે પ્રકારના છે. એક 'સકલ' અને બીજો નિષ્કલ-અર્થાત્ 'અકલ'. 'સકલ' યોગથી ઉત્પન્ન થનારી આત્મિક દશાની વાત અહીં જવા દઈએ તોપણ 'અકલ'-નિષ્કલ યોગમાં પણ તે સંપૂર્ણ લય બ્રહ્મજ્ઞાન-આત્મજ્ઞાન આપે છે. જે આત્માને વિદેહ-દેહમુક્ત કરે છે. જે યોગ-પ્રક્રિયામાં શબ્દના ઉચ્ચાર વડે સમાપત્તિ સધાય તે 'સકલ યોગ' અને જે પ્રક્રિયા કેવળ ભાવનાને આશ્રિત હોય અને તેના વડે સમાપત્તિ સધાય તે 'નિષ્કલ યોગ' કહેવાય. ૨

આત્મિક આનંદરૂપી ચંદ્રમાની કળા એ અપાય વિનાનું અર્થાત્ મુશ્કેલી કે સંકટ વિનાનું અમૃતનું બીજ-મોક્ષનું બીજ છે. તે કલાનો આનંદ ફક્ત અનુભવી જ જાણી શકે છે, તે કોઈને કહી શકાતો નથી. ૩

તો ભી આશ્રવ તાપકે, ઉપશમ કરન નિદાન;
બરષત હું તાકે વચન, અમૃતબિંદુ અનુમાન. ૪

ઉદાસીનતા પરિનયન, ગ્યાન ધ્યાન રંગરોલ;
અષ્ટ અંગ મુનિ! ચોગકો, એહી અમૃત નિચોલ. ૫

અનાસંગ-મતિ વિષયમેં, રાગ-દ્વેષકો છેદ;
સહજભાવમેં લીનતા, ઉદાસીનતા ભેદ. ૬

તાકો કારન અમમતા, તામેં મન વિસરામ;
કરે સાધુ આનંદઘન, હોવત આતમરામ. ૭

---

તો પણ આશ્રવના તાપનું ઉપશમન કરવામાં કારણ-ભૂત હોવાથી અમૃતના બિંદુ સમાન તે અનુભવનાં વચનોને હું વર્ષાવું છું. ૪

હે મુનિ! (૧) આત્મામાં ઉદાસીનભાવની પરિણુતિ થવી અને (૨) જ્ઞાન ધ્યાનમાં એકતાનતા પામવી, આ બે વસ્તુ અષ્ટાંગ ચોગનો અમૃતભૂત નિચોડ છે. ૫

વિષયોમાં અનાસક્ત બુદ્ધિ. રાગ-દ્વેષનો નાશ અને સહજ સ્વભાવમાં-આત્મભાવમાં લીનપણું આ ઉદાસીનતાના પ્રકારો છે. ૬

તે ઉદાસીનતા પ્રાપ્ત કરવાનો ઉપાય નિર્મમપણું-મમતાનો અભાવ છે, તેમાં આનંદઘન-આનંદમાં મસ્ત મુનિ પોતાના મનની વિશ્રાંતિ કરે છે. અને તેથી તે આત્મામાં રમણ કરનારો થાય છે. ૭

મમતા થિર-સુખ શાકિની, નિર્મમતા સુખમૂલ;
મમતા શિવ-પ્રતિકૂલ હૈ, નિર્મમતા અનુકૂલ. ૮
મમતા-વિષ મૂર્છિત ભયે, અંતરંગ ગુણ-વૃંદ;
જાગે ભાવ-નિરાગતા, લગત અમૃત કે બુંદ. ૯
પરિણુતિ-વિષય-વિરાગતા, ભવતરુ-મૂલ-કુઠાર;
તા આગે કયું કરિ રહે, મમતા-વેલિ-પ્રચાર. ૧૦
હા ! હા ! મોહકી વાસના, બુધકું ભી પ્રતિકૂલ;
યા કેવલ શ્રુત અંધતા, અહંકારકો મૂલ. ૧૧

---

મમતા એ સ્થિર સુખનો નાશ કરવા માટે શાકિની સરખી છે, નિર્મમતા એ સ્થિર સુખનું મૂળ છે. મમતા એ મોક્ષને પ્રતિકૂળ છે, નિર્મમતા મોક્ષને અનુકૂળ છે. ૮

આંતરિક ગુણોનો સમૂહ, મમતારૂપી વિષથી મૂર્છિત થઇ જાય છે, પણ જ્યારે વિરાગ ભાવરૂપી અમૃતનાં બિંદુઓ તેના ઉપર પડે છે, ત્યારે તે આંતરિક ગુણોનો સમૂહ પાછો જાગી ઉઠે છે. ૯

આત્મામાં વિષયોના વિરામની પરિણુતિ થવી તે સંસારરૂપી વૃક્ષને છેદવામાં કુહાડા સમાન છે. તે કુહાડાની આગળ મમતારૂપી વેલનો ફેલાવો કેવી રીતે રહી શકે ? અર્થાત્ ન જ રહી શકે. ૧૦

ખેદની વાત છે, કે-મોહની વાસના પંડિતજનને પણ પ્રતિકૂળ માર્ગે લઇ જાય છે. મોહના યોગે જ્ઞાન પણ તેમને અંધ બનાવે છે અને અહંકારના મૂળરૂપ થાય છે. તો પછી અજ્ઞાનીને તે પ્રતિકૂળ માર્ગે લઇ જાય તેમાં કાંઇ જ નવાઇ નથી. ૧૧

મોહ-તિમિર મનમેં જગે, યાકે ઉદય અછેહ;
અંધકાર પરિણામ હૈ, શ્રુતકે નામેં તેહ, ૧૨

કરૈં મૂઢમતિ પુરુષકું, શ્રુત ભી મદ ભય રોષ;
જ્યું રોગીકું ખીર ઘૃત, સંનિપાતકો પોષ. ૧૩

ટાલે દાહ તૃષા હરે, ગાલે મમતા-પંક;
લહરી ભાવ-વિરાગકી, તાકું ભજો નિઃશંક. ૧૪

રાગ-ભુજંગમ-વિષહરન, ધારો મંત્ર વિવેક;
ભવ-વન મૂલ-ઉચ્છેદકું, વિલસે યાકી ટેક. ૧૫

---

જે જ્ઞાનનો ઉદય થતાં મનમાં મોહરૂપી અંધકાર જાગે તે શ્રુત નથી પણ શ્રુતના નામે અંધકારનો પરિણામ છે. કહ્યું છે કે--

तज्ज्ञानमेव न भवति, यस्मिन्नुदिते विभाति रागगण: ।
तमसः कुतोऽस्ति शक्ति-र्दिनकरकिरणाग्रतो स्थातुम् ॥ १२

જેમ રોગી માણસને ખીર અને ઘી સંનિપાત (ત્રિદોષ)ના પોષણ માટે થાય છે, તેમ મૂઢ બુદ્ધિવાળા પુરુષને શ્રુતજ્ઞાન પણ મદ, ભય અને રોષની વૃદ્ધિ કરનાર થાય છે. ૧૩

વિરાગભાવની લહરી (જળતરંગ) ક્રોધરૂપી દાહને ટાળે છે, વિષયરૂપી તૃષાને હરે છે, અને મમતારૂપી કાદવને સાફ કરે છે. માટે શંકારહિતપણે વિરાગભાવનું સેવન કરો. ૧૪

રાગરૂપી સર્પનું વિષ દૂર કરવા માટે વિવેકરૂપી મંત્રને મનમાં ધારણ કરો. એ વિવેક સંસારરૂપી વનનું મૂળ ઉખેડી નાખવા માટે સમર્થ છે. ૧૫

રવિ-દૂજો તીજો નયન, અંતર-ભાવ પ્રકાશ;
કરો ધંધ સવિ પરિહરી, એક વિવેક અભ્યાસ. ૧૬

પ્રશમ પુષ્કરાવર્તકે, બરષત હરખ વિશાલ;
દ્વેષ હુતાશ બુઝાઈએ, ચિંતા-જાલ જટાલ. ૧૭

કિનકે વશ ભવવાસના, હોવે વેશ્યા ધૂત;
મુનિ ભી જિનકે વશ ભયે, હાવ-ભાવ અવધૂત. ૧૮

જબલું ભવકી વાસના, જાગે મોહ નિદાન;
તબલું રુચે ન લોકકું, નિરમમ ભાવ પ્રધાન. ૧૯

---

વિવેક એ આંતરિક ભાવોને પ્રકાશિત કરવા માટે બીજા સૂર્ય સમાન અને ત્રીજા નેત્ર સમાન છે. માટે સર્વ ક્યાન્ધ્ય-બુદ્ધિના આંધળાપણાનો ત્યાગ કરી એક વિવેકનો જ અભ્યાસ કરો. ૧૬

ચિંતાઓ રૂપી જ્વાળાઓથી વ્યાપ્ત એવા, દ્વેષરૂપી અગ્નિને પ્રશમરૂપી પુષ્કરાવર્ત મેઘની વૃષ્ટિથી વિશાળ હર્ષપૂર્વક બુઝાવી દેવો જોઇએ. ૧૭

અવધૂત એવા મુનિઓ પણ જેના હાવભાવથી વશ થઈ જાય છે, એવી ધૂતારી વેશ્યા જેવી સંસારની વાસના કોને વશ થાય ? ૧૮

જ્યાં સુધી મોહના કારણભૂત ભવની-સંસારની વાસના હોય ત્યાં સુધી શ્રેષ્ઠ એવો નિર્મમ ભાવ=મમતાના ત્યાગરૂપી ભાવ લોકને રુચતો નથી. ૧૯

વિષમ તાપ ભવ-વાસના, ત્રિવિધ દોષકો જોર;
પ્રગટે યાકી પ્રબલતા, ક્વાથ કષાયેં ઘોર. ૨૦
તાતેં દુષ્ટ કષાય કે, છેદ હેત નિજ ચિત્ત;
ધરો એહ શુભ ભાવના, સહજ ભાવમેં મિત્ત. ૨૧
સિદ્ધ ઓષધિ ઇક ક્ષમા, તાકો કરો પ્રયોગ;
જ્યું મિટિ જાયે મોહ ઘર, વિષમ ક્રોધ જ્વર રોગ. ૨૨
ચેતનકો કોમલ લલિત, ચિદાનંદમય દેહ;
સૂક ભૂક જ્જુર જાત હૈ, ક્રોધ લૂકતિં તેહ. ૨૩

---

આ સંસારની વાસના વિષમ જ્વર જેવી છે, જેમાં રાગ દ્વેષ અને મોહરૂપ ત્રિદોષનું જોર હોય છે અને તેમાં ભયંકર કષાયોનો ક્વાથ ભળતાં તે વાસના પ્રબળ બને છે

વિષમ જ્વરમાં જેમ વાત, પિત્ત અને કફની વિષમતારૂપ ત્રિવિધ દોષ હોય છે, તેમ અહીં પણ ભવવાસનારૂપ આત્માના ભાવ જ્વરમાં પણ રાગ, દ્વેષ અને મોહરૂપ ત્રિદોષનું જોર હોય છે. કુપથ્યથી જેમ દર્દનું જોર વધી જાય છે, તેમ અહીં પણ કષાયોના કારણે ભવવાસના પ્રબળ બની જાય છે. ૨૦

હે મિત્ર! તેથી તે દુષ્ટ કષાયોનો છેદ કરવા માટે પોતાના ચિત્તમાં આ શુભ ભાવનાઓને સહજભાવે ધારણ કરો. ૨૧

આ માટે સિદ્ધ ઓષધિ એક ક્ષમા જ છે. તેનો તમે પ્રયોગ કરો. જેનાથી મોહના ઘર જેવો વિષમ ક્રોધ-જ્વર નામનો રોગ મટી જાય. ૨૨

આ આત્માનો કોમળ, સુંદર અને ચિદાનંદમય (જ્ઞાન અને આનંદ સ્વરૂપ) દેહ ક્રોધને લીધે શુષ્ક અને જર્જરિત થઇ જાય છે. ૨૩

ક્ષમાસાર ચંદનરસે, સિંચો ચિત્ત પવિત્ત;
દયા-વેલ-મંડપ-તલે, રહો લહો સુખ મિત્ત. ૨૪

યાકો ભાજે શમ-વધૂ. ક્ષમા સહજ મેં જોર;
ક્રોધ જોધ કિઉં કરિ કરે, સો અપનો બલ સોર. ૨૫

દેત ખેદ વરજિત ક્ષમા, ખેદ-રહિત સુખરાજ;
ઇનમેં નહિં સંદેહ કછુ, કારન સરિખો કાજ. ૨૬

પર્વત ગર્વ શિખરે ચઢયો, ગુરુકું ભી લઘુ રૂપ;
કહિ તિહાં અચરજ કિશ્યો, કથન જ્ઞાન અનુરૂપ. ૨૭

---

હે મિત્ર ! દયારૂપી વેલડીના મંડપ તળે રહીને ક્ષમા રૂપી શ્રેષ્ઠ ચંદનના રસથી પવિત્ર ચિત્તને સિંચન કરો અને સુખને પામો. ૨૪

શમરૂપ પતિની પત્ની ક્ષમારૂપી સ્રી અર્થાત્ સ્રી એવી ક્ષમા જેને સહજમાં જોરપૂર્વક પછાડી નાંખે છે, તે ક્રોધરૂપી યોદ્ધો પોતાના બળની શું જોઈને બડાઇ કરતો હશે ? અર્થાત્ તેની બડાઈ નિરર્થક છે. ૨૫

ક્ષમા ખેદ વર્જિત છે, તે ખેદ રહિત સુખના સામ્રાજ્યને આપે છે, એમાં કાંઈ સંદેહ નથી. કારણકે કાર્ય હમેશાં કારણને અનુસાર હોય છે. ૨૬

ગર્વરૂપી પર્વતના શિખર ઉપર ચઢેલો પ્રાણી ગુરુઓને પણ લઘુ સ્વરૂપે કહે છે, અર્થાત્ લઘુપણે ગણે છે, તેમાં શું આશ્ચર્ય છે ? કારણકે કથન જ્ઞાનને અનુરૂપ હોય છે. અર્થાત્ અહંકારના શિખર ઉપર ચડેલા મનુષ્યો અન્યને તુચ્છ જ ગણે એમાં કંઇ આશ્ચર્ય નથી. ૨૭

દોહા

આઠ શિખર ગિરિરાજકે, ઠામેં વિમલાલોક;
તો પ્રકાશ સુખ ક્યું લહે?, વિષમ-માન-વશ લોક. ૨૮

માન મહીધર છેદ તું, કર મૃદુતા-પવિ-ઘાત;
જ્યું સુખ મારગ સરલતા, હોવે ચિત્ત વિખ્યાત. ૨૯

મૃદુતા કોમલ કમલથેં, વજ્ર-સાર અહંકાર;
છેદત હૈ ઈક પલકમેં, અચરિજ એહ અપાર. ૩૦

વિકસિત માયા-વેલિ ઘરિ, ભવ-અટવીકે બીચ;
સોવત હૈ નિત મૂઢ નર, નયન જ્ઞાન કે મીચ. ૩૧

---

માનરૂપી ગિરિરાજના આઠ શિખર, જ્ઞાનના પ્રકાશને રોકી શકે છે. તેથી વિષમ માનને વશ થયેલ લોક પ્રકાશના સુખને કેવી રીતે પામી શકે? અર્થાત્ ન પામી શકે. ૨૮

નમ્રતારૂપી વજ્રનો ઘા કરી માનરૂપી પર્વતને તું છેદી નાખ. જેથી સરલતારૂપી સુખનો માર્ગ તારા ચિત્તમાં વિખ્યાત થશે—સ્થિર થશે. ૨૯

નમ્રતા એ કમળથી પણ કોમળ છે. અહંકાર વજ્ર જેવો કઠણ છે. છતાં તે નમ્રતા એક પલકારામાં અહંકારને છેદી નાંખે છે, એ ખરેખર એક ઘણું મોટું આશ્ચર્ય છે. ૩૦

સંસારરૂપી અટવીના મધ્યભાગમાં વિકાસ પામેલ માયારૂપી વેલડીનું ઘર છે. ખરેખર જે મૂઢ માણસ હોય છે, તે જ ત્યાં પોતાના જ્ઞાનરૂપી નેત્રોને મીંચીને હંમેશા સુઈ જાય છે. (અને પરિણામે તે ઘણો દુઃખી થાય છે.) ૩૧

કોમલતા બાહિર ધરત, કરત વક્રગતિ ચાર;
માયા સાપિણી જગ ડસે, ગ્રસે સકલ ગુણ સાર. ૩૨
તાકે નિગ્રહ કરનકૂં, કરો જ્યુ ચિત્ત વિચાર;
સમરો ઋજુતા જાંગુલી, પાઠ સિદ્ધ નિરધાર. ૩૩
લોભ-મહાતરુ શિર ચઢી, બઢી જ્યું તૃષ્ણા-વેલિ;
ખેદ-કુસુમ વિકસિત ભઈ, ફૂલે દુઃખ ઋતુ મેલી. ૩૪
આગર સબહી દોષ કો, ગુન-ધન કો બડ ચોર;
વ્યસન-વેલિકો કંદ હૈ, લોભ-પાસ ચિહું ઓર. ૩૫

---

બહારથી કોમળતાને ધારણ કરતી, અને વક્રગતિને આચરતી માયારૂપી નાગણ જગતને ડસે છે અને તેમના બધળા ગુણોના સારને ગ્રસે છે. અર્થાત્ ગુણોના સારને ગળી જાય છે. ૩૨

તે નાગણનો નિગ્રહ કરવા માટે જો ચિત્તમાં વિચાર કરતા હો અર્થાત્ તમે તેને વશ કરવા ઇચ્છતા હો તો પાઠ કરવા માત્રથી નિઃશંકપણે સિદ્ધ થાય તેવી ઋજુતારૂપી જાંગુલી વિદ્યાનું સ્મરણ કરો. ૩૩

લોભરૂપી મહાવૃક્ષના મસ્તક ઉપર ચઢી તૃષ્ણારૂપી વેલડી વધે છે, તે ખેદરૂપી પુષ્પોથી વિકસિત થાય છે. બીજી વનસ્પતિઓ તો અમુક ઋતુમાં જ ફૂલે છે, જ્યારે આ તો ઋતુને મેલીને-છોડીને સદાકાળ દુઃખોથી ફૂળે છે. -હંમેશા બારે ય માસ દુઃખરૂપી ફળને આપે છે. ૩૪

લોભ બધા જ દોષોની ખાણ છે, ગુણરૂપી ધનનો મોટો ચોર છે, કષ્ટોરૂપી વેલડીનો કંદ છે, આ લોભનો પાશ-ફાંસો ચારે તરફ ફેલાયેલ છે. ૩૫

લોભ-મેઘ ઉન્નત ભયે, પાપ-પંક બહુ હોત;
ધર્મ-હંસ રતિ નહુ લહે, રહે ન જ્ઞાન ઉદ્યોત. ૩૬

કોઉ સ્વયંભૂરમનકો, જે નર પાવે પાર;
સો ભી લોભસમુદ્રકો, લહે ન મધ્ય પ્રચાર. ૩૭

મન-સંતોષ અગસ્તિકું, તાકે શોષ નિમિત્ત;
નિતુ સેવો જિનિ સો કિયો, નિજજલ અંજલિ મિત્ત. ૩૮

યા લાલચમેં તું ફીરે, ચિંતે તું ડમડોલ;
તા લાલચ મિટિ જાત ઘટ, પ્રકટે સુખ રંગરોલ. ૩૯

---

લોભરૂપી મેઘ જ્યારે ઉન્નત થાય છે, અર્થાત્ આકાશમાં ચઢી આવે છે, ત્યારે પાપરૂપી કાદવ ઘણો થાય છે, અને ત્યારે ધર્મરૂપી હંસ આનંદ પામતો નથી અને જ્ઞાનનો પ્રકાશ પણ રહેતો નથી. ૩૬

કોઈ માણુસ સ્વયંભૂરમણ સમુદ્રનો પાર પામી શકે, તે માણુસ પણ લોભરૂપી સમુદ્રના મધ્યભાગને પ્રાપ્ત કરી શકતો નથી-લોભરૂપી સમુદ્રનો તાગ લઈ શકતો નથી. ૩૭

તે લોભરૂપી સમુદ્રને શોષણ કરવા માટે જેણે સમુદ્રને પોતાના હાથની અંજલી માત્ર કર્યો છે, તે મનસંતોષરૂપી અગસ્તિને તમે હંમેશાં સેવો. ૩૮

હે ચિત્ત! તું જેની લાલચમાં ફરી રહ્યો છે, ડામાડોળ થઈને તું ચિંતન કરે છે, તે લાલચ, ઘટ—આત્મામાંથી જો મટી જાય—નષ્ટ થાય તો આત્મામાં રંગરોળ—આનંદ-ઉલ્લાસ પામતું સુખ સહજ ભાવે પ્રગટે છે. ૩૯

ધન આનત ગિરિમૃત્તિકા, ફિરત મૂઢ દુર્ધ્યાન;
અખય ખજાનો જ્ઞાનકો, લખે ન સુખ-નિદાન. ૪૦

હોત ન વિજય કષાયકો, બિન ઇંદ્રિય વશ કીન;
તા તેં ઇંદ્રિય વશ કરે, સાધુ સહજ ગુણ લીન. ૪૧

આપ કાજપર સુખ હરે, ધરે ન કોસું પ્રીતિ;
ઇંદ્રિય દુર્જન પરિ દહે, વહે ન ધર્મ ન નીતિ. ૪૨

અથવા દુર્જનથેં બુરે, ઇહ પરભવ દુઃખકાર;
ઇન્દ્રિય દુર્જન દેતુ હે, ઇહભવ દુઃખ ઇકવાર. ૪૩

---

મૂઢ પુરુષ પર્વતની માટીને ધન માનીને દુર્ધ્યાનમાં ફર્યા કરે છે. પણ જે સુખનું કારણ છે, તે જ્ઞાનનો અક્ષય ખજાનો પોતાની પાસે જ રહેલો છે છતાં તેને તે ઓળખતો નથી. આ કેવું આશ્ચર્ય છે! ૪૦

ઇંદ્રિયોને વશ કર્યા વિના કષાયોનો વિજય થતો નથી, તેથી આત્માના સહજ-સ્વાભાવિક ગુણોમાં લીન થયેલ સાધુ-પુરુષે ઇંદ્રિયોને વશ કરવી જોઇએ. ૪૧

પોતાના કાર્ય માટે-સ્વાર્થ માટે પારકાનું સુખ હરનાર, કોઇની સાથે પ્રેમ ન રાખનાર એવી ઇન્દ્રિયો દુર્જનની માફક પ્રાણીઓને બાળે છે અને ધર્મ કે નીતિને ધારણ કરતી નથી, અર્થાત્ અનિયંત્રિત ઇન્દ્રિયો અને દુર્જન એ બન્નેનો સરખો સ્વભાવ છે. ૪૨

અથવા તો આ ઇંદ્રિયો દુર્જનથી પણ વધારે ખરાબ છે. કારણ કે તે આ ભવમાં અને પરભવમાં પણ દુઃખ આપે છે. જ્યારે દુર્જન તો આ ભવમાં એકવાર જ દુઃખ આપે છે. ૪૩

નયન ફરસ જનુ તનુ લગે, દહે દૃષ્ટિવિષ સાપ;
તિનસું ભી પાપી વિષે, સુમરે કરે સંતાપ. ૪૪

ઇચ્છાચારી વિષયમેં, ફિરતે ઇંદ્રિય-ગ્રામ;
વશ કીજે પગમેં ધરી, યંત્ર જ્ઞાન પરિણામ. ૪૫

ઉન્મારગગામી અબસ, ઇંદ્રિય ચપલ તુરંગ;
ખેંચી નરક-અરણ્યમેં, લેઇ જાય નિજસંગ. ૪૬

જે નજીક હે શ્રમ રહિત, આપહીમેં સુખરાજ;
બાધત હે તાકું કરન, આપ અરથકે કાજ. ૪૭

---

દૃષ્ટિવિષ સર્પ તો જ્યારે પોતાના નેત્રોનો-દૃષ્ટિનો સ્પર્શ પ્રાણીના શરીરને લાગે છે, ત્યારે જ તેને બાળે છે. જ્યારે તેનાથી પણ પાપી એવા વિષયો સ્મરણ કરવા માત્રથી સંતાપ કરે છે-બાળે છે. એટલે દૃષ્ટિવિષ સર્પ કરતાં પણ વિષયો વિશેષ ભયંકર છે. ૪૪

વિષયોમાં પોતાની ઇચ્છા પ્રમાણે ફરતા ઇંદ્રિયોના સમૂહને જ્ઞાનપરિણામરૂપી બેડી તેના પગમાં જકડાવીને ઇંદ્રિયોના સમૂહને વશ કરવો જોઈએ. ૪૫

ઉન્માર્ગે ચાલનારા અને કાબૂમાં ન રહેનાર ઇંદ્રિયોરૂપી ચપળ અશ્વો પ્રાણીને ખેંચીને પોતાના સંગથી નરકરૂપી અરણ્યમાં લઈ જાય છે. ૪૬

જે સુખ નજીક છે, જેને મેળવવામાં કશો શ્રમ નથી, જે સુખ આત્મામાં જ રહેલ છે, તે સુખને કેવળ પોતાના સ્વાર્થને માટે જ ઇંદ્રિયો રોકે છે. ૪૭

અંતરંગ રિપુ કટક ભટ, સેનાની બલવંત;
ઇંદ્રિય ક્ષણમેં હરત હે, શ્રુત-બલ અતુલ અનંત. ૪૮
અનિયત ચંચલ કરણ હય, પદ પ્રવાહ રજપૂર;
આશા છાદક કરતુ હેં, તત્ત્વ દ્રષ્ટિ-બલ દૂર. ૪૯
પંચબાણ ઇંદ્રિય કરી, કામ સુભટ જગ જીતિ;
સબકે શીર પદ દેતુ હે, ગણે ન કોસું ભીતિ. ૫૦
વીર પંચ ઇંદ્રિય લહી, કામ નૃપતિ બલવંત;
કરે ન સંખ્યા પૂરણી, સુભટ સેણીકો તંત. ૫૧

---

અંતરંગ દુશ્મનોના સૈન્યમાં બલવાન એવો આ ઇંદ્રિયરૂપી સેનાધિપતિ ક્ષણવારમાં અતુલ અને અનંત એવા પણ શ્રુતના સૈન્યને હરણ કરે છે-ભગાડી મૂકે છે. અર્થાત્ ઇંદ્રિયોને વશ થવાથી ચૌદપૂર્વિઓ પણ સંસારરૂપ અરણ્યમાં પરિભ્રમણ કરનારા બની જાય છે. ૪૮

કાબુમાં નહીં રહેનારા, ચપળ, ઇંદ્રિયોરૂપી અશ્વોના પગલા પડવાથી ઉડેલ રજનો સમૂહ કે જે દિશાઓને ઢાંકી દે છે, તે રજનો સમૂહ બળપૂર્વક તત્ત્વદ્રષ્ટિને દૂર કરે છે. ૪૯

કામસુભટ પાંચ ઇંદ્રિયોરૂપી બાણો વડે જગતને જીતી લઇ સર્વના મસ્તક ઉપર પગ મૂકે છે અને કોઇથી ભય રાખતો નથી. ૫૦

બલવાન એવો કામનૃપતિ પાંચ ઇંદ્રિયોરૂપી વીરોનો સાથ મેળવીને પછી બીજા સુભટોની શ્રેણીની પરંપરાવડે સંખ્યાની પુરવણી કરતો નથી. અર્થાત્ કામરાજા માત્ર પાંચ ઇંદ્રિયો રૂપી સુભટના બલથી જ વિશ્વને જીતી લે છે, બીજા સૈનિકોની તેને જરૂર જ રહેતી નથી. ૫૧

દુઃખ સબહી સુખ વિષયકો, કર્મ વ્યાધિ પ્રતિકાર;
તાકું મન્મથ સુખ કહે, ધૂર્ત જગત દુઃખ કાર. ૫૨
ઠગે કામકે સુખ ગિને, પાઇ વિષયકી ભીખ;
સહજ રાજ પાવત નહિ,લગી ન સદ્દગુરુ-શીખ. ૫૩
અપ્રમાદ પવિ-દંડથેં, કરી મોહ ચકચૂર;
જ્ઞાની આતમ-પદ લહેં, ચિદાનંદ ભરપૂર. ૫૪
જાકે રાજ વિચારમેં, અબલા એક પ્રધાન;
સો ચાહત હે જ્ઞાન જય, કૈસે કામ અયાન. ૫૫

---

વિષયના સર્વ સુખો તે દુઃખ છે. કર્મરૂપી વ્યાધિના પ્રતિકાર સમાન છે. તેને કામદેવ સુખ તરીકે મનાવે છે. ખરેખર આ કામદેવ જગતને દુઃખ આપનાર મહાધૂર્ત છે. ૫૨

વિષયોની ભીખ માગીને તેને સુખ મનાવતો આ કામદેવ લોકોને ઠગે છે. તે વિષયોથી જીવ પોતાના સહજ-સ્વાભાવિક-આંતરિક રાજ્યને પામતો નથી, અને આ કામ-દેવને વશ પડેલા જીવને સદ્દગુરુની શિખામણ પણ લાગતી નથી. ૫૩

જે જ્ઞાની આત્મા છે તે તો પ્રમાદત્યાગરૂપી અર્થાત્ અપ્રમાદરૂપી વજ્રદંડથી મોહરાજાને ચકચૂર કરી, જ્ઞાન અને આનંદથી ભરપૂર એવા આત્મપદને-મોક્ષને પ્રાપ્ત કરે છે. ૫૪

જેને પોતાના રાજ્યની વિચારણામાં એક સ્ત્રી જ માત્ર પ્રધાન છે, તે અજ્ઞાની એવો કામદેવ કેવી રીતે જ્ઞાન ઉપર જય મેળવવા ઇચ્છતો હશે? ૫૫

ઔર ભ્રાંતિ મિટિ જાત હૈ, પ્રકટત જ્ઞાન-ઉદ્યોત;
જ્ઞાનીકું ભિ વિષયભ્રમ, દિશા મોહ સમ હોત. ૫૬

હાએ આપ વિલાસ કરિ, જુઠેકું ભી સાચ;
ઇન્દ્રજાલ પરેં કામિની, તાસું તૂં મત રાચ. ૫૭

હસિત ફુલ પલ્લવ અધર, કુચ ફલ કઠિન વિશાલ;
પ્રિયા દેખી મત રાચ તું, યા વિષવેલી રસાલ. ૫૮

ચર્મ-અંદિત હૈ કામિની, ભાજન મૂત પૂરીખ;
કામ-કીટ-આકુલ સદા, પરિહર સુનિ ગુરુ-શીખ. ૫૯

---

જેમ મુસાફરને માર્ગમાં જતાં દિશાનો ભ્રમ થાય, ત્યારે જેમ ઉલટી દિશા સાચી લાગે છે, તે પ્રમાણે જ જ્ઞાનીને પણ વિષયનો ભ્રમ થાય છે, પરંતુ જ્યારે જ્ઞાનનો પ્રકાશ પ્રગટે છે, ત્યારે હૃદયની ભ્રાંતિ મટી જાય છે-દૂર થાય છે. ૫૬

ઈન્દ્રજાલની માફક પોતાના વિલાસોથી જે જૂઠાને પણ સાચું કરી બતાવે છે, તે કામિનીમાં સ્ત્રીમાં તું રાચ નહિ. ૫૭

સ્ત્રીનું હાસ્ય તે ફૂલ છે, તેના અધર અર્થાત્ હોઠ તે પાંદડાં છે, તેના વિશાળ અને કઠણ સ્તનો તે ફળ છે, એમ માનીને સ્ત્રીને દેખીને તું તેમાં રાચ નહિં-આનંદ ન માન, એમાં આસક્ત થા નહિં. કારણકે એ રસવાળી વિષની વેલડી છે. ૫૮

કામિનીનું શરીર એ ચામડાથી મઢેલું મૂત્ર અને

વિષય તજે સો સબ તજે, પાતક દોષ વિતાન;
જલધિ તરત નવિ ક્યું તરે, તટિની ગંગ સમાન? ૬૦

ચાટે નિજ લાલા મિલિત, શુષ્ક હાડ જ્યું શ્વાન;
તેસેં રાચે વિષયમેં, જડ નિજ રુચિ અનુમાન. ૬૧

ભૂષન બહુત બનાવતેં, ચંદન ચરચત દેહ;
વંચન આપહી આપકું, જડ ! ધરિ પુદ્ગલ-નેહ. ૬૨

---

વિષ્ટાનું ભાજન છે માત્ર બહારથી જ સુંદર દેખાય છે. વળી તે કામરૂપી કીડાથી સદા વ્યાપ્ત છે, માટે સદ્ગુરુની શિખામણ સાંભળી હે ભવ્ય જીવો તમે વિષય સેવનનો ત્યાગ કરો. ૫૯

પાપો અને દોષોનો વિસ્તાર કરનારા એવા વિષયોને જે તજે છે, તે બધું જ તજે છે, જે મનુષ્ય સમુદ્રને તરી જાય છે, તે ગંગા જેવી નદીઓને કેમ ન તરે? અર્થાત્ વિષયોરૂપી મહાસાગરને તરી જનારો જગતમાં સર્વત્ર જીત મેળવનારો થાય છે. ૬૦

જેમ શ્વાન-કૂતરો પોતાની લાળથી વ્યાપ્ત શુષ્ક હાડકાને ચાટે છે અને તેમાં આનંદ પામે છે, તેમ જડ પ્રાણી પોતાની રુચિના અનુમાનથી વિષયોમાં રાચે છે. ૬૧

જડ પ્રાણીઓ પુદ્ગલ-શરીર ઉપર સ્નેહ ધારણ કરીને ઘણાં-ઘણાં આભૂષણો બનાવે છે, ચંદનથી દેહને સજાવે છે, અને તેમ કરી પોતાની જાતે જ પોતાને ઠગે છે. ૬૨

દુર્દમ મનકે જય કિયે, ઇંદ્રિય જય-સુખ હોત;
તાતેં મન-જય કરનકું, કરો વિચાર-ઉદ્યોત. ૬૩

વિષય-ગ્રામકી સીમમેં, ઇચ્છાચારી ચરંત;
જિન-આણા-અંકુશ ધરી, મન-ગજ વશ કરો સંત. ૬૪

એક ભાવ-મન પૌનકો, જૂઠ કહે ગ્રંથકાર;
યાતેં પવનહિતેં અધિક, હોત ચિત્તકો ચાર. ૬૫

જામેં રાચે તાહિમેં, વિરચે કરિ ચિત્ત ચાર;
ઇષ્ટ અનિષ્ટ ન વિષયકો, યૂં નિશ્ચય નિરધાર. ૬૬

---

પ્રથમ દુર્દમ એવા મનનો જય કરવાથીજ ઇન્દ્રિયોનો જય સુખપૂર્વક થાય છે. તેથી મનનો જય કરવા માટે વિચારોનો ઉદ્યોત કરો-સુંદર વિચારો કરો. ૬૩

હે સંતપુરુષો! વિષયોરૂપી ગામના સીમાડામાં ઇચ્છા પ્રમાણે ફરતા મનરૂપી હાથીને શ્રી જિનેશ્વરની આજ્ઞારૂપી અંકુશને ધારણ કરી વશ કરો. ૬૪

મન અને પવનનું સમાનપણું છે, એવું ગ્રન્થકારો દ્વારા જે કહેવામાં આવે છે, તે વિચાર કરતાં બરાબર જણાતું નથી. કારણકે યુક્તિથી જોતાં મનની ગતિ પવનથી પણ વધારે છે. ૬૫

એક વખત જેમાં મન રાચે છે-આનંદ પામે છે, તેમાં જ પાછું તે મન વિરક્ત પણ થાય છે તેથી કોઈ વિષયો ઇષ્ટ કે અનિષ્ટ નથી, એમ તું નિશ્ચયપૂર્વક માન. ૬૬

કેવલ તામેં કર્મ કો, રાગ-દ્વેષતેં બંધ;
પરમેં નિજ અભિમાન ધરી, કયા ફિરત? હો અંધ!. ૬૭

જૈસે લલના લલિતમેં, ભાવ ધરતુ હૈ સાર;
તૈસે મૈત્રી પ્રમુખમેં, ચિત્ત ધરિ કરિ સુવિચાર. ૬૮

બાહિર બહુરી કહા ફિરે, આપહિમેં હિત દેખ;
મૃગ-તૃષ્ણા સમ વિષયકો, સુખ સમજાતિ ઉવેખ. ૬૯

પ્રિય અપ્રિય વ્યવહાર નિજ, રુચિરસ સાચો નાહિં;
અંગજ વલ્લભ સુત ભયો, યૂકાદિક નહિ કાહિં. ૭૦

---

ફક્ત તે વિષયોમાં રાગ અને દ્વેષ કરવાથી કર્મનો બંધ થાય છે. હે અંધ! અજ્ઞાની! પરવસ્તુમાં 'આ પોતાની છે' એવું અભિમાન ધરી શા માટે ફરે છે? ૬૭

જેવી રીતે તું સ્ત્રીઓના વિલાસમાં સુંદર ભાવ ધારણ કરે છે, તેવી રીતે મૈત્રી વગેરે ભાવનાઓમાં ચિત્તને ધારણ કરી, સારા વિચાર કર. (તો તારૂં સહેજમાં કલ્યાણ થશે) ૬૮

હે બાવરા! મૂર્ખ! તું બહાર શું ફરે છે? આત્મામાં જ તારૂં હિત છે, તે જો. વિષયોના સઘળા સુખો મૃગ-તૃષ્ણા સમાન છે, એમ જાણી તેની ઉપેક્ષા કર. ૬૯

પ્રિય-અપ્રિય વ્યવહાર=અમુક વસ્તુ પ્રિય હોવી અને અમુક વસ્તુ અપ્રિય હોવી એમાં માત્ર પોતાની રુચિનો રસ હોય છે, પણ તે વ્યવહાર સાચો નથી-વાસ્તવિક નથી. નહિતર-અંગથી પેદા થયેલો પુત્ર વલ્લભ-વહાલો લાગે છે, પણ અંગથી ઉત્પન્ન થયેલ જૂ, કરમીયા વગેરે કેમ પ્રિય લાગતા નથી? ૭૦

હોવત સુખ નૃપ રંકકું, નોબત સુનત સમાન;
ઇક ભોગે ઇક નાહિ સો, બઢયો ચિત્ત અભિમાન. ૭૧

હોવત સુખ સંકલ્પ ભવ, કૃત્રિમ જેસો કપૂર;
રંજત હે જન મુગધકું, વર્જિત જ્ઞાન અંકુર. ૭૨

ગુન મમકાર ન વસ્તુકો, સો વાસના નિમિત્ત;
માને સુતમેં સુત અધિક, દોરત હે હિત ચિત્ત. ૭૩

મન-કૃત મમતા જૂઠ હે, નહિ વસ્તુ પરજાય;
નહિ તો વસ્તુ બિકાયથેં, કયું મમતા મિટિ જાય ?. ૭૪

---

રાજા અને રંકને નોબત સાંભળતાં સરખું જ સુખ થાય છે, પરંતુ એક તે સુખને ભોગવે છે-પોતાને તેનો ભોકતા માને છે, જ્યારે બીજો તેમ નથી માનતો. બંનેને સુખ થતું હોવા છતાં એકના ચિત્તમાં અભિમાન વધે છે, બીજામાં તેનું અભિમાન નથી. ૭૧

સંસારનાં સુખો સંકલ્પથી ઉત્પન્ન થયેલાં છે-કાલ્પનિક છે, વાસ્તવિક નથી. જેમ બનાવટી કપૂરથી ભોળા માણસો રાજી થાય છે, તેમ સંસારનાં સુખોથી, જેના મનમાં જ્ઞાન-રૂપી અંકુરો પ્રગટ થયા નથી તેવા મનુષ્યો જ રાજી થાય છે. ૭૨

વસ્તુનું મમત્વ એ ગુણ નથી, તે મમત્વ ફક્ત વાસનાના નિમિત્તે જ થાય છે. પિતા પોતાના પુત્રોમાં તેને ચલાયો પુત્ર માને છે કે જે પુત્ર હિત કરનારી પ્રવૃત્તિમાં ચિત્તને દોરે છે. ૭૩

મમતા કેવળ મનની જ કરેલી છે, તે જુઠી છે-વાસ્ત-

જન જનકી રુચ ભિન્ન હૈ, ભોજન કૂર કપૂર;
ભોગવંતકું જો રુચે, કરભ કરે સો દૂર. ૭૫
કરભ હસે નૃપ ભોગકું, હસે કરભકું ભૂપ;
ઉદાસીનતા બિનુ નહિ, દોનુંકું રતિ રૂપ. ૭૬
પરમેં રાચે પર રુચિ, નિજ રૂચિ નિજગુણમાંહિ;
ખેલે પ્રભુ આનંદઘન, ધરિ સમતા ગલે બાંહિ. ૭૭

---

વિક નથી, વસ્તુનો પર્યાય નથી. વસ્તુમાંથી ઉત્પન્ન થતી નથી. જે પદાર્થ ઉપર મમતા હોય છે, તે વસ્તુ વેચી દીધા પછી એ મમતા કેમ મટી જાય છે?-તે પદાર્થ ઉપરની મમતા કેમ ચાલી જાય છે? જો મમતા વાસ્તવિક હોય તો વસ્તુ વેચી દીધા પછી પણ ન મટવી જોઈએ, પણ મટી જાય છે તેથી જ મમતા અસત્ય છે, એમ સાબીત થઈ જાય છે. ૭૪

દરેક લોકની રુચિ જુદી જુદી હોય છે, જે કૂર અને કપૂરનું ભોજન ભાગ્યવંતને ગમે છે, તે ભોજનને ઉંટ દૂર કરે છે-તે ભોજન ઉંટને ગમતા નથી. ૭૫

રાજાના ભોગોને ઉંટ હસે છે અને રાજા ઉંટના ભોગોને હસે છે, ઉદાસીનતા પ્રગટ્યા સિવાય તે બંનેને સુખ નથી-જો પોતપોતાના ભોગોમાં ઉદાસીનતા પ્રગટે તો બંનેને સુખ થાય. ૭૬

પરમાં રુચિવાળો જીવ પરમાં રાચે છે અને પોતાના આત્મામાં રુચિવાળો જીવ પોતાના ગુણોમાં રાચે છે. આનંદના સમૂહમય આત્મા સમતાને ધારણ કરીને આનંદ કરે છે. ૭૭

માયા-મય જગકો કહ્યો, જહાં સબહિ વિસ્તાર;
જ્ઞાનીકું હોવત કહાં, તહાં શોક કો ચાર. ૭૮

શોચત નહિ અનિત્યમતિ, હોવત માલ મલાન;
ભાંડે ભી શોચત ભગે, ધરત નિત્ય અભિમાન. ૭૯

કૂટ વાસના ગ્રથિત હૈ, આશા-તંતુ-વિતાન;
છેદૈ તાકું શુભમતિ, કર ધરિ બોધ-કૃપાન. ૮૦

જનની મોહ-અંધારકી, માયા-રજની કૂર;
જ્ઞાન-ભાનુ-આલોકતેં, તાકો કીજે દૂર. ૮૧

---

જ્યાં જગતનો સઘળો વ્યવહાર માયામય કહેવામાં આવ્યો છે, ત્યાં જ્ઞાનીને શોકનો પ્રચાર કેવી રીતે થાય ? ૭૮

જે આત્મા પદાર્થોને અનિત્ય માને છે, તે આત્મા પોતાની સઘળી માલ-મીલકત ખલાસ થઇ જાય તો પણ શોક કરતો નથી. જ્યારે જે જીવ વસ્તુમાં નિત્યપણાનું અભિમાન રાખે છે, તે તો માત્ર પોતાનું એક માટીનું વાસણ ભાંગી જાય તો પણ શોક કરે છે. ૭૯

આશારૂપી તાંતણાઓના વિસ્તારથી ગુંથેલી વાસનારૂપી મિથ્યા જાળને શુદ્ધ બુદ્ધિવાળો પુરુષ હાથમાં જ્ઞાનરૂપી કટારી લઇને છેદી નાખે છે. ૮૦

ક્રૂર એવી માયારૂપી રાત્રિ કે જે મોહરૂપી અંધકારને ઉત્પન્ન કરનારી છે, તેને જ્ઞાનરૂપી સૂર્યના પ્રકાશથી દૂર કરવી જોઇએ. ૮૧

ઉદાસીનતા મગન હુઈ, અધ્યાતમ-રસ-કૂપ;
દેખે નહિ કછુ ઔર જબ, તબ દેખે નિજરૂપ. ૮૨

આગે કરી નિઃસંગતા, સમતા સેવત જેહુ;
રમે પરમ આનંદ-રસ, સત્ય-યોગમેં તેહુ. ૮૩

દંભહી જનિત અસંગતા, ઈહ ભવકે સુખ દેત;
દંભ રહિત નિ.સંગતા, કૌન દૂર સુખ હેત. ૮૪

મત હો સંગ નિવૃત્તકું, પ્રેમ પરમ ગતિ પાઈ;
તાકો સમતા-રંગ પુનિ, કિનહી કહ્યો ન જાય. ૮૫

---

અધ્યાત્મરૂપી રસના કૂવા જેવી ઉદાસીનતામાં મગ્ન થયેલ આત્મા, જ્યારે બીજું કાંઈ પણ જુએ નહિ, ત્યારે તે પોતાના રૂપને જુએ છે ૮૨

જે આત્મા નિઃસંગભાવને આગળ કરીને સમતાને સેવે છે, તે પરમ આનંદના રસ સમાન સાચા યોગમાં રમે છે. ૮૩

જો દંભપૂર્વકની નિઃસંગતા પણ આ ભવમાં સુખ આપે છે; તો પછી દંભ વિનાની નિઃસંગતા માટે કયુ સુખ દૂર હોય ? અર્થાત્ દંભ વિનાની નિઃસંગતા માટે સ્વર્ગ અને મોક્ષના સુખ પણ દૂર નથી. સાવ નિકટ જ છે, એમ સમજવું. ૮૪

સંગથી નિવૃત્ત થયેલાને કદાચ પરમગતિપ્રાપ્તિરૂપ મોક્ષનું સુખ હજી પ્રાપ્ત ન પણ થયું હોય, તો પણ તેમેં જે સમતાનો રંગ છે-સમતાનો આનંદ છે, તે તો કોઈથી

તિસના વિદ્રુમ વલ્લિ ઘન, વિષય ઘુમર બહુ જોર;
ભીમ ભયંકર ખેદ જલ, ભવસાગર ચિહું ઓર. ૮૬
ચાહે તાકો પાર તો, સજ કર સમતા નાઉ;
શીલ-અંગ દઢ પાટીએ, સહસ અઢાર બનાઉ. ૮૭
કૂઆ-થંભ શુભ યોગ પરી, બૈઠે માલિમ જ્ઞાન;
અધ્યાતમ સઢ બલેં ચલે, સંયમ પવન પ્રમાણ. ૮૮
યોગી જે બહુ તપ કરે, ખાઇ જુરે તરૂપાત;
ઉદાસીનતા બિનુ ભસમ, હુતિમેં સોભિ જાત. ૮૯

---

કહ્યા જાય તેમ નથી. અર્થાત્ તેનું વર્ણન વાણી દ્વારા થઇ શકે તેમ નથી. તે અનુભવથી જ સમજાય એમ છે. ૮૫

'તૃષ્ણારૂપી પરવાળાઓની ઘટાદાર વેલડીઓ જેમાં ફેલાયેલી છે, વિષયોની ઘુમરીઓનું (=આવર્તોનું) જેમાં બહુ જોર છે, અને અત્યંત ભયંકર ખેદરૂપી પાણી જેમાં છે, એવો આ સંસારરૂપી સાગર ચારે તરફ ફેલાયેલો છે. ૮૬

તે સંસારસમુદ્રનો પાર પામવા તું ચાહતો હોય તો સમતારૂપ નાવ (વહાણ)ને તૈયાર કર. તે સમતારૂપી નાવ અઢાર હજાર શીલાંગરૂપી પાટીયાથી બનાવેલી છે. ૮૭

તે સમતારૂપી નાવના શુભયોગરૂપી કૂવાસ્તંભ છે, તે નાવમાં જ્ઞાનરૂપ માલમ-સુકાની બેઠો છે, અને જે નાવ અધ્યાત્મરૂપી સઢના બળથી, સંયમરૂપી પવનના યોગે ચાલે છે. તે સમતારૂપી નાવને તું સજ્જ કર. ૮૮

યોગીઓ કે જે ઘણાં તપ કરે છે, વૃક્ષના પડી ગયેલા સૂકા પાંદડાઓને ખાય છે, તેમનો તે તપ પણ ઉદાસીનતા-સમતા વિનાનો હોય તો તે ભસ્મમાં (ઘીની) આહૂતિની સમાન છે. ૮૯

છુટે ભવકે જાલથેં, જિનહિ તપ કરિ લોક;
સોભી મોહે કાહુકું, દેત જનમ કો શોક. ૯૦

વિષય ઉપદ્રવ સબ મિટચો, હોવત સુખ સંતોષ;
તાતે વિષયાતીત હે, દેત શાંત રસ પોષ. ૯૧

બિનુ લાલચ બશ હોત હે, વસા બાત યહ સાચ;
યાતે કરે નિરીહ કે, આગે સમ-રતિ નાચ. ૯૨

દે પરીમલ સમતા લતા, વચન અગોચર સાર;
નિત્ય વૈરિભી જિહાં વસે, લહતુ પ્રેમ મહકાર. ૯૩

---

જે તપ કરીને લોક સંસારની જાળથી મુક્ત થાય છે, તે જ તપ પણ મોહના યોગે કોઇક જીવને જન્મ-મરણના શોકનું કારણ થાય છે. ૯૦

જ્યારે વિષયોના સર્વ ઉપદ્રવો મટી જાય, ત્યારે સંતોષનું સુખ પ્રાપ્ત થાય છે. તેથી તે સુખ વિષયાતીત છે અને શાંતરસનું પોષણ આપે છે-શાંતરસની પ્રાપ્તિ કરાવે છે. ૯૧

લાલચ ન હોય ત્યારે વસ્તુ વશ થાય છે એ વાત સાચી છે. કારણકે-નિઃસ્પૃહ પુરુષની આગળ જ સમભાવમાં રતિરૂપી સ્ત્રી નાચ કરે છે. ૯૨

સમતારૂપી લતા વચનને અગોચર તથા સારભૂત એવી સુગંધી પ્રગટાવે છે કે જેના યોગે નિત્ય વૈરવાળા પ્રાણીઓ પણ પરસ્પર પ્રેમ ધારણ કરીને જ્યાં સાથે વસે છે. ૯૩

સેના રાખસ મોહકી, જીપે સુખે પ્રબુદ્ધ;
બ્રહ્મ બાનિ ઇક લેઇકે, સમતા અંતર શુદ્ધ. ૯૪

કવિ-મુખ-કલ્પિત અમૃતકે, રસમેં મુઝત કાંહિ?
ભજો એક સમતા સુધા, રતિ ધરિ શિવપદમાંહિ. ૯૫

યોગ ગ્રંથ જલનિધિ મથો, મન કરિ મેરૂ મથાન;
સમતા અમૃત પાઇકે, હો અનુભવ રસ જાન. ૯૬

ઉદાસીનમતિ પુરુષ જો, સમતા નિધિ શુભ વેષ;
છોરત તાકું ક્રોધ કીહું, આપહી કર્મ અશેષ. ૯૭

---

જેનું અંતર સમતાના યોગે શુદ્ધ થયેલું છે એવો પ્રબુદ્ધ આત્મા મોહરૂપી રાક્ષસની સેનાને સમતારૂપી એક બ્રહ્મબાણ લઇને સુખપૂર્વક જીતે છે. ૯૪

કવિના મુખથી કલ્પિત એવા અમૃતના રસમાં-તેને મેળવવાની ઇચ્છામાં શા માટે મોહ પામો છો? શિવપદમાં રતિ ધારણ કરીને એક સમતારૂપી અમૃતને સેવો. ૯૫

મનરૂપી મેરુનો રવૈયો કરી યોગગ્રંથોરૂપી સમુદ્રનું મંથન કરો. જેથી સમતારૂપી અમૃતને પ્રાપ્ત કરીને અનુભવરૂપી રસના જાણકાર બની શકો. ૯૬

જે પુરુષ ઉદાસીન બુદ્ધિવાળો છે, સમતાનો ભંડાર છે, શુભ વેષવાળો છે, તેને સર્વ કર્મો પોતાની મેળે જ જાણે તેના પર ક્રોધ આવ્યો હોય તેમ તેને છોડી દે છે. ૯૭

શુદ્ધ યોગ અજ્ઞાન ધરિ, નિત્ય કરમકો ત્યાગ;
પ્રથમ કરે જો મૂઢ સો, ઉભય ભ્રષ્ટ નિર્ભાગ. ૯૮

ક્રિયા-મૂઢ જુઠી ક્રિયા, કરે ન થાપે જ્ઞાન;
ક્રિયા-ભ્રષ્ટ એક જ્ઞાન મતિ, છોરે ક્રિયા અજ્ઞાન. ૯૯

તે દોનુંથેં દૂરિ શિવ, જે નિજ બલ અનુસાર;
યોગ રુચિ મારગ ગહે, સો શિવ સાધન હાર. ૧૦૦

---

પોતાને ઉચિત એવા નિત્ય કર્મોનો અર્થાત્ ગુણસ્થાનકને ઉચિત એવી પ્રતિક્રમણ આદિ ક્રિયાઓનો જે ત્યાગ કરે છે અને જે માત્ર ઉપરના અપ્રમત્ત આદિ ગુણ સ્થાનકને જ યોગ્ય છે તેવા કેવળ નિશ્ચય નયના યોગ ઉપર જ મદાર રાખી અકાળે કર્તવ્ય કર્મ છોડે છે તે નિર્ભાગી, મૂઢ બુદ્ધિવાળો ઉભયથી ભ્રષ્ટ થાય છે. અર્થાત્ કરવાલાયક કરતો નથી અને ન કરવાલાયક કરવા જાય છે અને તેથી પરિણામે ઉભયથી ભ્રષ્ટ થાય છે. પ્રથમ વ્યવહાર અને પછી નિશ્ચય એ સાચો ક્રમ છે. ૯૮

જે પુરુષ જ્ઞાનને આત્મામાં સ્થાપન કરતો જ નથી અને જ્ઞાનથી નિરપેક્ષ કેવળ ક્રિયાની પાછળ જ મૂઢ બનેલો છે તેની ક્રિયા નિષ્ફળ છે. અને જે એક જ્ઞાનને જ માને છે અને ક્રિયાનો વિચ્છેદ કરે છે, તેને પણ અજ્ઞાની—એકાંતવાદી જાણવો. ૯૯

આ બંને ય પ્રકારના આત્માથી મોક્ષ દૂર છે, પણ જે પોતાની ભૂમિકા અનુસાર ઉચિત માર્ગનો ભંગ કર્યો

નિવૃત્તિ લલનાકું સહજ, અચરિજકારી કોઉ;
જો નર યાકું રૂચત હે, યાકું દેખે સોઉ, ૧૦૧

મન પારદ મૂર્છિત ભયો, સમતા ઔષધિ આઇ;
સહજ વેધ રસ પરમગુન, સોવન-સિદ્ધિ કમાઇ. ૧૦૨

બહુત ગ્રંથ નય દેખિકે, મહાપુરૂષકૃત સાર;
વિજયસિંહસૂરિ કીઓ, સમતા શતક ઉદાર. ૧૦૩

---

વિના શક્તિ અનુસારે માર્ગમાં રુચિ રાખી શુદ્ધ માર્ગમાં રહે છે, તે જ મોક્ષને સાધનારો છે. ૧૦૦

નિર્વૃતિરૂપી સ્ત્રીનો સ્વભાવ કોઈ આશ્ચર્યકારી છે. જે નર-મનુષ્ય તેને રુચે છે, તે મનુષ્ય જ તે-શિવને જોઈ શકે છે. ૧૦૧

સમતારૂપી ઔષધિ જ્યારે આવી ત્યારે મનરૂપી પારો મૂર્છિત થયો અને સહજવેધ (-સહસ્રવેધી) રસ ઉત્પન્ન થયો, જેના પરિણામે પરમ ગુણકારી સુવર્ણસિદ્ધિ થઈ-સુવર્ણની પ્રાપ્તિ થઈ. અર્થાત્ કલ્યાણની-મોક્ષની પ્રાપ્તિ થઈ. ૧૦૨

મહાપુરુષોએ રચેલા ઘણા ગ્રંથોને જોઇને તેના સારભૂત ઉદાર સમતાશતક શ્રી વિજયસિંહસૂરિએ (સંસ્કૃત ભાષામાં) કર્યું છે. ૧૦૩

## દુહા

ભાવત જાકું તત્ત્વ મન, હો સમતા-રસ-લીન;
જયું પ્રગટે તુજ સહજ સુખ, અનુભવગમ્ય અહીન. ૧૦૪

કવિ જસવિજય સુશિખએ, આપ આપકું દેત;
સામ્ય-શતક ઉદ્ધાર કરી, હેમવિજય મુનિ હેત. ૧૦૫

---

જેનું તત્ત્વ મનમાં વિચારતાં સમતારસમાં લીન થાઓ. જેથી તમને એવું સહજ સુખ-આત્મસુખ પ્રગટ થાય કે જે અનુભવગમ્ય જ હોય અને જે ક્યારે પણ હીન ન થાય-નાશ ન પામે. ૧૦૪

કવિ જસવિજય (ઉપાધ્યાયજી શ્રી યશોવિજયજી મહારાજ) આ સુંદર શિખામણ પોતે પોતાને જ આપે છે. શ્રી હેમવિજય મુનિ માટે આ સામ્યશતકનો (તેઓ-શ્રીએ) ઉદ્ધાર કર્યો છે. ૧૦૫



# ❋ સમાધિશતક ❋

દુહા

સમરી ભગવતી ભારતી, પ્રણમી જિન જગ બંધુ;
કેવલ આતમ-બોધકો, કરશું સરસ પ્રબંધ. ૧

કેવલ આતમ-બોધ હે, પરમારથ શિવ-પંથ;
તામે જિનકું મગનતા, સોઇ ભાવ-નિગ્રંથ. ૨

ભોગ જ્ઞાન જ્યું બાલકો, બાહ્ય જ્ઞાનકી દોર;
તરૂણ ભોગ અનુભવ જિસ્યો, મગન-ભાવ કછુ ઓર. ૩

---

ભગવતી ભારતી સરસ્વતી માતાનું સ્મરણ કરીને, જગતના બંધુ શ્રી જિનેશ્વર ભગવંતને પ્રણામ કરીને જેનાથી કેવળ આત્મબોધ થાય, તે આત્મબોધનો સરસ પ્રબંધ રચીશું. ૧

કેવલ આત્મબોધ જ પરમાર્થથી મોક્ષનો માર્ગ છે, તે આત્મજ્ઞાનમાં જેમની મગનતા છે, તે જ ભાવનિર્ગ્રંથ જાણવા. ૨

યુવત વયના પુરુષને જેવું ભોગનું જ્ઞાન હોય તેવું ભોગનું જ્ઞાન જેમ બાળકને હોતું નથી, તેવી જ રીતે જે જીવો બાહ્યજ્ઞાનની દોરમાં જ્યાં ત્યાં ભ્રાંતિથી સુખની બુદ્ધિ ધારણ કરી રહ્યા છે, તેઓને આત્મજ્ઞાનથી થતું સુખ અને તેની મગનતાનું ભાન હોતું નથી. અર્થાત્ તેમને અનુભવ જ્ઞાન હોતું નથી. આત્મમગ્નભાવ કોઈ જુદો જ છે! ૩

આતમ-જ્ઞાને મગન જો, સો સબ પુદ્ગલ ખેલ;
ઇંદ્રજાલ કરિ લેખવે, મિલે ન તિહાં મન-મેલ. ૪

જ્ઞાન બિના વ્યવહારકો, કહા બનાવત નાચ?
રત્ન કહો કોઉ કાચકું, અંત કાચ સો કાચ. ૫

રાચે સાચે ધ્યાનમેં, યાચે વિષય ન કોઇ;
નાચે માચે મુગતિ-રસ, 'આતમ-જ્ઞાની' સોઇ. ૬

બહિર અંતર પરમ એ, આતમ-પરિણતિ તીન;
દેહાદિક આતમ-ભરમ, બહિરાતમ બહુ દીન. ૭

---

જે આત્મા આત્મજ્ઞાનમાં મગ્ન છે, તે સર્વ સોનું, રૂપું, આભૂષણ તથા આહાર વગેરે પુદ્ગલના ખેલને ઇંદ્રજાલ સમાન જાણે છે, તે પૌદ્ગલિક પદાર્થોમાં તેના મનનો મેળ મળતો નથી–તેનું મન ચોંટતું નથી. ૪

જ્ઞાન વિના ફક્ત એકલા વ્યવહારથી (ક્રિયાકાંડથી) મુક્તિની સાધના કરવી તે નાટક સમાન છે, કોઇ કાચને રત્ન માની ગ્રહણ કરે પણ છેવટે તો કાચ એ કાચ જ છે, તેવી રીતે જ્ઞાન વિના કેવળ બાહ્ય ક્રિયાથી મુક્તિ થતી નથી. ૫

આત્મજ્ઞાનીનું લક્ષણ કહે છે. જે સાચા એવા ધર્મધ્યાન અને શુક્લધ્યાનમાં રાચે અને તેમાં માચી રહે–મગ્નતા ધારણ કરે, પાંચે ઇંદ્રિયોના વિષયોની યાચના કરે નહિ, ફક્ત મોક્ષના રસમાં લયલીન થઇ–મગ્ન થઇ નાચે–આનંદ પામે તેને જ આત્મજ્ઞાની જાણવો. ૬

આત્માની પરિણતિ ત્રણ પ્રકારની છે. (૧) બહિરાત્મા,

ચિત્તદોષ આતમ-ભરમ, અંતર આતમ ખેલ;
અતિ નિર્મલ પરમાતમા, નાહિ કર્મ કો ભેલ. ૮

નરદેહાદિક દેખકે, આતમ-જ્ઞાને હીન;
ઇંદ્રિય બલ બહિરાતમા, અહંકાર મન લીન. ૯

અલખ નિરંજન અકલ ગતિ; વ્યાપી રહ્યો શરીર;
લખ સુજ્ઞાને આતમા, ખીર લીન જ્યું નીર. ૧૦

---

(૨) અંતરાત્મા અને (૩) પરમાત્મા. તેમાં પ્રથમ દેહ-વાણી-મન આદિમાં જેને આત્મપણાની બુદ્ધિ છે, તે હીન-બીચારો બહિરાત્મા છે. ૭

શરીર વગેરેને આત્મા માનવારૂપ ચિત્તના દોષને જે આત્મભ્રમ માને છે, કાયા વગેરેને સાક્ષીરૂપ માને છે. અને જે આત્મામાં રમે છે તે અંતરાત્મા છે. અર્થાત્ જેઓની શરીર વગેરેમાં આત્મપણાની બુદ્ધિ નથી પણ જે શરીરા-દિકના સાક્ષીરૂપે વર્તે છે તે અંતરાત્મા છે. અને જેઓમાં કર્મ મળેલા નથી-કર્મથી જેઓ રહિત છે અને તેથી જેઓ અત્યંત નિર્મળ છે તે પરમાત્મા છે. ૮

મનુષ્યદેહ વગેરે જોઇને બહિરાત્મા પોતાને મનુષ્ય માને છે અને આત્મજ્ઞાનથી હીન પાંચ ઇંદ્રિયોમાં અને તેના બળમાં આત્મભાવ ધારણ કરી અહંકારથી મનમાં લીન થઇ કર્મગ્રહણ કરે છે. ૯

અલક્ષ્ય (=લક્ષમાં નહિ આવનાર), નિરંજન (=કર્મ-રૂપી અંજનથી રહિત), અને જેની ગતિ કળી શકાય નહિ

અરિ મિત્રાદિક કલ્પના, દેહાતમ અભિમાન;
નિજ પર તનુ સંબંધ મતિ, તાકો હોત નિદાન. ૧૧
દેહાદિક આતમ-ભ્રમે, કલ્પે નિજ પર ભાવ;
આતમ-જ્ઞાની જગ લહે, કેવલ શુદ્ધ સ્વભાવ. ૧૨
સ્વ-પર વિકલ્પે વાસના, હોત અવિદ્યારૂપ;
તાતેં બહુરી વિકલ્પમય, ભરમ-જાલ અંધકૂપ. ૧૩
પુત્રાદિકકી કલ્પના, દેહાતમ-ભ્રમ ભૂલ;
તાકું જડ સંપત્તિ કહે, હહા મોહ પ્રતિકૂલ. ૧૪

---

એવો આત્મા શરીરમાં અસંખ્યાત પ્રદેશથી વ્યાપી રહ્યો છે, તે જ્ઞાન વડે ઓળખાય છે, દૂધમાં જેમ પાણી મળી ગયું હોય તેમ શરીરમાં આત્મા વ્યાપી રહ્યો છે. ૧૦

દેહને વિષે આત્મબુદ્ધિના અભિમાનથી શત્રુ, મિત્ર વગેરે કલ્પના થાય છે. આ પારકું અને આ પોતાનું એવો અધ્યવસાય પુદ્ગલભાવમાં ઉત્પન્ન કરવામાં કારણભૂત દેહમાં આત્મબુદ્ધિનું અભિમાન છે. ૧૧

દેહ આદિમાં આત્મબુદ્ધિનો જેને ભ્રમ છે, તેવો પુરુષ 'આ પોતાનું અને આ પારકું છે' એમ કલ્પે છે, આત્મજ્ઞાની કેવળ આત્મિક શુદ્ધ સ્વભાવને જગતમાં પોતાનો માને છે. ૧૨

સ્વ અને પરના વિકલ્પથી અવિદ્યારૂપ વાસના ઉત્પન્ન થાય છે. તેથી બહુ વિકલ્પ થાય છે અને બહુ વિકલ્પમય ભ્રમજાળરૂપી અંધકૂપમાં ચેતન પડે છે. ૧૩

જેને સ્વ અને પરનું ભેદજ્ઞાન થયું નથી તે પુત્ર

યા ભ્રમ-મતિ અબ છાંડિ દો, દેખો અંતર-દૃષ્ટિ;
મોહ-દૃષ્ટિ જો છોડિએ, પ્રગટે નિજ-ગુણ-સૃષ્ટિ. ૧૫

રૂપાદિકકો દેખવો, કહન કહાવન કૂટ;
ઈંદ્રિય યોગાદિક બલે, એ સબ લૂટાલૂટ. ૧૬

પરપદ આતમ દ્રવ્યકું, કહન સુનન કછુ નાંહિ;
ચિદાનંદ-ઘન ખેલ હી, નિજપદ તો નિજ માંહિ. ૧૭

---

વગેરે પ્રત્યક્ષ પોતાથી ભિન્ન દેખાતા ભાવોને કલ્પનાથી પોતાના માને છે, શરીર આદિને પોતાના માનવા એ ભ્રમનું મૂળ છે, જડબુદ્ધિવાળા તેને પોતાની સંપત્તિરૂપે જાણે છે, અહા ! આ તે કેવી મોહની પ્રતિકૂળતા છે ? ૧૪

હે ચેતન ! હવે ભ્રાંતિવાળી બુદ્ધિનો ત્યાગ કરી અંતરદૃષ્ટિથી તું આત્માને જો. મોહદૃષ્ટિને છોડી દેવામાં આવે તો પોતાના–આત્માના ગુણોની સૃષ્ટિ પ્રગટ થાય છે. ૧૫

રૂપ આદિને જોવું, તેને કહેવું-કહેરાવવું એ બધું કૂટ-મિથ્યા છે, પાંચ ઇંદ્રિયો અને મન–વચન–કાયાના યોગથી આત્મા પરભાવમાં રમણ કરવાથી આત્મઋદ્ધિની લૂંટાલૂંટ થાય છે. ૧૬

આત્મદ્રવ્યને પરપદ–અન્યપદ–પૌદ્ગલિક પદાર્થ અંગે કાંઇ કહેવાનું કે સાંભળવાનું પ્રયોજન નથી. કારણકે જ્ઞાન અને આનંદનો ઘન એવો આત્મા તો પોતાના સ્વરૂપમાં રમણ કરે છે. પોતાનું પદ તો પોતામાં જ છે. ૧૭

ગ્રહણ અયોગ્ય ગ્રહે નહિ, ગ્રહ્યો ન છોડે જેહ;
જાણે સર્વ સ્વભાવતેં, સ્વપર-પ્રકાશક તેહ. ૧૮

રૂપેકે ભ્રમ સીપમેં, જ્યું જડ કરે પ્રયાસ;
દેહાતમ-ભ્રમતેં ભયો, ત્યું તુજ કૂટ અભ્યાસ. ૧૯

મિટે રજત ભ્રમ સીપમેં, જન પ્રવૃત્તિ જિમ નાહિં;
ન રમે આતમ-ભ્રમ મિટે, ત્યું દેહાદિકમાંહિ. ૨૦

ફિરે અબોધે કંઠગત, ચામીકરકે ન્યાય;
જ્ઞાન-પ્રકાશે મુગતિ તુજ, સહસ સિદ્ધિ નિરૂપાય. ૨૧

---

આત્મજ્ઞાની પુરુષ ગ્રહણ કરવા માટે અયોગ્ય એવી પૌદ્ગલિક વસ્તુને ગ્રહે નહિ, અને ગ્રહણ કરવા યોગ્ય શુદ્ધ સ્વરૂપને ગ્રહણ કરીને છોડે નહિ, સર્વ પદાર્થને સ્વભાવથી જાણે છે અને તે સ્વ-પર પ્રકાશક નિર્મળ આત્મજ્ઞાની થાય છે. ૧૮

જેમ જડ માણસ છીપમાં રૂપાનો ભ્રમ થવાથી તેને લેવા પ્રયાસ કરે છે, તેમ હે ચેતન! તને દેહમાં આત્મ બુદ્ધિના ભ્રમથી ખોટો અભ્યાસ થયો છે. ૧૯

છીપમાં થતી રજતબુદ્ધિનો ભ્રમ મટી જવાથી માણસ છીપને ગ્રહણ કરવામાં પ્રવૃત્તિ કરતો નથી, તેમ દેહાદિકમાં થતો આત્મભ્રમ નાશ થવાથી તે તે દેહ આદિમાં રમણ કરતો નથી-દેહાદિકમાં રાગ કરતો નથી. ૨૦

જેમ કોઈ અજ્ઞાની પોતાના કંઠમાં સોનાની માળા હોવા છતાં મારો હાર ક્યાં ગયો? એમ કહેતો ફરે છે,

યા બિન તું સૂતો સદા, યોગે ભોગે જેણુ;
રૂપ અતીંદ્રિય તુઝ તે, કહી શકે કહો કેણુ? ૨૨

દેખે ભાખે ઓર કરે, જ્ઞાની સબહિ અચંભ;
વ્યવહારે વ્યવહારસ્યું, નિશ્ચયમેં થિર થંભ. ૨૩

જગ જાણે ઉન્મત્ત સો, ઓ જાણે જગ અંધ;
જ્ઞાનીકું જગમેં રહ્યો, યુ નહિ કોઈ સંબંધ. ૨૪

---

પણ તે ભ્રાંતિ દૂર થવાથી પોતાના કંઠમાં જ હાર છે, એમ તેને સત્ય સમજાય છે, તેવી રીતે અજ્ઞાની જીવ દેહાદિક પરવસ્તુમાં આત્મભ્રાંતિ ધારણ કરી જ્યાં ત્યાં આત્મતત્ત્વ શોધે છે પણ જ્ઞાનનો પ્રકાશ થવાથી પોતાનામાં જ આત્મસ્વરૂપ ભાસે છે, બીજા ઉપાય વિના સહજભાવે મુક્તિની સિદ્ધિ થાય છે. ૨૧

જે આત્મજ્ઞાનની પ્રાપ્તિ વિના તું બાહ્ય યોગમાં અને બાહ્ય વસ્તુના ભોગમાં સૂતો હતો. હવે જ્યારે આત્મજ્ઞાન પ્રગટ થયું ત્યારે સમજાયું કે–તારું રૂપ અતીન્દ્રિય છે, તેનું વર્ણન કોણ કહી શકે ? અર્થાત્ તેનું વર્ણન થઈ શકે તેમ નથી-તે વચનાતીત છે. ૨૨

જ્ઞાની જે કાંઇ દેખે, જે કાંઈ બોલે, અને જે કાંઇ કરે, જ્ઞાનીનું તે સર્વ કર્તવ્ય આશ્ચર્યકારક છે. જ્ઞાની વ્યવહારમાં શુદ્ધ રીતે વર્તે છે અને નિશ્ચયનચે પોતાના શુદ્ધ આત્મસ્વરૂપમાં સ્થિર સ્થંભ સમાન વર્તે છે. ૨૩

જગત જ્ઞાનીને સાચી રીતે જાણી શકતું નથી અને જ્ઞાની જગતને અજ્ઞાની જાણે છે. જ્ઞાની જગતમાં રહેતાં છતાં તે કોઈની સાથે સંબંધથી બંધાતો નથી. ૨૪

યા પર છાંહિ જ્ઞાનકી, વ્યવહારે જ્યું કહાઈ;
નિર્વિકલ્પ તુજ રૂપમેં, દ્વિધા ભાવ ન સુહાઇ. ૨૫

યું બહિરાતમ છાંડિકે, અંતર-આતમ હોઇ;
પરમાતમ મતિ ભાવિએ, જિહાં વિકલ્પ ન કોઈ. ૨૬

સો મેં યા દ્રઢ વાસના, પરમાતમ પદ હેત;
ઇલિકા ભ્રમરી ધ્યાન ગતિ, જિન-મતિ જિન-પદ દેત. ૨૭

ભારે ભય પદ સોઈ હે, જિહાં જડકો વિશ્વાસ;
જિનસૂં એ ડરતો ફિરે, સોઈ અભય-પદ તાસ. ૨૮

---

જેમ વ્યવહારમાં જ્ઞાનની પરછાયા કહેવાય છે અર્થાત્ ત્યાં વિકલ્પદશા હોય છે, તેમ નિર્વિકલ્પ આત્મા ! તારા નિર્વિકલ્પ શુદ્ધ સ્વરૂપમાં બે પ્રકારનો ભાવ શોભતો નથી-હોતો નથી. ૨૫

એમ બહિરાત્મભાવનો ત્યાગ કરીને અંતરાત્મા થઈ જ્યાં સંકલ્પ-વિકલ્પ નથી એવા પરમાત્માની શુદ્ધ મતિથી ભાવના કરવી. ૨૬

'હું જ્ઞાન-દર્શન-ચારિત્રમય આત્મા છું' એવી દૃઢ વાસના પરમાત્મપદની પ્રાપ્તિ માટે છે, ઇલિકા અને ભમરીના દૃષ્ટાંતે રાગ-દ્વેષ રહિત એવી જિનમતિ જિનપદની પ્રાપ્તિના હેતુભૂત થાય છે શ્રી જિનેશ્વર પરમાત્માના ધ્યાનથી આત્મા સ્વયં જિન બની જાય છે. ૨૭

જ્યાં જડ ઉપર વિશ્વાસ છે તે જ સૌથી મોટું ભય-સ્થાન છે=બાહ્ય પદાર્થોમાં આત્મબુદ્ધિ કરવી તે જ મોટું

ઇંદ્રિય-વૃત્તિ-નિરોધ કરી, જો ખિનુ ગલિત વિભાવ;
દેખે અંતર આતમા, સો પરમાતમ-ભાવ. ૨૯
દેહાદિકતેં ભિન્ન મેં, મોથેં ન્યારે તેહુ;
પરમાતમ-પથ-દીપિકા, શુદ્ધ ભાવના એહુ. ૩૦
ક્રિયા કષ્ટ ભી નહુ લહે, ભેદ-જ્ઞાન-સુખવંત;
યા બિન બહુવિધિ તપ કરે, તો ભી નહિ ભવ-અંત. ૩૧

---

ભયસ્થાન છે. જે જડ પદાર્થોથી-બાહ્ય ભાવોથી આ આત્મા ડરતો ફરે છે-દૂર ભાગે છે, તે જ તેનું અભયપદ-નિર્ભય સ્થાન છે. ૨૮

ઇંદ્રિયોની વૃત્તિઓનો નિરોધ કરી-સંયમન કરી, વિભાવદશાને દૂર કરી જે અંતરાત્માવડે ક્ષણમાત્ર જોતાં જે જણાય છે તે જ પરમાત્માનું તત્ત્વ છે-પરમાત્મ-ભાવ છે. ૨૯

હું દેહ, વાણી અને મન આદિથી ભિન્ન છું, અને તે દેહાદિક મારાથી ન્યારા છે, આવી શુદ્ધ ભાવના ભાવવી તે પરમાત્મમાર્ગની દીવી છે. ૩૦

ભેદજ્ઞાને (શરીર અને આત્મા ભિન્ન છે તેમ જાણવું તે) કરી સુખી આત્મા ક્રિયાના કષ્ટને પામતો નથી, અને તે ભેદ જ્ઞાન વિના અનેક પ્રકારનાં તપ કરે-શારીરિક કષ્ટ-ક્રિયા કરે તો પણ તેને ભવનો-સંસારનો અંત થતો નથી. ૩૧

અભિનિવેશ પુદ્ગલ વિષય, જ્ઞાનીકું કહાં હોત?
ગુણકો ભી મદ મિટ ગયો, પ્રકટત સહજ ઉદ્યોત. ૩૨

ધર્મ ક્ષમાદિક ભી મિટે, પ્રગટત ધર્મ સંન્યાસ;
તે કલ્પિત ભવ-ભાવમેં, કયું નહિ હોત ઉદાસ? ૩૩

રજ્જુ અવિદ્યા-જનિત અહિ, મિટે રજ્જુકે જ્ઞાન;
આતમજ્ઞાને ત્યું મિટે, ભાવ-અબોધ નિદાન. ૩૪

---

આત્મજ્ઞાની કે જેને પોતાના જ્ઞાનાદિક ગુણો સંબંધી પણ મદ મટી ગયો હોય છે અને તેને સહજ આત્મસ્વરૂપનો ઉદ્યોત પ્રગટ થયેલો હોય છે તેવા આત્મજ્ઞાનીને પુદ્ગળ સબંધી અભિનિવેશ હોતો નથી. ૩૨

ધર્મસંન્યાસયોગ પ્રગટ થતા-ક્ષાયિકભાવે આત્મધર્મ પ્રગટ થતાં ક્ષયોપશમ ભાવના ક્ષમાદિક બાહ્ય ધર્મો પણ પોતાની મેળે શમી જાય છે. તો કલ્પિત સંસારના ભાવમાં જ્ઞાની કેમ મધ્યસ્થ ન રહી શકે? અર્થાત્ સંસારના સર્વ ભાવોમાં જ્ઞાની મધ્યસ્થ રહે છે. ૩૩

અંધકારમાં દૂરથી દોરડી જોતાં અજ્ઞાનથી જીવ દોરડીને સર્પ માને છે અને તેનાથી ભય પામે છે, પણ એ દોરડી છે એવું જ્ઞાન બરાબર થવાથી તેને દોરડીમાંથી સર્પની બુદ્ધિ નાશ પામે છે તેમ દેહાદિકમાં અવિદ્યાના યોગે આત્મબુદ્ધિની ભ્રાંતિ થઇ છે, પણ જ્યારે આત્માના વાસ્તવિક સ્વરૂપનું જ્ઞાન થાય ત્યારે આપોઆપ દેહાદિકમાં આત્મબુદ્ધિની ભ્રાંતિ ટળે છે. ૩૪

ધર્મ અરૂપી દ્રવ્યકે, નહિ રૂપી પરહેત;
અપરસ ગુન રાચે નહિં, યું જ્ઞાની મતિ દેત. ૩૫

નૈગમનયકી કલ્પના, અપરમ-ભાવ વિશેષ;
પરમ-ભાવમેં મગનતા, અતિ વિશુદ્ધ નયરેખ. ૩૬

રાગાદિક જબ પરિહરી. કરે સહજ ગુણ-ખોજ;
ઘટમેં ભી પ્રગટે તદા, ચિદાનંદકી મોજ. ૩૭

રાગાદિક પરિણામ-યુત, મનહિ અનંત સંસાર;
તેહિજ રાગાદિક રહિત, જાને પરમપદ સાર. ૩૮

---

અરૂપી આત્મદ્રવ્યનો ધર્મ પણ અરૂપી છે, તે અરૂપી આત્મદ્રવ્યના ધર્મનો હેતુ રૂપી દ્રવ્ય નથી. કારણકે અરૂપી ધર્મમાં રૂપી દ્રવ્યનું હેતુપણું ઘટતું નથી. તેમ પોતાની જાતિથી ભિન્ન એવું પુદ્ગલ દ્રવ્ય છે, તે આત્મદ્રવ્યમાં નિશ્ચયથી જોતાં કારણભૂત થતું નથી. અપરમ ગુણમાં રાચવું નહિ. એમ જ્ઞાની પુરુષો પોતાની બુદ્ધિથી વિચારે છે. ૩૫

અપરમભાવ વિશેષ નૈગમનયની કલ્પના છે, પરમ-ભાવમાં મગ્નતા તે અતિશુદ્ધ નયની રેખા છે માટે શુદ્ધ આત્મભાવમાં રાચવું. અતિવિશુદ્ધ નય એટલે શુદ્ધ નિશ્ચય નય. ૩૬

રાગ-દ્વેષ, પરભાવ આદિનો ત્યાગ કરીને પોતાના આત્માના સ્વાભાવિક ગુણો-જ્ઞાન આદિની ખોજ કરે, તો આત્માને પોતાના ઘટમાં જ ચિદાનંદની મોજ પ્રગટે છે. ૩૭

રાગ-અને દ્વેષના પરિણામવાળું મન તે જ અનંત સંસાર છે અને રાગાદિક રહિત એવું મન તે જ પરમપદ જાણવું. ૩૮

ભવ-પ્રપંચ મન-જાલકી," બાજી જૂઠી મૂલ;
ચાર પાંચ દિન ખુશ લગે, અંત ધૂલકી ધૂલ. ૩૯

મોહ બાગુરી જાલ મન, તામેં મૃગ મત હોઉ;
યામેં જે મુનિ નહિ પરે, તાકું અસુખ ન કોઉ. ૪૦

જબ નિજમન સન્મુખ હુએ, ચિંતે ન પર ગુણ દોષ;
તબ બહુરાઇ લગાઇએ, જ્ઞાન ધ્યાન રસ પોષ. ૪૧

અહંકાર પરમેં ધરત, ન લહે નિજ ગુણ ગંધ;
અહંજ્ઞાન નિજ ગુણ લગે, છૂટે પરહિ સંબંધ. ૪૨

---

ભવપ્રપંચભૂત મનની બનેલી માયાજાળની બધી બાજી જુઠી છે, તો પણ તેમાં રાચી રહેલા જીવોને ચાર પાંચ દિવસ-થોડા વખત સુધી ભલે સુખ લાગે, પણ અંતે તો તે ધૂલની વસ્તુ ધૂલરૂપ જ થઇ જાય છે. અર્થાત્ ભવના પ્રપંચમાંથી કાંઇ પણ સારભૂત તત્ત્વ હાથમાં આવતું જ નથી ૩૯

મોહરૂપી વાઘરી છે અને મનરૂપ જાળ છે. તેમાં પડેલો જીવ મૃગસમાન જાણવો. હે મુનિઓ ! તે મનજાળમાં તમે પડશો નહિ. જે મુનિ તે મનજાળમાં પડે નહિ તેને પછી કોઇ પ્રકારનું દુઃખ રહેતું નથી ૪૦

જ્યારે મન આત્મસન્મુખ થાય છે ત્યારે પારકાના ગુણ-દોષ તરફ દૃષ્ટિ દેતું નથી. વિશેષ પ્રકારે આ રીતે મન જ્યારે આત્મા સન્મુખ બને, ત્યારે તેને આત્મામાં લગાડવું કે જેથી જ્ઞાન અને ધ્યાનના રસની વિશેષ પુષ્ટિ થાય. ૪૧

પરમાં એટલે શરીર, મન, વાણી, ઘર, ધન અને

અર્થ ત્રિલિંગી પદ લહે, સો નહિ આતમરૂપ;
તો પદ કરી કયું પાઇએ ? અનુભવ-ગમ્ય સ્વરૂપ. ૪૩

દિસિ દાખી નવિ ડગ ભરે, નય પ્રમાણ પદકોડિ;
સંગ ચલે શિવપુર લગે, અનુભવ આતમ જોડી. ૪૪

આતમ-ગુણ અનુભવત ભી, દેહાદિકતેં ભિન્ન;
ભૂલે વિભ્રમ-વાસના, જોરેં ફિરે ન ખિન્ન. ૪૫

---

સ્રી આદિમાં આત્મબુદ્ધિ-અહંકાર ધારણ કરે છે, ત્યારે આત્મા આત્મગુણની ગંધ પણ પામતો નથી પણ જ્ઞાની પુરૂષ જ્યારે આત્મામાં અને આત્માનાં ગુણોમાં અહમ્ વૃત્તિ ધારણ કરી પરવસ્તુથી-શરીર-કર્મ આદિથી રહિત થઇ જાય છે, ત્યારે મુક્તિપદ પામે છે. ૪૨

જે આ દેખાતાં ત્રણ લિંગ ( સ્રીલિંગ, પુરુષલિંગ અને નપુંસકલિંગ ) રૂપ શરીરને આત્મારૂપે જાણે છે, તે બહિરાત્મા છે અને તે આત્માના સાચા સ્વરૂપને જાણતો નથી માટે લિંગથી ભિન્ન અનુભવગમ્ય આત્મસ્વરૂપ જાણવું. ૪૩

શાસ્રો તો દિશા માત્ર બતાવનાર છે. દિશા બતાવીને ઊભા રહે છે તેમનું કાર્ય એટલું જ છે અર્થાત્ નયશાસ્ર અને પ્રમાણશાસ્રના ક્રોડો પદો જોવા માત્રથી આત્મસ્વરૂપ તરફ એક ડગલું પણ ભરી શકાતું નથી પણ આત્માની સાથે અનુભવ જોડવાથી તે અનુભવજ મોક્ષનગર સુધી સાથે ચાલે છે. ૪૪

આત્માના ગુણોને અનુભવતો અને " આત્મા એ શરીર

દેખે સો ચેતન નાહિ, ચેતન નાહિ દિખાય;
રોષ તોષ કિનસું કરે ? આપહિ આપ બુઝાય. ४६

ત્યાગ ગ્રહણ બાહિર કરે, મૂઢ કુશલ અંતરંગ;
બાહિર અંતર સિદ્ધકું, નહિ ત્યાગ અરુ સંગ. ४७

આતમજ્ઞાને મન ધરે, વચન-કાય-રતિ છોડ;
તો પ્રકટે શુભ વાસના, ગુણ અનુભવકી જોડ. ४८

---

આદિથી ભિન્ન છે" એવી ભાવના કરવા છતાં પણ પૂર્વના ભ્રમવાસનના યોગે પાછું આત્મ સ્વરૂપ ભુલાય છે. માટે ક્ષણે ક્ષણે આત્મ-સ્વરૂપ સંભારી આત્મસ્વરૂપમાં રમણતા કરવી. ४५

આ જે દેખાય છે તે (શરીર, મન, વાણી, સાતધાતુ, શરીર, ઘરબાર વગેરે વસ્તુઓ) ચેતન નથી, ચેતન=આત્મા એ દેખાતો નથી-અરૂપી છે. તો કોનાથી રોષ કરું ? અને કોનાથી તોષ માનું ? આથી પોતાના આત્માને પોતાની મેળે ઓળખી આત્મસ્વરૂપમાં જ મગ્ન રહેવું ઉચિત છે. ४६

મૂઢ જીવ બાહ્યવસ્તુમાં ત્યાગ અને ગ્રહણબુદ્ધિ ધારણ કરે છે. અને કુશળ એવો અંતરાત્મા અંતરંગ-આત્મામાં ત્યાગ (=રાગદ્વેષનો તથા આઠ કર્મનો ત્યાગ) અને ગ્રહણ (આત્માના આઠ ગુણ અને આત્માની અનંત ઋદ્ધિનું ગ્રહણ) કરે છે. અર્થાત્ અંતરાત્મા આવિર્ભાવની અપેક્ષાએ સ્વગુણ પર્યાયનું ગ્રહણ કરે છે અને સિદ્ધાત્માને બાહ્યથી કે અંતરથી ત્યાગ કે ગ્રહણ કશું હોતું નથી ४७

મન જો વચન અને કાયાની રતિ છોડીને આત્મજ્ઞાનમાં

યોગારંભીકું અસુખ, અંતર બાહિર સુખ;
સિદ્ધ-યોગકું સુખ હે, અંતર બાહિર દુઃખ. ૪૯

સો કહીએ સો પૂછીએ, તામેં ધરિયે રંગ;
યાતેં મિટે અબોધતા, બોધરૂપ હુઈ ચંગ. ૫૦

નહિ કછુ ઇંદ્રિય વિષયમેં, ચેતનકું હિતકાર;
તોભી જન તામેં રમે, અંધો મોહ અંધાર. ૫૧

મૂઢાતમશું તે પ્રબલ, મોહે છાંડિ શુદ્ધ;
જાગત હે મમતા ભરે, પુદ્‌ગલમેં નિજ બુદ્ધિ. ૫૨

---

રતિ ધારણ કરે તો અંતરમાં શુભ વાસના પ્રગટે છે અને તે આત્મગુણના અનુભવને જોડી આપે છે. ૪૮

યોગારંભીને-આત્મસ્વરૂપનો પ્રથમ અનુભવ કરનારને બાહ્ય વસ્તુમાં સુખ અને અંતરમાં દુઃખ લાગે છે. પણ સિદ્ધયોગીને-યથાર્થ આત્મસ્વરૂપ જાણનારને કેવળ આત્મ સ્વરૂપમાં જ સુખ લાગે છે. અને બાહ્યવિષયો દુઃખરૂપ લાગે છે. ૪૯

માટે તે જ આત્મસ્વરૂપ કહેવું, તે આત્મસ્વરૂપ જ પૂછવું, તેમાં જ આનંદ ધારણ કરવો જેથી અજ્ઞાનદશા નાશ પામે અને સુંદર જ્ઞાનદશાને-જ્ઞાનમય-આત્મસ્વરૂપને પામે. ૫૦

ઇન્દ્રિયોના વિષયમાં ચેતનને કાંઇ હિતકારક-લાભ નથી. તો પણ મોહરૂપ અંધકારથી અંધ બનેલા જીવો તેમાં-ઇન્દ્રિયોના વિષયોમાં રમે છે-આનંદ પામે છે. ૫૧

મોહથી શુદ્ધાત્મસ્વરૂપની શુદ્ધિ જેણે છોડી છે એવા

તા કું બોધન-શ્રમ અફલ, જાકું નહિ શુભ યોગ;
આપ આપકું બૂઝવે, નિશ્ચય અનુભવ ભોગ. ૫૩

પરકો કિસ્યો બુઝાવનો, તું પર-ગ્રહણ ન લાગ;
ચાહે જેમેં બુઝનો, સો નહિ તુઝ ગુણ ભાગ. ૫૪

જબ લોં પ્રાની નિજમતેં, ગ્રહે વચન મન કાય;
તબલો હિ સંસાર થિર, ભેદ-જ્ઞાન મિટિ જાય. ૫૫

સૂક્ષ્મ ધન જીરન નવે, જ્યું કપરે ત્યું દેહ;
તાતેં બુધ માનેં નહિ, આપની પરિણતિ તેહ; ૫૬

---

મૂઢાત્માને પુદ્દગલ દ્રવ્યોમાં અહંપણાની બુદ્ધિ જાગે છે અને પરદ્રવ્યમાં મમતા કરે છે. ૫૨

જે જીવને શુભ યોગ પ્રગટ્યો નથી-પોતાના આત્મ-સ્વરૂપ પ્રત્યે રુચિ થઇ નથી. તેને બોધ કરવાનો શ્રમ કરવો તે નિષ્ફળ છે. નિશ્ચયથી જોતાં પોતે જ પોતાના આત્માને સમજાવી શકાય છે, એમ અનુભવી મહાપુરુષો કહે છે. ૫૩

પરને-બીજાને કઈ રીતે બુઝવવો ?-જેને બોધ કરવા ઇચ્છું છું તે હું નથી, અને હે આત્મા ! તું બીજાને ગ્રાહ્ય નથી તું જેનામાં બોધ કરવાને ઇચ્છે છે, તે તારા ગુણોને ભોગવનાર નથી. કેમકે આત્મા સ્વસંવેદનગ્રાહ્ય છે. ૫૪

મનુષ્ય જ્યાં સુધી મન, વચન અને કાયા એ ત્રણમે વિષે આત્મબુદ્ધિ ધારણ કરે છે, ત્યાં સુધી તેનો સંસાર સ્થિર જાણવો. અને એ ત્રણથી આત્મા ભિન્ન છે, એવું ભેદજ્ઞાન થાય ત્યારે તેનો સંસાર મટી જાય છે. ૫૫

જાડું વસ્ત્ર પહેરવાથી હું જાડો છું, એમ જ્ઞાની પુરુષ

હાનિ વૃદ્ધિ ઉજ્વલ મલિન, જ્યું કપરે ત્યું દેહ;
તાતેં બુદ્ધ માને નહિ; અપની પરિણતિ તેહ. ૫૭
જૈસે નાશ ન આપકો, હોત વસ્ત્રકો નાશ;
તૈસે તનુકે નાશતેં, ચેતન અચલ અનાશ. ૫૮
જંગમ જગ થાવર પરે, જાકું ભાસે નિત્ત;
સો ચાખે સમતા-સુધા, અવર નહિ જડ-ચિત્ત. ૫૯

---

માનતો નથી તેમ શરીર જાડું થતાં પણ આત્મા જાડો છે, એમ માનતો નથી તેમ શરીર પાતળું પડતાં આત્મા પાતળો છે, એમ માનતો નથી; જ્ઞાની તો આત્મપરિણતિવાળો જ હોય છે. ૫૬

જેમ કપડાની હાનિ-વૃદ્ધિ થવાથી કે કપડું ઉજ્જ્વળ કે મલિન થવાથી જ્ઞાની પોતાને હાનિ કે વૃદ્ધિ પામેલો અગર ઉજ્જ્વળ કે મલિન થયેલો માનતો નથી તેમ શરીરની હાનિ-વૃદ્ધિમાં કે ઉજ્જ્વળતા કે મલિનતામાં પોતાના આત્માની હાનિ-વૃદ્ધિ કે ઉજ્જ્વળતા કે મલિનતા જ્ઞાની માનતો નથી. ૫૭

જેમ વસ્ત્રનો નાશ થવાથી પોતાનો નાશ થતો નથી તેમ શરીરનો નાશ થવાથી આત્માનો નાશ થતો નથી. ચેતન તો અચલ અને અવિનાશી છે. ૫૮

હંમેશા જેને હાલતું-ચાલતું જગત (શરીર આદિ) સ્થાવર પથ્થર આદિની જેમ જડ લાગે છે, તે સમતારૂપી અમૃતરસને ચાખે છે, બીજો જડબુદ્ધિવાળો તે સમતારૂપી અમૃત ચાખી શકતો નથી. ૫૯

મુગતિ દૂર તાકૂં નહિ, જાકું થિર સંતોષ;
દૂર મુગતિ તાકું સદા, જાકૂ અવિરતિ-પોષ. ૬૦
હોત વચન મન ચપલતા, જનકે સંગ નિમિત્ત;
જન-સંગી હોવે નહિ, તાતેં મુનિ જગ-મિત્ત. ૬૧

---

જેના મનમાં સ્થિરપણે સંતોષે નિવાસ કર્યો છે, તેને મુક્તિ દૂર નથી-મુક્તિ તેની નજીકમાં જ છે. અને જેને અવિરતિની પુષ્ટિ થાય છે-જેના હૃદયમાં સંતોષ નથી તેનાથી મુક્તિ હંમેશા દૂર છે. ૬૦

મનુષ્યોના સંસર્ગથી વચન અને મનની ચપલતા થાય છે, તેથી મુનિઓએ મનુષ્યનો સંસર્ગ ત્યજવો. અને સંસર્ગનો ત્યાગ કરનાર મુનિઓ જગતના મિત્ર છે.

અહીં મનુષ્યોનો સંસર્ગ તજવાની વાત છે, તે સાપેક્ષ દૃષ્ટિએ અથવા અવસ્થાવિશેષે સમજવી. સંસારરસિક, ભવાભિનંદી, રજોગુણ અને તમોગુણથી આવૃત્ત થયેલા-અર્થાત્ રજોગુણ અને તમોગુણથી રંગાયેલા મનુષ્યોનો સંસર્ગ સાધકપુરુષોએ અવશ્ય ત્યાગ કરવો જોઈએ. પરંતુ જ્ઞાની, ગુણી, યોગી, અધ્યાત્મી અને ગીતાર્થ મહાપુરુષોનો તો અવશ્ય સંગ કરવો જોઈએ. કારણ કે ગુરુકુલવાસમાં જીવનના અંત સુધી ગુણી પુરુષોની નિશ્રામાં રહેવાનું શાસ્ત્રોમાં ભારપૂર્વક પ્રતિપાદન કરવામાં આવેલું છે. તેથી તાત્પર્ય એ છે કે આત્મસાધનામાં મગ્ન બનેલા યોગીઓ સામાન્યજનોને પ્રિય એવી લૌકિક પ્રવૃત્તિમાં પડે નહિ, મનમાં લૌકિક પ્રવૃત્તિને સ્થાન આપે નહિ. ૬૧

ગ્રામ નગર વનકે વિષે, માને દુવિધ અબુદ્ધ;
આતમ-દર્શીકું વસતિ, કેવલ આતમ શુદ્ધ. ૬૨

આપ-ભાવના દેહમેં, દેહાંતર ગતિ હેત;
આપ-બુદ્ધિ જો આપમેં, સો 'વિદેહ' પદ દેત. ૬૩

ભવિ શિવપદ દિઇ આપકું, આપહી સન્મુખ હોઇ;
તાતેં ગુરુ હૈ આતમા, અપનો ઓર ન કોઇ. ૬૪

---

નગર કે વન એ બેને તો અજ્ઞાની પોતાના નિવાસ માને છે-અર્થાત્ અજ્ઞાની પોતાને નગરમાં રહેતા નગરવાસી માને છે અને વનમાં રહેતા વનવાસી માને છે પણ આત્મ-દર્શી એવા જ્ઞાનીને તો શુદ્ધાત્મા એ જ રહેવાનું સ્થાન છે.

મનમાં જે વસ્તુનો સંકલ્પ ન હોય તે વસ્તુ પાસે હોય તોપણ ન હોવા બરાબર જ છે. તેથી વસતીમાં રહેવા છતાં મુનિઓ મનથી તો આત્મામાં જ—એકાંતમાં જ સ્થિત હોય છે, એમ સમજવું.

અને જો મનમાં સંકલ્પ વિકલ્પની બહુલતા હોય તો વનમાં રહે તો પણ એકાંત કહેવાય નહિ. ૬૨

દેહમાં આત્મબુદ્ધિ કરવી તે ભવપરંપરાનું કારણ છે પણ જો આત્મામાં જ જો આત્મબુદ્ધિ ધારણ કરે તો તે વિદેહપદ=દેહરહિતપદ=મોક્ષપદનો હેતુ છે. ૬૩

પોતાનો ભવ્ય આત્મા જ આત્માની સન્મુખ બની આત્માને મોક્ષ પદ આપે છે. એટલા માટે વાસ્તવિક રીતિએ-નિશ્ચય નયથી આત્મા જ આત્માનો ગુરુ છે પણ બીજો કોઇ આત્માનો ગુરુ નથી. ૬૪

સોવત હૈ નિજ ભાવમેં, જાગે તે વ્યવહાર;
સુતો આતમ-ભાવમેં, સદા સ્વરૂપાધાર. ૬૫

અંતર ચેતન દેખકે, બાહિર દેહ સ્વભાવ;
તાકે અંતર-જ્ઞાનતેં, હોઈ અચલ દ્રઢ ભાવ. ૬૬

ભાસે આતમજ્ઞાન ધુરિ, જગ ઉન્મત્ત સમાન;
આગે દ્રઢ અભ્યાસતેં, પથ્થર તૃણ અનુમાન. ૬૭

ભિન્ન દેહતેં ભાવિયે, જ્યું આપહીમેં આપ;
જ્યું સ્વપ્નહીમેં નહિ હુએ, દેહાતમ-ભ્રમ-તાપ. ૬૮

---

જે વ્યવહારમાં જાગે છે, તે આત્મભાવમાં ઉંઘે છે, વ્યવહારમાં ઉંઘે છે, તે હંમેશા સ્વ-પોતાના રૂપના આધારભૂત એવા આત્મભાવમાં જાગતાં છે. ૬૫

જેઓ આત્માને અંતરમાં દેખી અને દેહ સ્વભાવને બાહ્યરૂપે દેખે, તેઓ અંતરના જ્ઞાનથી અચલ અને દ્રઢભાવવાળા થાય છે. ૬૬

પ્રારબ્ધયોગી-એવા આત્મજ્ઞાનીને પ્રથમ જગત ઉન્મત્તની જેવું જણાય છે પણ આગળ દ્રઢ અભ્યાસથી પત્થર અને તૃણ જેવું ભાસે છે. ૬૭

આત્માને શરીરથી ભિન્ન વિચારીયે તો આત્મામાં જ આત્મા જણાય. જેથી સ્વપ્નમાં પણ "દેહ એજ આત્મા છે" એવા ભ્રમનો તાપ ન થાય. ૬૮

પુણ્ય પાપ વ્રત અવ્રત, મુગતિ દોઉકે ત્યાગ;
અવ્રત પરે વ્રત ભી ત્યજે, તાતેં ધરિ શિવ-રાગ. ૬૯

પરમ-ભાવ-પ્રાપ્તિ લગે વ્રત ધરિ અવ્રત છોડિ;
પરમ-ભાવ-રતિ પાયકે, વ્રતભી ઇનમેં જોડિ. ૭૦

દહન સમેં જ્યું તૃણ દહે, ત્યું વ્રત અવ્રત છેદિ;
ક્રિયા શક્તિ ઇનથેં નહિ, યા ગતિ નિશ્ચય ભેદ. ૭૧

---

પુણ્ય-પાપ, વ્રત-અવ્રત અથવા વ્રતથી પુણ્ય, અવ્રતથી પાપ, અને તે બંનેના ત્યાગથી મુક્તિ થાય છે. માટે મોક્ષાર્થી મોક્ષનો રાગ ધારણ કરી અવ્રતની પેઠે છેવટે વ્રતથી પણ નિવૃત્ત થાય છે. ધર્મસંન્યાસ નામનો યોગ પ્રાપ્ત થાય છે, ત્યારે યોગ સામર્થ્યના બળે પછી તેને વ્રતની જરૂર રહેતી નથી. તે અવસ્થામાં ઇચ્છા વિના પણ શુભ યોગનું પ્રવર્તન સ્વાભાવિક રીતે જ ચાલુ હોય છે. જેમ પ્રથમ દંડની પ્રેરણાથી ચક્રનું ભ્રમણ થાય છે અને પછી દંડની પ્રેરણા વિના પણ પોતાની મેળે જ ચક્રભ્રમણ ચાલે છે તેમ યોગની ઉચ્ચ ભૂમિકામાં સહજ રીતે પ્રયત્ન વિના જ આત્માની પવિત્રતા જળવાઇ રહે છે. ૬૯

પ્રથમ હિંસા વગેરે અવ્રતોનો ત્યાગ કરવો જરૂરી છે અને જ્યાં સુધી પરમ વીતરાગભાવ પ્રાપ્ત ન થાય ત્યાં સુધી મહાવ્રતોને ધારણ કરવાં જોઇએ. પછી પરમ વીતરાગતા-રૂપ પદ પમાય ત્યારે વ્રતને પણ તેમાં જોડી દેવા. ૭૦

જેમ અગ્નિ તૃણને બાળીને પોતે તેમાં સમાઇ જાય છે, તેમ વ્રત પણ અંતે વિલયભાવને પામે છે. અવ્રતને

વ્રત ગુણ ધારત અવ્રતિ, વ્રતિ જ્ઞાન ગુણ હોઇ;
પરમાતમકે જ્ઞાનતેં, પરમ-આતમા હોઇ. ૭૨

લિંગ દેહ આશ્રિત રહે, ભવકો કારણ દેહ;
તાતેં ભવ છેદે નહિ, લિંગ-પક્ષ-રત જેહ. ૭૩

જાતિ દેહ આશ્રિત રહે, ભવકો કારણ દેહ;
તાતેં ભવ છેદે નહિ, જાતિ-પક્ષ-રત-જેહ. ૭૪

---

છેદવાની ક્રિયાશક્તિ વ્રતમાં નથી. બાહ્ય અને અભ્યંતર બે પ્રકારનાં અવ્રતને છેદવાની શક્તિ તો નિશ્ચયનયથી આત્માનાં સ્વભાવમાં રહેલી છે. ૭૧

અવ્રતી વ્રતગુણ ધારણ કરીને અને વ્રતી જ્ઞાનગુણ ગ્રહણ કરીને અનુક્રમે પરમાત્મજ્ઞાનથી સંપન્ન થઇને પરમાત્મા થાય છે. ૭૨

લિંગ એટલે જટા ધારણ કરવી, ભગવાં વસ્ત્ર પહેરવાં, દંડ ધારણ કરવો, અમુક શરીર ઉપર ચિહ્ન ધારણ કરવા, તે સર્વ દેહને આશ્રય કરીને રહેલા છે, અને દેહ તે સંસારનું કારણ છે, તેથી જેઓ માત્ર લિંગ-ચિહ્નમાં જ આગ્રહ રાખનારા છે એવા કદાગ્રહવાળા જીવો મુક્તિ પામતા નથી. ૭૩

બ્રાહ્મણ ક્ષત્રિય આદિ જાતિ તે દેહને આશ્રીને રહી છે, અને દેહ એ સંસારનું કારણ છે, માટે જેઓ માત્ર જાતિમાં જ રક્ત રહે છે-જાતિનું જ અભિમાન કરે છે, તેઓ સંસારનો છેદ કરી શકતા નથી-મુકિત પામતા નથી ૭૪

જાતિ-લિંગકે પક્ષમેં, જિનકું હૈ દ્રઢ-રાગ;
મોહ-જાલમેં સો પરેં, ન લહે શિવ-સુખ ભાગ. ૭૫

લિંગ દ્રવ્ય ગુન આદરે, નિશ્ચય સુખ વ્યવહાર;
બાહ્ય લિંગ હઠ નય મતિ, કરે મૂઢ અવિચાર. ૭૬

ભાવ લિંગ જાતેં ભયે, સિદ્ધ પનરહ ભેદ;
તાતેં આતમકું નહિ, લિંગ ન જાતિ ન વેદ. ૭૭

પંગુ દ્રષ્ટિ જ્યું અંધમે, દ્રષ્ટિ-ભેદ નહુ દેત;
આતમ-દ્રષ્ટિ શરીરમેં, ત્યું ન ધરે ગુન હેત. ૭૮

---

જે મનુષ્યને જાતિ અને લિંગના પક્ષમાં જ એકાંત દ્રઢરાગ છે એટલે જાતિ અને લિંગને જ મુક્તિનું કારણ માને છે, તે અજ્ઞાની જીવ મોહની જાળમાં ફસાયેલો છે. તે મોક્ષસુખ પામી શકતો નથી. ૭૫

દ્રવ્યલિંગ છે તે આત્મગુણોનો સ્વીકાર કરવામાં હેતુભૂત છે, નિશ્ચયનયથી સાધ્ય જે મોક્ષસુખ તેમાં દ્રવ્યલિંગરૂપ વ્યવહાર કારણભૂત છે, પણ દ્રવ્યલિંગ તે એકાંતે મોક્ષનું કારણ નથી, તેમ છતાં જે મૂઢ કેવળ બાહ્ય લિંગમાં જ હઠ-કદાગ્રહ રાખે છે, તે વસ્તુના યથાર્થ સ્વરૂપનો વિચાર કરી શકતો નથી. ૭૬

ભાવલિંગ ઉત્પન્ન થતાં સિદ્ધના પંદર ભેદો થયા, માટે આત્માને લિંગ, જાતિ કે વેદ કશું નથી. આત્મા સ્વગુણોથી જ સિદ્ધ થાય છે, ભાવલિંગ છે તે આત્માના ગુણસ્વરૂપ છે. ૭૭

જેમ અમજુ માણસ પાંગળાની દૃષ્ટિને આંધળાની દૃષ્ટિ માનતો નથી. તેમ જે દેહ અને આત્માના ભેદને જાણે છે

સ્વપ્ન વિકલતાદિક દશા, ભ્રમ માને વ્યવહાર;
નિશ્ચય નયમેં દોષ-ક્ષય, વિના સદા ભ્રમચાર. ૭૯

છૂટે નહિ બહિરાતમા, જાગતભી પઢિ ગ્રંથ;
છૂટે ભવથેં અનુભવી, સુપન-વિકલ નિર્ગ્રંથ. ૮૦

પઢિ પાર કહાં પાવનો? મિટયો ન મનકો ચાર;
જ્યું કોલ્હુકે બેલકૂં, ઘરહી કોસ હજાર. ૮૧

---

તે ગુણના હેતુરૂપ આત્માની દૃષ્ટિને શરીરમાં ધારણ કરતો નથી. અર્થાત્ અંતરાત્મા શરીરથી ન્યારો વર્તે છે. ૭૮

વ્યવહાર નય સ્વપ્ન અને વિકલતા-ઉન્મત્તપણા આદિ દશાને ભ્રમરૂપ માને છે, નિશ્ચયનયમાં તો દોષનો ક્ષય થયેલ હોવાથી સદાય ભ્રમનો ચાર નથી. અર્થાત્ આત્મદર્શી અંતરાત્માને સુપ્તાદિ અવસ્થામાં પણ વિભ્રમ નથી તો જાગ્રત્ અવસ્થામાં વિભ્રમ ક્યાંથી હોય? ૭૯

બહિરાત્મા ગ્રંથો ભણે, જાગતો રહે તો પણ કર્મથી છૂટતો નથી. પણ અનુભવી અંતરાત્મા મુનિ દૃઢ અભ્યાસને લીધે નિદ્રા લેતો હોય કે વિકલ હોય તો પણ સંસારથી છૂટે છે-કર્મરહિત થાય છે. ૮૦

જો મનના વિકલ્પો ન મટે તો ભણીને પણ પાર શી રીતે પામી શકાય? કોલુનો બળદ આખો દિવસ ફર્યા કરે અને મનમાં જાણે કે હું હજારો ગાઉ ચાલ્યો પણ તે ઘેરનો ઘેર જ હોય છે. ૮૧

જિહાં બુદ્ધિ થિર પુરુષકી, તિહાં રુચિ તિહાં મન લીન;
આતમ-મતિ આતમ-રુચિ, કાહુ કૌન આધીન ? ૮૨

સેવત પરમ પરમાતમા, લહે ભવિક તસ રૂપ;
બતિયાં સેવત જ્યોતિકું, હોવત જ્યોતિ-સરૂપ. ૮૩

આપ આપમેં સ્થિત હુએ, તરૂથેં અગ્નિ-ઉદ્યોત;
સેવત આપહિ આપકું, ત્યું પરમાતમ હોત. ૮૪

યાહિ પરમપદ ભાવિયે, વચન અગોચર સાર;
સહજ જ્યોતિ તો પાઇયે, ફિર નહિ ભવ-અવતાર. ૮૫

---

જ્યાં મનુષ્યની બુદ્ધિ સ્થિરપણે ચોંટે છે ત્યાં તેની રુચિ પણ થાય છે અને મન પણ તેમાં લીન બને છે, જેને આત્મવિષયમાં જ મતિ થાય છે, આત્મામાં જ રુચિ થાય છે-આત્મામાં જ પ્રીતિ થાય છે, તે પુરુષ બીજા કોને આધીન છે ? અર્થાત તે બીજા કોઇને આધીન નથી: ૮૨

પરમાત્માની સેવા કરવાથી ભવ્ય જીવ તે પરમાત્માના રૂપને પામે છે, જેમ દીપથી ભિન્ન એવી વાટ તે દીપની જ્યોતિને સેવીને પોતે પણ જ્યોતિ સ્વરૂપ બને છે. ૮૩

આત્મા આત્મામાં સ્થિર થવાથી પરમાત્મરૂપ બને છે, જેમ વૃક્ષ પોતે પોતાની સાથે ઘસાતાં વૃક્ષમાં અગ્નિ પ્રગટે છે અને પોતે અગ્નિરૂપ થઇ જાય છે, તેમ, આત્મા પણ આત્માનું ધ્યાન કરતાં પરમાત્મરૂપ થઇ જાય છે. ૮૪

આ આત્મા જ મોક્ષપદ છે, એમ ભાવીએ અને તેવી ભાવનાથી વચનને અગોચર એવું મોક્ષપદ પમાય છે, અને

જ્ઞાનીકું દુઃખ કછુ નહિ, સહજ સિદ્ધ નિર્વાણ;
સુખ પ્રકાશ અનુભવ ભએ, સબહિ ઠોર કલ્યાણ. ૮૬

સુપન-દ્રષ્ટિ સુખ નાશતેં, જ્યું દુ.ખ ન લહે લોક;
જાગર-દ્રષ્ટિ-વિનષ્ટમેં, ત્યું બુધકું નહિ શોક. ૮૭

સુખ-ભાવિત દુઃખ પાયકે, ક્ષય પાવે જગજ્ઞાન;
ન રહે સો બહુ તાપમેં, કોમલ ફૂલ સમાન. ૮૮

---

તેથી આત્માની સ્વાભાવિક જ્યોતિ (કેવળજ્ઞાન) પ્રાપ્ત થાય છે. અને તેથી ફરીથી સંસારમાં અવતાર-જન્મ થતો નથી. ૮૫

જ્ઞાનીને કોઈપણ પ્રકારનું દુઃખ નથી, જ્ઞાનીને સહજ રીતે મોક્ષ સિદ્ધ થાય છે. સુખનો પ્રકાશ કરનાર અનુભવ ઉત્પન્ન થતાં સર્વત્ર કલ્યાણની પરંપરા પ્રાપ્ત થાય છે. ૮૬

સ્વપ્નમાં જોયેલ સુખનો નાશ થવાથી જેમ લોક દુઃખ પામતો નથી, તેમ જાગ્રત્ અવસ્થામાં જોયેલ શરીર આદિનો નાશ થવાથી પંડિતજનને શોક થતો નથી. ૮૭

સુખભાવિત જ્ઞાન-શાતાવેદનીયના યોગે ભાવિત જ્ઞાન, દુઃખ પ્રાપ્ત થતાં નાશ પામે છે-દુઃખના વખતમાં ટકી શકતું નથી. જેમ બહુ તાપમાં કોમળ ફૂલ કરમાઇ જાય છે, તેમ સુખભાવિત જ્ઞાન દુઃખ પડવાથી રહે નહિ અર્થાત્ કષ્ટ વખતે સુખભાવિત જ્ઞાનવાળાને સમાધિ રહેતી નથી પણ તે અસમાધિમાં પડી જાય છે. ૮૮

દુઃખ-પરિતાપેં નવિ ગલે,દુઃખ-ભાવિત મુનિ-જ્ઞાન;
વજ્ર ગલે નવિ દહનમેં, કંચનકે અનુમાન. ૮૯

તાતેં દુઃખસું ભાવિએ, આપ શક્તિ અનુસાર;
તો દૃઢતર હુઇ ઉલ્લસેં, જ્ઞાન-ચરણ-આચાર. ૯૦

રનમેં લરતે સુભટ જ્યું, ગિને ન બાન-પ્રહાર;
પ્રભુ-રંજનકે હેત ત્યું, જ્ઞાની અસુખ-પ્રચાર. ૯૧

---

અને દુઃખના પરિતાપથી દુઃખભાવિત-સમતાપૂર્વક દુઃખને સહન કરનાર મુનિવરનું જ્ઞાન ગળી જતું નથી-નાશ થતું નથી. જેમ અગ્નિમાં વજ્ર ગળતું નથી અને સોનાને અગ્નિમાં નાખવાથી પોતાનું મૂળ સ્વરૂપ ત્યાગતું નથી પણ ઉલટું વધારે શુદ્ધ થાય છે, તેમ દુઃખના પરિ-તાપથી-પરિષહ આદિથી મુનિનું જ્ઞાન ગળી જતું નથી પણ વધારે શુદ્ધ થાય છે. ૮૯

તેથી પોતાની શક્તિ અનુસાર શારીરિક આદિ કષ્ટ સહન કરી આત્માને ભાવવો કે જેથી આત્માનો ઉપયોગ સ્થિર થઇ ઉલ્લાસ પામે અને એમ કરવાથી જ્ઞાન અને ચારિત્રનો દૃઢ ભાવ થાય. ૯૦

યુદ્ધમાં લડતાં સુભટો જેમ બાણના પ્રહારને ગણતા નથી, તેમ આત્મારૂપ પ્રભુને રંજન કરવા માટે કર્મરૂપી શત્રુની સાથે લડતા જ્ઞાની પુરુષો પણ દુઃખના પ્રચારને ગણતા નથી. ૯૧

વ્યાપારી વ્યાપારમેં સુખ કરિ માને દુઃખ;
ક્રિયા-કષ્ટ સુખમેં ગિને, ત્યું વંછિત મુનિ-મુખ્ય. ૯૨

ક્રિયા યોગ અભ્યાસ હૈ, ફલ હૈ જ્ઞાન અબંધ;
દોનુંકું જ્ઞાની ભજે, એક-મતિ મતિ-અંધ. ૯૩

ઇચ્છા શાસ્ત્ર સમર્થતા, ત્રિવિધ યોગ હૈ સાર;
ઇચ્છા નિજ શક્તે કરી, વિકલ યોગ વ્યવહાર. ૯૪

---

જેમ વ્યાપારીને વ્યાપાર કરતાં અનેક પ્રકારનું દુઃખ થાય છે, છતાં તેને તે સુખ કરીને માને છે, તેમ મુનિ-રાજ પણ આત્મસુખની વાંછા કરતા ક્રિયાના કષ્ટોને-દુઃખોને પણ સુખરૂપ માને છે-પરિષહ વગેરેથી ઉત્પન્ન થતાં દુઃખોને પણ સુખરૂપ માને છે. ૯૨

યોગ અભ્યાસરૂપ ક્રિયા છે અને અબંધ (કર્મબંધનો અભાવ) રૂપ ફળવાળું જ્ઞાન છે. જ્ઞાની પુરુષ જ્ઞાન અને ક્રિયા એ બંનેને સેવે છે. જે એકની મતિવાળો હોય-જ્ઞાન અને ક્રિયામાંથી એકને સેવે અને એકને ન સેવે તે અંધ છે-અજ્ઞાની છે. અર્થાત્ એવો એકાંતવાદી તત્ત્વને પામી શકતો નથી. ૯૩

(૧) ઇચ્છાયોગ (૨) શાસ્ત્રયોગ અને (૩) સામર્થ્ય-યોગ આ ત્રણ યોગ સારભૂત છે. (જે યોગદૃષ્ટિ સમુચ્ચય આદિ ગ્રન્થોમાં બતાવ્યા છે) ઇચ્છાયોગ એટલે પોતાની શક્તિ મુજબ સૂત્રાર્થનું ઇચ્છકપણું હોય પણ ક્રિયા આદિ આચરણ બરાબર શુદ્ધ ન હોય—વિકળ હોય. ૯૪

શાસ્ત્ર-યોગ ગુન-ઠાણકો, પૂરન વિધિ આચાર;
પદ અતીત અનુભવ કહ્યો, યોગ તૃતીય વિચાર. ૯૫
રહે યથા બલ યોગમેં, ગ્રહે સકલ નય સાર;
ભાવ-જૈનતા સો લહે, વહે ન મિથ્યાચાર. ૯૬
મારગ-અનુસારી ક્રિયા, છેદે સો મતિહીન;
કપટ-ક્રિયા-બલ જગ ઠગે, સો ભી ભવજલ-મીન. ૯૭
નિજ નિજ મતમેં લરિ પરે, નયવાદી બહુ રંગ;
ઉદાસીનતા પરિણમે, જ્ઞાનીકું સરવંગ. ૯૮

---

ગુણઠાણાને યોગ્ય અવિકલ અર્થાત્ પૂર્ણ વિધિ-આચારવાળો યોગ હોય તે શાસ્ત્રયોગ કહેવાય છે. અને શાસ્ત્રમાં બતાવેલા જે ઉપાયો તેનું અતિક્રમણ કરીને શક્તિના અધિકપણાથી ધર્મવ્યાપારયોગ આદરે તે ત્રીજો સામર્થ્ય નામનો યોગ છે. ૯૫

યથાશક્તિ યોગબળમાં રહી જે સકલ નયનો સાર ગ્રહણ કરે છે અર્થાત મધ્યસ્થપણું ધારણ કરે છે, તે મિથ્યાચારને ઇચ્છતો નથી. અને તે જ ભાવજૈનપણું પામે છે. ૯૬

મોક્ષમાર્ગને અનુસરનારી જે જે શુભ ક્રિયાઓ શાસ્ત્રમાં બતાવવામાં આવી છે, તે શુભ ક્રિયાઓનો જે છેદ કરે છે, તે જીવ મતિહીન જાણવો. તેમ જ કપટ ક્રિયાના બળથી જે જગતને ઠગે છે, તે પણ સંસારસમુદ્રમાં મત્સ્યની જેમ પરિભ્રમણ કરે છે. ૯૭

એક એક નયનો વાદ કરનારા પોત-પોતાના મતમાં પરસ્પર ખંડન-મંડન કરીને લડી પડે છે. તે નયવાદીઓનો

દોઉ લરે તિહાં ઇક પરે, દેખનમેં દુઃખ નાંહિ;
ઉદાસીનતા સુખ-સદન, પર પ્રવૃત્તિ દુઃખ છાંહિ. ૯૯

ઉદાસીનતા સુરલતા, સમતારસફલ ચાખ;
પર-પેખનમેં મત પરે, નિજ ગુણ નિજમેં રાખ. ૧૦૦

ઉદાસીનતા જ્ઞાન-ફલ, પર-પ્રવૃત્તિ હે મોહ;
શુભ જાનો સો આદરો, ઉદિત વિવેક-પ્રરોહ. ૧૦૧

---

એક-બીજાનો ઝઘડો જોઈને જે જ્ઞાની છે તે તો સર્વ રીતિએ ઉદાસીન-મધ્યસ્થ ભાવમાં લીન રહે છે ૯૮

બે વાદીઓ લડે તેમાં એક પડે-હારે ત્યાં મધ્યસ્થભાવે રહીને નિરીક્ષણ કરવામાં દુઃખ નથી પણ તેમાં પ્રવેશ કરી નયવાદથી હઠ-કદાગ્રહ કરવાથી દુઃખ થાય છે. જ્ઞાની આવું નયવાદીઓનું સ્વરૂપ જાણીને ઉદાસીનભાવે રહે છે. તે ઉદાસીનતા એ સુખનું ઘર છે પરમાં પ્રવૃત્તિ કરવી તે દુઃખની છાયા છે. જ્ઞાની પરમાં પ્રવૃત્તિ કરતો નથી. ૯૯

ઉદાસીનતા એ કલ્પવેલી છે. તેનાં સમતારસરૂપ ફળને ચાખો. પોતાના સ્વભાવમાં પોતાના ગુણને પોતામાં રાખી, પર-પદાર્થને જોવામાં પડીશ નહિ. ૧૦૦

ઉદાસીનતા એ જ્ઞાનનું ફળ છે, અને પરમાં પ્રવૃત્તિ કરવી એ મોહ છે જેને વિવેકનો પ્રરોહ ઉત્પન્ન થયો છે, એવા હે ભવ્ય જીવો! જે સારું જાણો તેને આદરો-કરો. ૧૦૧

દોધક શતકે ઉદ્ધર્યું, તંત્ર સમાધિ વિચાર;
ધરો એહ બુધ! કંઠમેં, ભાવ-રતનકો હાર. ૧૦૨
જ્ઞાન વિમાન ચારિત્ર પવિ, નંદન સહજ-સમાધિ;
મુનિ સુરપતિ સમતા શચી, રંગે રમે અગાધિ. ૧૦૩
કવિ જશવિજયે એ રચ્યો, દોધક શતક-પ્રમાણ;
એહ ભાવ જો મન ધરે, સો પાવે કલ્યાણ. ૧૦૪
[ ઈતિ શ્રી સમાધિતંત્ર દોધક સંપૂર્ણ. ]

---

આ સમાધિના વિચારરૂપી તંત્ર સો દોધક છંદથી ઉદ્ધર્યો-બનાવ્યો. હે પંડિત પુરુષો ! ભાવતરત્નોનો આ હાર કંઠમાં ધારણ કરો ૧૦૨

જ્ઞાનરૂપ વિમાનમાં મુનિરૂપી ઇંદ્ર બેસે છે, હાથમાં ચારિત્રરૂપી વજ્ર ધારણ કરે છે સહજ સમાધિરૂપી નંદનવનમાં તે મુનિરૂપી ઇંદ્ર સમતારૂપી ઇંદ્રાણી સાથે અગાધ આનંદ કરે છે. ૧૦૩

કવિ યશોવિજયજીએ-ઉપાધ્યાય શ્રી યશોવિજયજી વાચકે સો દોધક છંદ પ્રમાણ આ ગ્રંથ રચ્યો. આ ગ્રંથનો ભાવ જે મનમાં ધારણ કરશે તે કલ્યાણને પામશે. ૧૦૪

[ ઈતિ ઉપાધ્યાય શ્રી યશોવિજયજી વાચક કૃત
સમાધિશતક સમાપ્ત ]



## સમતા અને મમતા

( રાગ-નાયકી કનડા અથવા ટોડી )

ચેતન ! મમતા છારિ પરીરી, દૂર પરીરી. ચેતન૦ (ટેક)
પરરમનીસું પ્રેમ ન કીજે, આદરી સમતા આપ વરીરી. ચે૦ ૧

મમતા મોહચંડાલકી બેટી, સમતા સંયમનૃપકુમરીરી;
મમતા મુખ દુર્ગંધ અસત્યે, સમતા સત્ય સુગંધી ભરીરી. ચે૦ ૨

મમતાસેં લરતે દિન જાવે, સમતા નહિ કોઉ સાથ લરીરી;
મમતા હેતુ બહુત હે દુશ્મન, સમતાકે કોઉ નાહિં અરિરી. ચે૦ ૩

મમતાકી દુર્ગતિ હે આલી, ડાકિની જગત અનર્થ કરીરી;
સમતાકી શુભમતિ હૈ આલી, પર ઉપગાર ગુણું સમરીરી. ચે૦ ૪

મમતા-પૂત ભએ કુલખંપન. સોક બિયોગ મહામચ્છરીરી;
સમતા-સુત હોવેગો કેવલ, રહેંગો દિવ્ય નિશાન ઘુરી. ચે૦ ૫

સમતા-મગન રહેંગો ચેતન !, જો એ ધારે શીખ ખરીરી;
સુજગ વિલાસ લહેગો તો તૂં, ચિદાનંદઘન પદવી વરીરી. ચે૦ ૬



## સમતાનું મહત્વ

( રાગ-ગોડી )

જબ લગેં સમતા ક્ષણું નહિ આવે,
જબ લગેં ક્રોધ વ્યાપક હે અંતર,
તબ લગેં જોગ ન સોહાવે. જબ૦ ૧

બાહ્યક્રિયા કરે કપટ કેલવે, ફિરકે મહંત કહાવે;
પક્ષપાત કબહુ નહિ છાડે, ઉનકું કુગતિ બોલાવે. જબ૦ ૨

જિન જોગીને ક્રોધ કિહાંતે, ઉનકું સુગુરુ બતાવે;
નામ ધારક ભિન્નભિન્ન બતાવે, ઉપશમ વિનુ દુઃખ પાવે. જબ૦ ૩

ક્રોધ કરી ખંધક આચારજ, હુઓ અગ્નિકુમાર;
દંડકી નૃપનો દેશ પ્રજાલ્યો, ભમિયો ભવ મોઝાર. જબ૦ ૪

સંબ પ્રદ્યુમ્નકુમાર સંતાપ્યો, કષ્ટ દીપાયન પાય;
ક્રોધ કરી તપનો ફલ હાર્યો, દીધો દ્વારિકા દાહ. જબ૦ ૫

કાઉસ્સગ્ગમાં ચઢયો અતિ ક્રોધ, પ્રસન્નચંદ્ર ઋષિરાય;
સાતમી નરકતણાં દલ મેલી, કડવાં તે ન ખમાય. જબ૦ ૬

પાર્શ્વનાથને ઉપસર્ગ કીધો, કમઠ ભવંતર ધીઠ;
નરક તિર્યંચનાં દુઃખ પામી, ક્રોધતણાં ફલ દીઠ. જબ૦ ૭

એમ અનેક સાધુ પૂર્વધર, તપિયા તપ કરી જેહ;
કારજ પડે પણ તે નવિ ટકિયા, ક્રોધતણું બલ એહ. જબ૦ ૮

સમતાભાવ વલી જે મુનિ વરિયા, તેહનો ધન્ય અવતાર;
ખંધક ઋષિની ખાલ ઉતારી, ઉપશમે ઉતર્યો પાર. જબ૦ ૯

ચંડરૂદ્ર આચારજ ચલતાં, મસ્તક દીયા પ્રહાર;
સમતા કરતાં કેવલ પાયો, નવદીક્ષિત અણગાર. જબ૦ ૧૦

સાગરચંદનું શીસ પ્રજાલ્યું, નીસભસેન નરેંદ;
સમતાભાવ ધરી સુરલોકે, પોતા પરમ આનંદ. જબ૦ ૧૧

ખેમા કરતાં ખરચ ન લાગે, ભાંગે કોડ કલેશ;
અરિહંત દેવ આરાધક થાયે, વાધે સુજશ પ્રવેશ. જબ૦ ૧૨



# અધ્યાત્મ બાવની

(ત્રણ પ્રકારના આત્માનું સ્વરૂપ)

માયાજાલ તું મૂક પર, શ્રુત ચારિત્ર વિચાર;
ભવજલ તારણ પોત સમ, ધર્મ હૈયામાં ધાર. ૧

ધર્મ થકી ધન સંપજે, ધર્મે સુખિયા હોય;
ધર્મે યશ વાધે ઘણો, ધર્મ કરો સહુ કોય. ૨

ધર્મ કરે જે પ્રાણિયા, તે સુખિયા ભવમાંહિ;
જગમાં સહુ કો જી જી કરે, આવી લાગે પાય. ૩

ધર્મ ધર્મ સહુ કરે, ધર્મ ન જાણે કોય;
ધર્મ શબ્દ જગમાં વડો, વીરલા બુજે[1] કોય. ૪

આતમ સાખે ધર્મ જે, ત્યાં જનનું શું કામ!
જન મનરંજન ધર્મનું, મૂલ ન એક બદામ. ૫

પાવેગા તબ તો કહે, તબ લગ કહ્યો ન જાય;
મન હૈ મેરો મસકરો, ભડકી ભાગી જાય. ૬

માણસ હોણા મુશ્કીલ હૈ, તો સાધ કિહાંસે હોય;
સાધુ હુવા તબ સિદ્ધ ભયા, કહેણી ન રહી કોય. ૭

સાધુ ભયા તો કયા હુઆ? ન ગયા મનકા દ્વેષ;
સમતાસું ચિત્ત લાય કે, અંતર-દૃષ્ટિ દેખ. ૮

ચેતનકું પરચ્યો નહિ, કયા હુવા વ્રત ધાર;
શાલ વિહુણા ખેતમેં, વૃથા બનાઇ વાડ. ૯

---

૧ સમજે.

આતમ અનુભવ વાસકી. કોઈક નવલી રીત;
નાક ન પકરે[1] વાસના, કાન ન ગ્રહે પરતીત. ૧૦

જિનવાણી નિત્યે નમું, કીજે આતમ શુદ્ધ;
ચિદાનંદ સુખ પાસીએ, મિટે અનાદિ અશુદ્ધ. ૧૧

શુદ્ધાતમ દરશન વિના, કર્મ ન છૂટે કોય;
તે કારણ શુદ્ધાતમા, દરશન કરો થિર હોય. ૧૨

આતમ અનુભવ તીરસે, મિટે મોહ અંધાર,
આપ રૂપમેં જલહલે, નહિ તસ અંત અપાર. ૧૩

તે આતમ ત્રિવિધ્ધ કહ્યો, બાહિજ[2] અંતર નામ;
પરમાતમ તિહાં તિસરો, જો અનંત ગુણધામ. ૧૪

(બહિરાત્મસ્વરૂપ)

પુદ્ગલ સે રાતો રહે, જાને ઈહ નિધાન;
તસ લાભે લોભે રહ્યો, બહિરાતમ અભિધાન. ૧૫

(અંતરાત્મલક્ષણ)

પુદ્ગલ ખલ સંગી[3] પરે, સેવે અવસર દેખ;
તનુ અશક્ત જ્યું લકડી, જ્ઞાન ભેદ પદ લેખ. ૧૬

બહિરાતમ તજ આતમા, અંતર આતમ રૂપ;
પરમાતમને ધ્યાવતાં, પ્રગટે સિદ્ધ સ્વરૂપ. ૧૭

---

૧ પકડે. ૨ બહિરાત્મા, ૩ દુર્જન.

પુદ્ગલ ભાવ રુચિ નહિ, [1]તાપેં રહે ઉદાસ;
સો આતમ અંતર લહે, પરમાનન્દ પ્રકાશ. ૧૮

સિદ્ધ સ્વરૂપી જો કહે, કછુ ન દેખે રૂપ;
અંતરદૃષ્ટિ વિચારતાં, એસેં સિદ્ધ અનુપ. ૧૯

અનુભવ ગોચર વસ્તુકો, જાણે એહી આહ્લાદ;
કહણ સુનનમેં કછુ નહિ, પામે પરમ આહ્લાદ. ૨૦

આતમ પરમાતમ હોવે, અનુભવરસ સંગતે;
[2]દ્વૈતભાવ મલ નીસરે, ભગવંતની ભગતે[3]. ૨૧

આતમ સંગેં વિલસતાં, પ્રગટે વચનાતીત;
મહાનંદ રસ [4]મોકલો સકલ ઉપાધિ રહિત. ૨૨

સિદ્ધસ્વરૂપી આતમા, સમતા રસ ભરપૂર;
અંતરદૃષ્ટિ વિચારતાં, પ્રગટે આતમરૂપ. ૨૩

( શુદ્ધ અનુભવ )

આપે આપ વિચારતાં, મન પામે વિસરામ;
રસાસ્વાદ સુખ ઉપજે, અનુભવ તાકો નામ. ૨૪

અનુભવ રત્ન ચિંતામણિ, અનુભવ હે રસકૂપ;
અનુભવ મારગ મોક્ષકો, અનુભવ શુદ્ધ સ્વરૂપ. ૨૫

ચિદાનંદ ચિન્મય સદા, અવિચલ ભાવ અનંત;
નિરમલ જ્યોતિ નિરંજનો, નિરાલંબ ભગવંત. ૨૬

---

૧ તેનાથી. ૨ રાગદ્વેષ અને મોહરૂપ ૩ ભક્તિથી. ૪ અખૂટ.

૧કંત કમલ પરે પંકથી, નિઃસંગે નિરલેપ;
જિહાં વિભાવ દુરભાવનો, નહિ લવલેશે ક્ષેપ[૨]. ૨૭

જ્યું નવનીતથી જલ બલે, તબ ઘૃત પ્રગટે ખાસ;
ત્યોં અંતર આતમથકી, પરમાતમ પરકાશ. ૨૮

શુદ્ધાતમ ભાવે રહ્યો, પ્રગટે નિર્મલ જ્યોત;
તે ત્રિભુવન શિર મુગટમણિ, ગયા પાપ સબ છોડ. ૨૯

નિજ સ્વરૂપ રહેતાં થકાં. પરમ રૂપકો ભાસ;
સહજ ભાવથી સંપજે, ઓર તે વચન વિલાસ. ૩૦

અતર દૃષ્ટિ દેખીએ, પુદ્ગલ ચેતનરૂપ;
પરપરિણતિ હોય વેગલી ન પડે તે ભવકૂપ. ૩૧

અંતરગત જાણ્યા વિના, જે પહેરે મુનિવેશ;
શુદ્ધ ક્રિયા તસ નવિ હોવે, ઇમ જાણી ધરો નેશ. ૩૨

અંતરગતની વાતડી, નવિ જાણે મતિ અંધ;
કેવલ લિંગધારી તણો, ન કરો નેહ પ્રસંગ. ૩૩

અંતર આત્મસ્વભાવ છે, જે નાણે મુનિરાય;
કર્મમેલ દૂરે કરી, ઇમ જાણે મનમાંય. ૩૪

આતમ વસ્તુસ્વભાવ છે, તે જાણે રિષિરાય;
અધ્યાત્મવેદી કહે, ઇમ જાણ્યો ચિત્તમાંય. ૩૫

આતમધ્યાને રમણતા, રમતાં આત્મસ્વભાવ;
અષ્ટ કર્મ દૂરે કરે, પ્રગટે શુદ્ધ સ્વભાવ. ૩૬

---

૧ આત્મા ૨ પ્રવેશ.

લાખ ક્રોડ વરસાં લગે કિરિયાએ કરી કર્મ;
જ્ઞાની સાસોસાસમાં, ઇમ જાણે તે મર્મ. ૩૭

અંતર મેલ સબ ઉપશમે, પ્રગટે શુદ્ધ સ્વભાવ;
અવ્યાબાધ સુખ ભોગવે, કરી કર્મ અભાવ. ૩૮

અક્ષય ઋદ્ધિ લેવા ભણી, અષ્ટ કર્મ કર દૂર,
અષ્ટ કર્મના નાશથી, સુખ પામે ભરપૂર. ૩૯

સંતોષી તે સદા સુખી, સદા સુધારસ લીન;
ઈંદ્રાદિક તસ આગલે, દીસે દુઃખીઆ દીન. ૪૦

જે સુખ નહિ સુરરાયમેં, નહિ રાજા નહિ રાય;
તે આતમ સુખ અનુભવે, શમ સંતોષ પસાય. ૪૧

સુરના સુખ ત્રિહું કાલના, અનંતગુણા તે કીધ;
અનંત વર્ગ વર્ગિત કર્યા, તો પણ સુખ સમિધ[1]. ૪૨

તે સુખની ઇચ્છા કરો, તો મૂકો પુદ્ગલ સંગ;
અલ્પ સુખને કારણે, દુઃખ ભોગવે પર સંગ. ૪૩

( પરમાત્મ–લક્ષણ )

ન્યારો આપ સ્વરૂપમેં, ન્યારો પુદ્ગલ લેખ;
સો પરમાતમ જાણીએ; નહિ જસ ભવકો ભેખ. ૪૪

---

૧ આ પ્રમાણે કર્યા છતાં તે સુખ આત્મિક સુખ પાસે કાંઇ લેખામાં નથી. સમિધ-બાલવાના લાકડા જેવાં છે, કારણકે તે પૌદ્ગલિક ને વિનાશી છે.

નામાતમ બહિરાતમા, થાપના કારણ જેહ;
સો અંતર દ્રવ્યાતમા, પરમાતમા ગુણ ગેહ. ૪૫

ભાવાતમસેં (સો) દેખીએ, કર્મભર્મકો નાશ;
જો કરુણા ભગવંતકી, ભાવે ભાવ ઉલ્લાસ. ૪૬

પરમ અધ્યાતમ તે લખે, સદ્‌ગુરુકેરે સંગ;
તિણકું ભવ સફલો હોએ, અવિહડ પ્રગટે રંગ ૪૭

ધર્મધ્યાન કો હેતુ યહ, શિવસાધન કે ખેત;
એસો અવસર કબ મિલે? ચેત શકે તો ચેત. ૪૮

વક્તા શ્રોતા સવિ મલે, પ્રગટે નિજગુણ રૂપ;
અખે ખજાનો જ્ઞાનકો, તિન ભુવનકો ભૂપ. ૪૯

અષ્ટ કર્મવન દાહિકે, જેહ સિદ્ધ જિનચંદ;
તા સમ જો અપ્પા ગણે, તાકું વંદે ઈંદ. ૫૦

કર્મ રોગ ઔષધ સમી, જ્ઞાન સુધારસ વૃષ્ટિ;
શિવસુખ અમૃત સરોવરે, જય જય સમ્યગ્‌દૃષ્ટિ. ૫૧

જ્ઞાનવૃક્ષ સેવો ભવિક, ચારિત્ર સમકિત મૂલ;
અમર અગમ પદ ફલ લહો, જિનવર પદ અનુકૂલ. ૫૨



# ગ્રન્થ સૂચિ

આ પુસ્તકમાં જે જે ગ્રન્થોમાંથી સુભાષિતો લેવામાં આવ્યા છે તે ગ્રન્થોની સૂચિ અત્રે આપવામાં આવે છે.

૧ શ્રી બૃહન્નમસ્કાર સ્તોત્ર
૨ શ્રી લઘુ નમસ્કાર સ્તોત્ર
૩ નમસ્કાર માહાત્મ્ય
૪ અધ્યાત્મ કલ્પદ્રુમ
૫ શાન્ત સુધારસ ભાવના
૬ યોગ શાસ્ત્ર (સટીક)
૭ ત્રિષષ્ઠિ શલાકા પુરુષ ચરિત્ર
૮ શ્રી વર્ધમાન દ્વાત્રિંશિકા
૯ ઉપમિતિ ભવ પ્રપંચાકથા
૧૦ શ્રી ઋષભ પંચાશિકા
૧૧ અન્ય યોગ વ્યવચ્છેદ દ્વાત્રિંશિકા
૧૨ અયોગ વ્યવચ્છેદ દ્વાત્રિંશિકા
૧૩ શ્રી કુમારપાલ ભૂપાલ વિરચિત સાધારણ જિન સ્તવન
૧૪ શ્રી વીતરાગ સ્તોત્ર
૧૫ પરમાત્મ પંચત્રિંશિકા
૧૬ પરમ જ્યોતિ પંચવિંશિકા
૧૭ શ્રી શક્રસ્તવ
૧૮ શ્રી વૈરાગ્ય કલ્પલતા
૧૯ અધ્યાત્મસાર
૨૦ અધ્યાત્મોપનિષદ્
૨૧ જ્ઞાનસાર

[illegible]

૨૨ પ્રશમ રતિ
૨૩ યોગ દૃષ્ટિ સમુચ્ચય
૨૪ યોગ બિન્દુ
૨૫ તત્ત્વામૃત
૨૬ ધર્મ બિન્દુ
૨૭ શ્રી તત્ત્વાર્થ સૂત્ર કારિકા
૨૮ શ્રી આવશ્યક નિર્યુક્તિ
૨૯ શ્રી ધર્મરત્ન પ્રકરણ
૩૦ શ્રાદ્ધ દિન કૃત્ય
૩૧ શ્રી શ્રાદ્ધ વિધિ
૩૨ ધર્મ સંગ્રહ
૩૩ હૃદય પ્રદીપ ષટ્ત્રિંશિકા
૩૪ નમસ્કાર સ્વાધ્યાય
સંસ્કૃત અને પ્રાકૃત
૩૫ ગૂર્જર સાહિત્ય સંગ્રહ ભા. ૧
૩૬ શ્રી નમસ્કાર મહામંત્ર
૩૭ શ્રી પરમેષ્ઠિ નમસ્કાર
૩૮ જિન ભક્તિ
૩૯ શ્રી આવશ્યક સૂત્રાણિ
૪૦ લલિત વિસ્તરા
૪૧ પંચ સૂત્ર
૪૨ ધ્યાન શતક
૪૩ ગુણ સ્થાનક ક્રમારોહ

